# જ્ઞાનયોગી ચંદુભાઇ

## સ્મારક ગ્રંથ




સંપાદક :
વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર




પ્રકાશક :
શ્રી રામકૃષ્ણ સેવાસમિતિ,
અમદાવાદ

# જ્ઞાનયોગી ચંદુભાઇ

## સ્મારક ગ્રંથ

સંપાદક :
વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર

ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम्
ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्मकर्म समाधिना ॥
(ગીતા અ. ૪. શ્લોક ૨૪)

પ્રકાશક :
શ્રી રામકૃષ્ણ સેવાસમિતિ
અમદાવાદ

# પ્રકાશકનું નિવેદન

કોઇ શુભ પળે શ્રી. વૈકુંઠલાલભાઇ અને સદ્‌ગત ચંદુભાઇની મુલાકાત કતારગામે થઇ. આ પછી બંનેનો પત્રવ્યવહાર શરૂ થયો, અને ટૂંક સમયમાં જ શ્રી ચંદુભાઇએ દેહ છોડયો. સદ્‌ગત ચંદુભાઇ સાહિત્યકાર ન હતા. જેઓ તેમના સમાગમમાં આવેલા હતા તેમને તેઓ પત્રો દ્વારા બોધ આપતા. આ બધા પત્રો ભેગા કરી છપાવવાનું કામ ઘણું જ મુશ્કેલ હતું. શ્રી. વૈકુંઠલાલભાઇએ પ્રથમ પોતાના ઉપર જે પત્રો આવેલા હતા તે છપાવી પ્રસિદ્ધ કર્યા અને જેઓ શ્રી ચંદુભાઇના પરિચયમાં આવ્યા હતા તેમના ઉપર મોકલી આપ્યા. સારા નસીબે શ્રી ચંદુભાઇએ પોતે લખેલ 'આત્મવૃત્તાંત' તેમના હાથમાં આવ્યું. આ 'વૃત્તાંત' અને શ્રી ચંદુભાઇના ગુરુ મહાત્મા દેવીદાનજીનું જીવનચરિત્ર તથા ઉપદેશ પણ છપાવી તેમણે પ્રસિદ્ધ કર્યા અને છૂટથી વહેંચ્યા, અને જેમની પાસે શ્રી ચંદુભાઇના પત્રો હતા તેમની પાસે તે પત્રોની તથા સંસ્મરણો વગેરેની માંગણી કરી. બહુજન હિતના કાર્યમાં આપણી ઉદાસીનતા જાણીતી છે. મહામહેનતે આ ગ્રંથનું લગભગ આખું સાહિત્ય તેમણે ભેગું કર્યું અને પોતાને ખર્ચે છપાવ્યું. પ્રથમનાં બે પ્રકાશનો તો તેમણે પોતાને ખર્ચે છપાવી મફત વહેંચ્યાં હતાં. આ પ્રકાશનની કિંમત રાખી છે, પરંતુ તેમાં ફાયદાની દૃષ્ટિ રાખી નથી. તેમની નાજુક તબિયત હોવા છતાં શ્રી ચંદુભાઇ તરફની ભક્તિથી પ્રેરાઈ ઘણોજ પરિશ્રમ કરી તેમણે આ પ્રકાશન બહાર પાડયું છે. જનતા આનો સારો લાભ ઉઠાવશે એવી આશા છે. શ્રી. ચંદુભાઇના બીજા ભક્તોની ફરજ છે કે શ્રી ચંદુભાઇનું બીજું સાહિત્ય ભેગું કરી પ્રગટ કરે. શ્રી. વૈકુંઠલાલભાઇએ માર્ગદર્શન કર્યું છે. તત્વજ્ઞાનનો સઘળો નિચોડ આ પુસ્તકમાં છે.

અમદાવાદ, વામન જયન્તી<br>તા૦ ૨૯-૮-૪૪.

શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ

ૐ

# સંપાદકના બે બોલ



(સ્મરણાંજલિ)

રાંદેર જેવા સ્થળમાં યોગી જેવું જીવન ગાળતા સાધુપુરુષ શ્રી ચંદ્રશંકરભાઇ (ઉર્ફે ચંદુભાઇ) અને તેમના સાધ્વી પત્ની શ્રી ગોદાવરી બહેનને આ જિંદગી દરમ્યાન હું મળું અને એ ત્રણ સાડાત્રણ માસનો ટૂંક પરિચય મારા જીવનમાં કંઇ કંઇ ફેરફાર કરશે તેનો મને ખ્યાલ નહિ હતો. કયાં રાંદેર અને કયાં મુંબાઇ?

નાદુરસ્ત તબિયતના કારણે, હવાફેર અર્થે માર્ચ ૧૯૪૨ આખરે મારે કતારગામ જવું થયું, તે વેળા ભાઇ શ્રી વિષ્ણુપ્રસાદ રતનરામ ઠાકોરે મને આગ્રહભરી સૂચના કરી કે, તબિયત સુધરેથી મારે શ્રી ચંદુભાઇને તથા શ્રી ગોદાવરી બહેનને મળવું અને તેમના સત્સંગનો લાભ જરૂર લેવો. હું મળવાં જાઉં તે પહેલાં ચંદરમી જૂને શ્રી ચંદુભાઇ પોતે જ મારા મકાને આવી ઊભા, અને તે પછી તો અમારો સંબંધ વધતો ગયો. તેમના રાંદેર મુકામે હું બાર તેર વાર જઇ આવ્યો અને તેમના જ્ઞાનનો–તેમના અનુભવનો યથાશક્તિ લાભ લીધો.

શ્રી ચંદુભાઇ ખુલ્લા દિલથી ઉપદેશ આપતા, પરંતુ તે બધો પચાવવાની શક્તિ મારામાં ન હતી. પહેલી મુલાકાત વખતે આત્માનું સ્વરૂપ સત્ ચિત્ આનંદ રૂપ છે એ સરળ ભાષામાં ટૂંકામાં સમજાવ્યું અને તે સંબંધમાં તેમણે લખેલી નાની પુસ્તિકા

"આત્મસાક્ષાત્કાર" મને આપી. તે પછી સ્વામી વિશુદ્ધાનંદજી- પ્રસિદ્ધ કાલી કામલીવાળાના "પક્ષપાતરહિત અનુભવપ્રકાશ" નામના હિંદી પુસ્તકના પ્રથમ ત્રેવીશ પાનાં સમજાવ્યાં, અને એવી રીતે નોંધ આપી કે એ આખું લગભગ પાંચસો પાનાનું પુસ્તક તે પછી વાંચવામાં બહુ મુશ્કેલી ના નડે. સ્વામી શ્રીરામતીર્થના પુસ્તકો વાંચવા પણ ભલામણ કરી. પણ મારૂં વાંચન કયાં અને તેમની સમજાવવાની શકિત કયાં? તેમની સમજૂતી અને ટિપ્પણથી જે લાભ મને મળ્યો તે અનેક પુસ્તકોનાં વાંચનથી નથી મળ્યો. તેમના પંદર માસના સત્સંગથી જે જ્ઞાન મેળવ્યું તે તે પહેલાંના પંદર વર્ષમાં પણ હું મેળવી શકયો નહિ હોઉં. પ્રત્યક્ષ વાણીથી જેટલું ચેતન મળે છે તેટલું પુસ્તકોમાંથી મળતું નથી, પણ જ્યારે એવા ગુરુનો સાક્ષાત લાભ ન મળે, ત્યારે સારા પુસ્તકો કેટલેક અંશે સત્સંગનું કામ કરે છે.

આ પુસ્તક માંહેલાં પત્રો પ્રસિદ્ધ કરવાનો હેતુ એ છે કે. જે જે ભાઇઓ અને બહેનો તે વાંચે તેમને ચંદુભાઇનાં સ્મરણો, તેમનું યોગી જેવું જીવન અને તેમણે અનેક ઉપર પોતાના જીવનની પાડેલી છાપ તાજાં થાય. આ પત્રોમાંથી તેમના આધ્યાત્મિક જીવનનો ખ્યાલ તો જરૂર આવશે. પરંતુ તેમના વ્યાવહારિક જીવનની પણ જે કેટલીક હકીકત જિજ્ઞાસુઓને ઉપયોગી થાય તેવી છે તે અહીં આપું છું. શ્રી ચંદુભાઇનું આત્મવૃત્તાંત (મહાત્માશ્રી દેવીદાનજીના જીવનચરિત્ર તથા ઉપદેશ સાથે)ગયા ફેબ્રુઆરી ૧૯૪૪ માં નાની પુસ્તિકારૂપે મેં પ્રકટ કર્યું હતું તેમાંથી મુખ્ય મુખ્ય વિગત અહીં ઉતારી છે.

*　　　*　　　*

શ્રી ચંદુભાઇના શરીરનો જન્મ સંવત ૧૯૪૦ ના ચૈત્ર વદ ૧૩-ઇ. સ. ૧૮૮૪ ના એપ્રિલ માસમાં થયો હતો. એમના

દાદા ફકીરભાઇ ભટ્ટ રૂના મોટા વેપારી હતા, પરંતુ પ્રેમચંદ રાય-ચંદના રૂના સટ્ટા વખતે રૂ ભરી રાખેલું તેની કિંમત એકદમ ઘટી ગઇ અને આસામી ખાધ ગઇ તેથી કુટુંબની આર્થિક સ્થિતિ ઘણી નબળી પડી ગયલી. પિતા નરોત્તમરામ તેમને નવ વર્ષનો મૂકીને પ્રભુશરણ થયા હતા. દાદી કતારગામમાં વૈજનાથ મહાદેવનું દહેરૂં છે તેનું પૂજન કરવા જાય ત્યારે ચંદુભાઇને સાથે લઇ જાય, અને બીજું કાંઇ આવડે નહિ એટલે એક પ્રાર્થના શીખવેલી–"પ્રભુ, સદ્‌બુદ્ધિ આપજે, કુબુદ્ધિ ટાળજે અને બધાનું કલ્યાણ કરજે." મરણ સમયે દાદીમાએ તેમને પાસે બોલાવી બે સૂચના આપી. (૧) ભાઇ, છોકરાંની ઇચ્છા કરીશ નહિ. (૨) પ્રભુ ભકિત કદી છોડીશ નહિ; બધું મળી રહેશે.

ચંદુભાઇના બા સ્વભાવે બહુ ભલા, ભોળા ને પ્રેમાળ હતા. તેમણે કોઇનું મન દૂભવ્યું નથી. ચંદુભાઇ કહેતા કે, એમના જેવા નિર્મળ પ્રેમાળ હૃદય ઘણામાં હોય તો કેવું સારૂં?

તેમના નાના કાકા શ્રી હરિકૃષ્ણ સ્વતંત્ર વિચારના અને સ્વદેશપ્રેમી શિક્ષક હતા. ઇ. સ. ૧૯૦૬ ની સ્વદેશી ચળવળ તરફ ચંદુભાઇને તેમણે વાળ્યા હતા. નાના કાકાનું ચારિત્ર્ય બહુ ઉચ્ચકોટિનું હતું. તેમના વિદ્યાર્થીઓ તેમના મુકતકંઠે વખાણ કરતા હતા. આવી રીતે કેટલાક ગુણો ચંદુભાઇને વારસામાં મળ્યા હતા. દાદાની ઉદારતા, પિતાશ્રીની બુદ્ધિમત્તા, દાદીમાની ભકિત, માતુઃશ્રીનું હૃદય, નાના કાકાની નિડરતા, વગેરે.

ચંદુભાઇનું લગ્ન ઇ. સ. ૧૮૯૫ માં નવચોરા ઔદિચ્ય સહસ્ર જ્ઞાતિમાં અગ્રગણ્ય ગણાતા પાઠક શ્રી. જયકૃષ્ણના બીજી પુત્રી ગોદાવરી સાથે થયું હતું. એ બહેન પણ નાનપણથી શિવપૂજન કરનાર અને સારા સંસ્કારવાળા હતા. બંને જણ નાની ઉમરથી એક બીજાને ખૂબ ચાહતા. ચંદુભાઇનો બોલ

પ્રભુનો મોક્ષ છે, એમ ગણીને ગોદાવરીબહેન વર્ત્યાં છે. એ બહુ ભણેલા નથી છતાં કાગળ વાંચી શકે છે. ભાગ્યે જ એકબીજા સાથે તેઓ તકરારમાં ઊતર્યા હશે.

કોલેજના અભ્યાસમાં ચંદુભાઇ બી.એ; સુધી પહોંચ્યા હતા. બી. એ; ના અભ્યાસ વખતે માંદગી આવવાથી પાસ થઇ શક્યા નહિ. તેમને નોકરીની જરૂર પડી ત્યારે મુંબાઇમાં સર વસનજી ત્રિકનજીના આસિ૦ પ્રાઇવેટ સેક્રેટરીની જગા મળી. શેઠ સાહેબ તેમની નોકરી અને તેમના વર્તનથી ખુશ થયા, અને તેમના છોકરાં હવાફેર કરવા ફ્રાંસ ગયાં હતાં ત્યાં ચંદુભાઇને મોકલ્યા.

ચંદુભાઇને ગાયત્રીનું રટણ બહુ હતું. વ્યવહારમાં મળી આવેલી સગવડોથી ગાયત્રીદેવી ઉપર તેમની આસ્થા બહુ વધી ગઇ હતી. તે ઉપરાંત શ્રી રામકૃષ્ણ પરમહંસના બોધવચનથી તેમના મન ઉપર ઊંડી છાપ પડી હતી.

મુંબાઇમાં સર વસનજીને ત્યાં ચંદુભાઇને પંડિત શ્રી લાલનજીના સત્સંગનો સારો લાભ મળેલો. પંડિતજી આધ્યાત્મિક જીવન ગાળે છે અને ગુજરાતમાં ને અન્યત્ર પ્રસિદ્ધ છે. આજે ૮૮ વર્ષની ઉમ્મરે પણ તેઓ પોતાને યુવાન માને છે, અને એ માન્યતાની અસર તેમના શરીર ઉપર એવી દૃઢ થઇ છે કે, આજે પણ તેમનાં શરીર ને વાણી જુવાન જેવાં જણાય છે. તેઓશ્રી કહે છે કે, બીજા માણસો મરવાની ઉતાવળ કરે છે, મારે ઉતાવળ નથી, મેં તો મરવાનું માંડી વાળ્યું છે. વળી કહે છે કે, બીજા માણસો મોહથી ડરે છે. હું તો મોહને કહું છું કે, તમે ભલે આવો. તમે આવશો એટલે હું તમારા હાથમાં આત્મા આપીશ, જેથી આત્મા ઉપર ખૂબ મોહ થાય. એટલે મોહને કામ મળે અને તે આપણને નડે નહિ. મુંબાઇના સહવાસ દરમ્યાન પંડિતજીને લાગ્યું હતું કે ચંદુભાઇ એ તેમની જાતના પ્રાણી છે.

તેઓ બંને ફરીથી ૧૯૧૧ માં ફ્રાંસમાં મળ્યા, જે વેળા તેમણે સ્વામી રામતીર્થનાં પુસ્તકો ચંદુભાઇને વાંચવા આપ્યા. ચંદુભાઇ તે વાંચતાં ધરાતા નહિ. લંડનમાં પંડિતજીએ એકવાર ચંદુભાઇને વિનોદમાં પૂછ્યું, "ઇશ્વર પ્રસન્ન થાય તો માગવું શું ?" ચંદુભાઇ કહે, "એ જ કે, 'તારૂં જે છે તે જ મને આપ !' "

ઇ. સ. ૧૯૧૨ માં ચંદુભાઇ હિંદુસ્તાન પાછા ફર્યા તે પછી તેમને એક જ લગની લાગી કે, "હું જીવનનો કોયડો ઉકેલવા આવ્યો છું, અને તે જેટલો જલદી ઉકેલાય તેટલું સારૂં." એટલે તે જ વર્ષમાં તેમણે શેઠ વસનજીની નોકરી છોડી, પણ ૧૯૧૩ સુધી તેમને ત્યાં જાવ આવ કરતા. ૧૯૧૩ માં શેઠની સાથે ઉતાકામંડ ગયા ત્યારે અંદરખાનેથી પાગલ જેવી અવસ્થા થવા માંડી. મધરાતે જંગલમાં નીકળી જાય, બરાબર ઊંઘે નહિ. આ બધી બાબત પંડિત લાલન જાણી ગયા એટલે તેમણે ચંદુભાઇ પાસે વચન લઇ લીધું કે, જ્યાં સુધી તેમના મા અને સ્ત્રી હયાત છે ત્યાં સુધી સંસાર છોડી સાધુ ના થવું. બીજી માગણી એ કરી કે, ભગવાં પહેરવાં નહિ; ભગવાં પહેરે મુક્તિ નથી. ચંદુભાઇ વચનથી બંધાયા. પંડિતજીએ કહ્યું કે, "મારાથી જેટલું આપી શકાય તેટલું મેં તને આપ્યું છે. હવે તને એક સંત બતાવું છું, ત્યાં જા, અને તે જે રસ્તો બતાવે તે રસ્તે ચાલ્યો જા; અને ત્યાં પણ ન ફાવે તો આપણે બે સાથે કાંઇક કરીશું."

પંડિત લાલનજી જેવા વાનપ્રસ્થ સાધુ આ જમાનામાં ક્યાંથી મળે ? તેઓ ભક્ત છે, યોગી છે, જ્ઞાની છે, છતાં કર્મ કરવામાં પણ શૂરા છે. પોતે જૈન છતાં ઉદાર મતવાદી છે. તેમણે ચંદુભાઇને જોધપુરવાળા *મહાત્માશ્રી દેવીદાન મહારાજની ઓળખાણ આપી ત્યાં મોકલ્યા.

---

* મહાત્મા શ્રી દેવીદાનજીના સંક્ષિપ્ત જીવનચરિત્ર તથા ઉપદેશ માટે પુસ્તકને છેડે પુરવણી જુઓ.

મહાત્માશ્રી દેવીદાનજીને ચંદુભાઇ મળ્યા ત્યારે શ્રી કૃષ્ણ જન્માષ્ટમી હતી. એજ એ સંતની જન્મતિથિ હતી. ચંદુભાઇએ મહાત્માશ્રીને કહ્યું કે, "મારે સ્ત્રી, પુત્ર, ધન કે સગાં સંબંધી કોઇ તરફનું દુઃખ નથી. સાધારણ ભક્તિ, ધ્યાન, યોગ, વગેરે મારી શક્તિ અનુસાર કર્યાં છે, મને શાંતિ અમુક કાળ સારી રહે છે, પણ પાછું ચણીઆરૂં (મન) ખસી જાય છે. હું પોતે છું (પરબ્રહ્મ) એની મને શંકા નથી. શાંતિ પૂરતા પ્રમાણમાં નથી એ મોટામાં મોટું દુઃખ છે." દેવીદાનજીએ ચંદુભાઇને પોતાની સાથે થોડા દિવસ રહેવા કહ્યું અને તેઓ રહ્યા. એમણે પહેલો ઉપદેશ એ કર્યો કે, "નથી કોઇ ગુરુ, નથી કોઇ શિષ્ય, તું પોતે ગુરુ છે. મન તારો શિષ્ય છે, તારો નિશ્ચય શું છે?" ચંદુભાઇએ કહ્યું કે, "પોતે નિરંજન, નિરાકાર, નિર્વિકાર, સચ્ચિદાનંદ, નિર્ભય, જન્મ-મરણ રહિત છું." ત્યારે એમણે કહ્યું, "પોતાની આંખ મીંચી પોતાની જાતને એટલું પૂછવું કે, 'હું છું કે નહિ? છું તો કેવો?' અને તે પછી આપણો નિશ્ચય નિરંજન, નિરાકાર, નિર્વિકાર, નિર્વિકલ્પ, સચ્ચિદાનંદ, નિર્ભય, જન્મમરણરહિત, વગેરે હૃદય-પૂર્વક બોલવો, એટલે એટલો વખત શુદ્ધ જ્ઞાનસમાધિ થઇ. આવી રીતે વીશ પચીશ વખત કરતા રહેવું એટલે શાંતિ આવી જશે." થોડા દિવસ સાથે રાખી મહાત્માશ્રીએ કાળી કામળી-વાળા બાવાનો "અનુભવ પ્રકાશ" વંચાવ્યો અને પછી કહ્યું, "તારી મા વગેરે તને યાદ કરે છે, માટે હવે જા. તારે કોઇ પાસે જવાની જરૂર નથી, અને અહીં પણ આવવાની જરૂર નથી. આનાથી વિશેષ જ્ઞાન નથી. જ્ઞાન અને અનુભવની વાત પૂછનારો તું એકલો મળ્યો છે. બાકી તો અહીં (બધા) શિષ્ય થવા આવે છે. (કોઇને) કરવું કાંઇ નથી. રિદ્ધિ-સિદ્ધિ જોઇએ છે, પૈસા જોઇએ છે, બૈરી છોકરાં જોઇએ છે, દવા શીખવી છે, એવી રીતે બધા આવે છે!"

૧૯૧૩ થી ૧૯૨૦ સુધી ચંદુભાઇ મહાત્માશ્રી પાસે ગયા નહિ, પરંતુ તે પછી તો દર વરસે કે એકાદ વરસને આંતરે તેમણે નિયમસર જવા માંડયું, અને તેમનાં ધર્મપત્ની શ્રી ગોદાવરી બહેન પણ તેમની સાથે જતાં. શ્રી ગોદાવરી બહેને અધ્યાત્મ માર્ગમાં સારી પ્રગતિ કરી અને પોતાનું શ્રેય કરી લીધું છે. તેમણે છોકરાં, વૈભવ કે પૈસાની લાલસા રાખી નથી અને બધા વિષયો ઉપર સારો કાબૂ મેળવ્યો છે. એમના જેવી સ્ત્રીઓ સંસારમાં ઘણી ઓછી હશે. પતિના કોઇ પણ કાર્યમાં વિઘ્ન નાંખ્યું નથી. પોતાને અમુક ઘરેણું કે લૂગડું જોઇએ છે એવું પણ માંગ્યું નથી.

મહાત્માશ્રી દેવીદાનજીની કૃપાથી ચંદુભાઇ પોતાને જોઇતી શાંતિ મેળવી શકયા. દેવીદાનજી પાસે તેઓ વખતોવખત જઇ આવેલા અને ત્રણેક વેળા લાગટ ત્રણ ચાર માસ રહેલા તે ઉપરથી, અને તેમના દૈનિક પરિચયથી ચંદુભાઇ જ એમની ગાદીને લાયક છે એવી મહાત્માજીની ખાતરી થઇ, તેથી ભવિષ્યમાં ચંદુભાઇ એ ગાદી સંભાળે એવી તેમણે માંગણી કરી; પરંતુ ચંદુભાઇએ ત્યાં રહેવા ને ગાદી સંભાળવા વિનયપૂર્વક ના પાડી અને એવો જવાબ વાળ્યો કે, "આપની અખંડ સેવામાં રહેનાર બાબુજી શ્રી ગુરુપ્રસાદજી એ પદ સારૂ શ્રેષ્ઠ છે." આ ગાદી સારૂ ચંદુભાઇને પસંદ કર્યા એ તેમની યોગ્યતા, તેમણે મેળવેલું ઊંચું પદ અને દેવીદાનજીની પૂર્ણ કૃપા સૂચવે છે. દેવીદાનજી મહારાજ ચંદુભાઇની સન્મુખ અને તેમની પાછળ, અરે પોતાના મરણના બે દિવસ અગાઉ પણ બોલેલા કે, "મારૂં જ્ઞાન તો એક ગુજરાતી જ પચાવી શકયો છે. એવો બીજો મેં જોયો નથી." ચંદુભાઇએ કેમ ના પાડી એ બાબત મેં તેમને ખરૂં કારણ પૂછયું ત્યારે તેમણે દેવીદાનજી મહારાજને કહેલું એક વાકય કહ્યું. "મહાત્માજી, ઉપાધિમાંથી છોડાવ્યો છે તો ફરીથી શાને નાંખો છો?"

મહાત્મા શ્રી દેવીદાનજીની સંવત્સરી તા૦ ૨૦-૮-૧૯૪૩ દિવસે હતી. તે પ્રસંગે હાજર રહેવા સારૂ ચંદુભાઇ એકલા (ગોદાવરી બહેન આ વેળા પ્રારબ્ધવશાત્ ના જઇ શકયાં) જોધપુર મુકામે તા૦ ૧૮ ઓગસ્ટે પહોંચ્યાં. ત્યાં સાતેક અઠવાડિયાં આનંદમાં ગાળી રાંદેર પાછા ફરતાં રસ્તામાં અમદાવાદ થોડા દિવસ રહેવા માટે તા૦ ૭-૧૦-૪૩ ના રોજ ઊતર્યા. બીજે જ દિવસે સવારે આશરે નવ વાગે તેમના હૃદયમાં સખત દુઃખાવો શરૂ થયો, અને ડૉકટરની હાજરીમાં જોતજોતામાં પ્રાણ છોડયા.

મને તીવ્ર ઇચ્છા હતી કે, કાં તો એમની સાથે હું ફરીથી દોઢ બે માસ રહું, કાં તો એમને સહકુટુંબ દિવાળી પછી મારે ત્યાં મુંબઇ આવવા વિનંતિ કરૂં. મારા મનોરથ મનમાં જ સમાઇ ગયા. 'તૂટયો મારો તંબૂરાનો તાર, ભજન અધુરૂં રહ્યું રે!' गुरु बिन कौन बतावे बाट! પ્રભુ ઇચ્છા.

* * *

ચંદુભાઇનો રોજનો કાર્યક્રમ જાણવા વાંચકને જિજ્ઞાસા થાય એ સ્વાભાવિક છે. તેઓ સવારે પાંચ વાગે ઊઠતા. જાગતા કે તુરત પોતે "સાક્ષી" છે એવો અનુભવ કરી પથારીમાંથી ઊઠી પોતાનો નિત્યક્રમ શરૂ કરતા. કેટલીકવાર વહેલા જાગી પથારીમાં "સાક્ષી"નો અનુભવ લેતા આનંદમાં વધુ વખત પથારીમાં પડી રહેતા. ઊઠયા પછી નિત્યકર્મ એટલે શૌચ, દાતણ, સ્નાન વગેરે આટોપ્યા પછી પત્રોના જવાબ આપવાના હોય તો આપતા. સમાધાન અર્થે જે કોઇ મળવા આવતા તેમને તેમની શંકાનું સમાધાન કરી આપતા. વળી ઔષધ લેવા આવે તેમને મફત ઔષધ આપતા. કેટલાક જણ વ્યાવહારિક કોયડા ઉકેલાવવા આવતા તેમને તે પણ યથાશક્તિ ઉકેલી આપી સાચો માર્ગ બતાવતા.

અને જ્યારે જ્યારે નવરા પડે, ત્યારે "હું કોણ"નું સતત ચિંતવન કરતા.

બપોરે કેટલાક જિજ્ઞાસુઓ આવે તો તેમની સાથે સ્વામી રામતીર્થ, અનુભવપ્રકાશ, યોગવાસિષ્ઠ વગેરે વાંચતા.

સાંજે ૭ વાગે બહાર એકથી દોઢ માઇલ ફરવા જતા. ત્યાંથી આવ્યા બાદ વાળું કરવાનું હોય તો તે કરીને રાતના નવ વાગે પ્રાર્થના કરતા. પ્રાર્થનામાં ગીતાના બીજા અધ્યાયમાં "સ્થિતપ્રજ્ઞ"નાં લક્ષણો આપ્યાં છે તે બોલતા, ઇશાવાસ્ય ઉપનિષદ્ બોલતા, અને શ્રીમદ્ શંકરાચાર્યનાં સ્તોત્રો બોલતા. આ પ્રાર્થનામાં કેટલાકો નિયમિત સામેલ થતા. પ્રાર્થના પૂરી થાય તે પછી કેટલીકવાર ઉપર કહેલાં પુસ્તકોમાંથી કોઇ કોઇ જીજ્ઞાસુ સાથે પોણો કલાક–કલાક વાંચન થતું.

રાત્રે અગિયાર વાગે સૂઇ જતા.

* * *

નાનપણથી જ ચંદુભાઇ ચુસ્ત સ્વદેશી હતા, અને જ્યારે મહાત્મા ગાંધીજીએ દેશનું દારિદ્ર ફિટાડવા–દેશોધ્ધાર સારૂ–રેંટિયો ને ખાદી પ્રજા સમક્ષ ધર્યાં ત્યારે તેમણે રેંટિયો કાંતવો શરૂ કર્યો અને સંપૂર્ણ ખાદીભકત બન્યા. મહાત્માજી સારૂ તેમને અપૂર્વ માન હતું એ તેમણે જુદી જુદી વ્યકિતઓને લખેલા પત્રો ઉપરથી (આ પુસ્તકમાં) જોઇ શકાશે. દાંડીકૂચ વેળા ડૉ૦ સુમન્ત ભાઇ બ. મહેતાની સૂચનાથી ગાંધીજીએ ચંદુભાઇને ત્યાં એક દિવસ મુકામ કરેલો–ગાંધીજીને તે વખતમાં ઉતારો આપવો એ સરકારની કડક આંખ ખેંચવા સમાન હતું, પરંતુ ચંદુભાઇ ડર્યા ન હતા, અને ગાંધીજી સારૂ જોઇતો સઘળો જરૂરી બંદોબસ્ત પોતાના મકાનમાં કરી આપ્યો હતો.

એ પ્રસંગની વાત નીકળતાં તેઓ મને કહે કે, "ખરેખરૂં અપરિગ્રહવ્રત તો ગાંધીજી પાસેથી હું શીખ્યો. 'પોતાના શરીરને ટકાવવા સારૂ જરૂર પૂરતો જ ખોરાક લેવો જોઇએ, અને એક કોળિયો પણ વધુ લેવાય તો અપરિગ્રહવ્રત તૂટે.' આવી આકરી વ્યાખ્યા તેઓએ બતાવી છે અને હમેશા આચરણમાં મૂકતા આવ્યા છે."

બીજા એક પ્રસંગે કહે કે, "ગાંધીજી મારા ગુરુ થવાને લાયક છે પણ મારામાં તેમના શિષ્ય થવાની લાયકાત નથી. તેઓ એટલા મોટા છે કે એમના જેટલું નર્યું સત્ય અને અહિંસા કોઇ બોલી કે દાખવી શકયા નથી. અત્યાર સુધી એમ મનાતું કે, જેમાં ખરાબ હેતુ ન હોય એવું અસત્ય (દા. ત. વિનોદમાં બોલાતું અસત્ય) બોલેથી કે વર્તવાથી કંઈ બંધન થતું નથી-ખરાબ હેતુ જ બંધનકર્તા છે. પરંતુ ગાંધીજી વિનોદમાંયે અસત્ય ન બોલવું એમ કહે છે. એમનું જીવન જોઇને ઘણી વાતો મારા જીવનમાં ઘટાવવી મને સહેલી થઇ ગઇ છે."

વળી કહે કે, "ગાંધીજી એક ખરા ગૃહસ્થ સંન્યાસી–મહાભારતમાં વર્ણવ્યા છે તેવા છે. અતિથિ ભૂખ્યા ન રહે તેથી હોળો, હોળી, એ બચ્ચાં સૌ અગ્નિમાં કૂદી પડે છે એ બતનું તેમનું આત્મસમર્પણ—પોતે, પત્ની, પુત્રો સૌનું બલિદાન–કોના સારૂ ?"

* * *

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

જેઓ અનન્ય (ભકિત) ભાવથી મારૂં ચિંતન કરી મારી ઉપાસના કરે છે તેવા નિત્ય યોગયુકત (રહેનારા) મનુષ્યોના યોગક્ષેમનો બોજો હું વહું છું. (તેમનું યોગક્ષેમ હું ચલાવું છું.) ગીતા. અ. ૯. શ્લો. ૨૨.

લંડનમાં એક વખત ચંદુભાઇના નાનાભાઇ શ્રી અમૃતલાલે ચંદુભાઇને પૂછ્યું હતું કે, "મોટાભાઇ, આમ તમને ઉદાસીનતા કેમ આવી જાય છે?" ચંદુભાઇએ કહ્યું કે, "મને પ્રભુ તરફ જવાની ઘણી મરજી છે, આપણા આખા કુટુંબનું પોષણ વ્યાજમાંથી પૂરૂં થાય એટલી મિલકત નથી, અને હું છું ત્યાંસુધી મારે કુટુંબનો ભાર વહન કરવો જોઇએ. જો કામ કરવા જાઉં તો પ્રભુ તરફના જવાના માર્ગમાં અંતરાય આવ્યા કરશે, એટલે બરાબર રસ્તો મળતો નથી." અમૃતભાઇએ કહ્યું કે, "હું હવે લાયક ઉમ્મરનો છું અને કુટુંબનો બોજો મારે માથે લેવા તૈયાર છું. તમારે જે કરવું હોય તે કરો. કુટુંબ સંબંધી જરા પણ ચિન્તા કરશો નહિ."

જેને ભગવાન માટે તાલાવેલી લાગે છે તેના યોગક્ષેમ માટે ભગવાન સગવડ કરી આપે છે. ચંદુભાઇના સંસાર વ્યવહારનો બોજો મોટા ભાગે અમૃતભાઇએ અને વખતોવખત ચંદુભાઇના ઇષ્ટ મિત્રોએ ઉપાડી લીધો હતો, અને એ રીતે આર્થિક ઉપાધિમાંથી તેમને મુકત કર્યા હતા.

મારા ટૂંક પરિચયનો આ ટૂંક વૃત્તાંત છે.

* * *

ગુજરાતી ભાષામાં પત્રોનું સાહિત્ય બહુ ઓછું છે. આવા સાહિત્યમાં કુદરતી ચેતનની વાણી સરળ અને સહજ ભાવે નીકળતી અનુભવવામાં આવે છે, અને તેથી સાધકોને ઘણો ઉત્સાહ મળી રહે છે. જ્ઞાનયોગી ચંદુભાઇના આ ગ્રંથના વાંચનારાનો ઉત્સાહ પ્રભુ વધારી આપે એવી નમ્ર પ્રાર્થના સાથે મારી આ સ્મરણાંજલિ સમાપ્ત કરૂં છું.

એક મુખ્ય બાબત લખવી રહી જાય છે, અને તે સ્વામી શ્રી માધવતીર્થજીનો અંતઃકરણપૂર્વક આભાર માની તેમનું ઋણ

 

સ્વીકારવાની. આ પ્રકાશનનો આરંભ કર્યો ત્યારથી તે છેવટ સુધી એમણે બાતબાતની સૂચના કરી મારી મુશ્કેલીઓ કમી કરી મારૂં કામ સરળ કરી આપ્યું છે. વળી મારી વિનંતિનો તુરત સ્વીકાર કરીને આ પુસ્તકનો વિદ્વત્તાભર્યો ઉપોદ્ઘાત-તેમના અનેક વ્યવસાય દરમ્યાન-લખી આપ્યો છે. એમનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે. એમને મેં ઘણો પરિશ્રમ આપ્યો છે તેનો યત્કિંચિત્ બદલો પણ હું ક્યારે વાળી શકીશ?

આ ગ્રંથમાં છપાયલા કેટલાક પત્રો તથા કેટલીક અગત્યની વિગત મેળવી આપવામાં ભાઇશ્રી નારૂશંકર મ. ભટ્ટ અને અ. સૌ. પ્રેમીબહેન ભૂ. શાહે મને જે સહાય આપી છે તે બદલ તેમનો પણ આભાર માની લઉં છું.

શ્રી રામકૃષ્ણ સેવાસમિતિના પ્રાણસમા પણ એક મૂંગા સેવક ભાઇશ્રી વિષ્ણુપ્રસાદ ર. ઠાકોરના શ્રી ચંદુભાઇ તરફના આદરણીય ભક્તિભાવે આ ગ્રંથ તૈયાર કરવામાં મને વખતોવખત ઉત્સાહ અને ચેતન આપ્યાં છે, અને તેમના મારા તરફના પ્રેમે જ આ ગ્રંથ મારા હાથે બહાર પડાવ્યો છે.

કુસુમકુંજ, નવમો રસ્તો, ખાર<br>ઋષિપંચમી, તા૦ ૨૩-૮-૪૪

વૈકુંઠલાલ શ્રી. ઠાકોર



# ઉપોદ્ઘાત

આ પુસ્તકમાં જેમનો ઉપદેશ આપવામાં આવેલ છે તે શ્રીમાન ચંદુભાઈ વાનપ્રસ્થ દશામાં રહેતા એક સાધુપુરુષ હતા. વાનપ્રસ્થ દશામાં પાળવાના મુખ્ય સાધન, બ્રહ્મચર્ય, તપ, સત્સંગ, અને (સંસારી વાતો અને સંસારી સુખ ભૂલવા જેટલો) વૈરાગ્ય વગેરે છે. એવા નિયમ પાળતાં ભાવસંશુદ્ધિ બહુ સારી થાય છે. ભાવસંશુદ્ધિ એટલે व्यवहारकालेऽपि मायाराहित्यम्—વ્યવહારકાળે પણ માયારહિતપણું. એવા ભાવને ગીતામાં માનસ તપ કહેલ છે. એવું તપ શ્રીમાન ચંદુભાઇના જીવનમાં તરી આવે છે. તે ઉપરાંત આત્મસાક્ષાત્કાર માટે તેમની તીવ્ર જિજ્ઞાસા, તે પ્રમાણે અનુભવ લેવાની ઉત્કંઠા, શંકા વગર ગુરુના વચનમાં શ્રદ્ધા, આપણને તન મન ધન વગેરે જે ભગવાને આપેલા છે તે જગતની સેવા માટે છે એવી ભાવના, બધો પુરસદનો વખત આત્મા માટે રાખી પોતાનું ખરૂં સ્વરૂપ ઓળખી તેની મસ્તીનો આનંદ લેવામાં ગાળવો, એ તેમના જીવનના કેટલાક ઉપયોગી સૂત્રો હતા. જે વસ્તુ પોતાને સારી લાગી તેની પાછળ મંડયા રહેવાથી તેમાં નિપુણતા આવી જાય છે, તેનું ચંદુભાઇએ પ્રયોગ કરીને જણાવેલ છે. એક પત્રમાં તે લખે છે કે, જેમ જેમ આત્મામાં ઊંડા ઊતરતા જઇએ છીએ તેમ તેમ આત્માનો રસ વધતો જાય છે, તેથી જ્યાંસુધી જીવન છે ત્યાંસુધી એ પ્રકારનો જ્ઞાનયોગ ચાલુ રાખવાનો જ છે.

આવા વાનપ્રસ્થી કોઇવાર સંન્યાસી કરતાં પણ વધી જાય છે. વર્તમાન કાળમાં તેવા નમુના જાણવા હોય તો શ્રી રામકૃષ્ણ પરમહંસ, શ્રી અરવિંદ, મહાત્મા ગાંધીજી, વિદેહમુક્ત લલ્લુભાઇ, શ્રીમદ્ રાજચંદ્ર વગેરે નજરે આવે છે. કેટલાક સંન્યાસીઓને એવા વાનપ્રસ્થ સાધુઓનાં શિષ્ય થવાની ઇચ્છા થઇ છે.

ચંદુભાઇ પોતે કેટલીક રીતે સમાધિ કરી શકતા અને બીજાને કરાવી શકતા. એક યતિ અમને પેટલાદમાં મહાત્મા આશ્રમમાં મળ્યા હતા. તે કહેતા હતા કે, "હું ચંદુભાઇ પાસે સમાધિનો વિષય શીખવા માટે જાઉં છું. પહેલાં તે તેમના પત્નીને સમાધિ કરાવે છે અને પછી તે કેવી રીતે કરવી તે મને સમજાવે છે."

આ બાબત તત્ત્વજ્ઞાનના જિજ્ઞાસુઓ માટે બહુ ઉપયોગી છે. ધ્યાન કેમ કરવું એ બાબત બહુ સ્પષ્ટતાથી કેટલાક સાધુઓ અને ગુરુઓ બરાબર સમજાવી શકતા નથી અથવા સમજાવી શકે છે તોપણ જિજ્ઞાસુઓ ધ્યાનમાં થતા અનુભવ બરાબર સમજી શકતા નથી; તેથી તે માટે જેટલી હકીકત મળી શકી તે મેળવેલ છે, અને તે ઉપરાંત અમારા અનુભવ પણ સાથે મેળવી આ બાબત બને તેટલી આંહી સ્પષ્ટ કરવા પ્રયત્ન કરવામાં આવે છે.

## પ્રયોગ–૧

સમાધિ માટે કે આત્મજ્ઞાન માટે તે સમજાવનાર ઉપર શ્રદ્ધા મુખ્ય કામ કરે છે. એક દિવસ ચંદુભાઇના ધર્મપત્નીએ ચંદુભાઇને કહ્યું, કે "તમે ઘણાને સમાધિ કરાવો છો, મને કરાવો ને!" ચંદુભાઇએ કહ્યું, "સમાધિમાં કશું જ નથી. એક પ્રકારની ઊંઘ જ છે. એટલી વાત ખરી કે, આ ઊંઘથી આળસ નથી ભરાતું. થોડી મિનિટમાં ખૂબ આરામ મળી જાય છે અને ઉત્સાહ, આનંદ અને તાજગી મળે છે. પણ આ પણ થોડા જ વર્ષો ચાલે છે. વળી

ઉત્સાહ મંદ થાય ત્યારે તેને જાગૃત કરવા નવી રીતની શોધ કરવી પડે છે. એટલે સમાધિ પણ આવે ને જાય એવી છે, એ પણ જગતની વસ્તુ છે. આત્મા તો સમાધિ અસમાધિ બંને સ્થિતિથી પર છે માટે સમાધિનો પણ મોહ ન રાખો. ઉત્સાહ, આનંદ, તાજગી વગેરે અંતઃકરણની અવસ્થા છે. એ આવે ને જાય છે. અમુક હદ સુધી રહે છે. પછી શરીરના ધર્મો અસર કર્યા સિવાય રહેતા નથી.” આટલું કહેવા છતાં સમાધિનું આકર્ષણ એટલું જબરૂં હતું કે તેમના ધર્મપત્નીએ પોતાને સમાધિ કરાવવાનો આગ્રહ ચાલુ રાખ્યો હતો. ચંદુભાઇએ એક શરતે એમને સમાધિમાં બેસાડયા કે પોતે એકલા હોય ત્યારે સમાધિ ન કરવી. કારણ કે તેમની સમાધિ વિચારોને બંધ કરીને કરવાની સમાધિ હતી; પ્રાણાયામથી નાડીઓને શુદ્ધ કરીને કરવાની સમાધિ ન હતી; કોઇના સાથ વિના એ કદાચ મગજ ઉપર ખોટી અસર કરી બેસે.

શ્રી ચંદુભાઇએ તેમને બેસાડયાં અને કહ્યું, “તમારી ઉપર નીચે સર્વત્ર સર્વરૂપે એક જ તત્ત્વ વિલસી રહ્યું છે. તમે પણ તેમાં જ બેઠાં છો એવી ભાવના કરો. આંખ બંધ કરો.” આવી ભાવનાની સાથે ધીમે ધીમે ૐ ૐ નું ગાન–ગણગણાટ થવા દીધું. જેમ જેમ એકાગ્રતા વધતી ગઇ તેમ તેમ ગાન ધીમું પડતું ગયું. કાનમાં આંગલીઓ નખાવી, એટલે એક જાતનો મહાન અવાજ સંભળાવા લાગ્યો; જાણે મોટો ઘોઘ પડતો ન હોય. આ વખતે પણ સ્વરૂપનું ચિંતવન ચાલતું હતું. એ પછી તરત એક પ્રકાશ દેખાયો. પ્રકાશ ખૂબ તેજસ્વી હતો. સૂર્ય જેવો નહિ પણ એથીય વિશેષ. એક ઠેકાણે કેન્દ્રિત થયલો નહિ પણ સર્વત્ર ફેલાયલો એ પ્રકાશ હતો. એ પ્રકાશનું દર્શન થતાંજ મન જે શુભ ભાવનામાં હતું તે પણ શુભ ભાવના કરતું એટલે ૐ નું ભાવપૂર્વક ગાન કરતું કે સ્વરૂપ ચિંતવન કરતું હતું તે બંધ થઇ ગયું અને દેહભાન

તદ્દન જતું રહ્યું. આંખો બંધ હતી. હવે કાનમાં આંગળીઓ પણ ન હતી. શરીર જાણે નિશ્ચેષ્ટ થઈ ગયું. શ્વાસ ચાલતો બંધ થઇ ગયો, નાડી પણ ચાલી ગઇ. આ સ્થિતિમાં અડધોએક કલાક રહ્યા પછી શ્રી ચંદુભાઇએ કાન ઉપર અંગૂઠો દબાવી આંગળીથી આંખો જરા ભાર દઇને ઘસી આપી એટલે થોડી મિનિટે ભાન આવ્યું. પછી તો એવી ટેવ પડી ગઇ કે બેસતાંની સાથે જ બધી ક્રિયાઓ આપોઆપ થવા માંડે અને મન શાંત થઇ જાય. આજે પણ સમાધિ થઇ શકે છે પણ જરા વિલંબ લાગે છે. વળી ઉતારનાર કોઇ નહિ અને કદાચ વધારે સમય થાય તો સૌને ગભરાટ થાય એટલે આજે નથી કરતા. ચંદુભાઇ તેમને કહેતા કે એથી ગભરાવાની જરૂર નથી. કલાકેક પછી એની મેળે ઊતરી જાય છે. તેમના ધર્મપત્નીને સમાધિમાં એટલો આનંદ આવતો અને એટલો ઉત્સાહ લાગતો કે તે વારંવાર બેસવાની ઇચ્છા કરતા હતા. ચંદુભાઇ તેમને અટકાવતા હતા. ચંદુભાઇની એક દૃષ્ટિ હતી. સમાધિ કરીએ તેટલો વખત મન શાંત રહે, પણ પછી શું? વળી સમાધિ કરનારમાં ઊંડે ઊંડે અહંભાવ આવી જાય છે. એને થાય છે કે, હું કોઇ મોટો માણસ છું. આ અહંકાર માણસને પાડે છે. એના કરતાં વિવેક કર્યા કરવો એ સારૂં. મનને ચકાસ્યા કરવું અને ન સૂઝે ત્યાં મનથી પર થઇ જવું. આમ કરતાં રહેવાથી ધીરે ધીરે સમાધિ કરતાં પણ શ્રેષ્ઠ સમાધિ–જાગ્રત સમાધિ–અનુભવાશે. સમાધિ કરૂં તો જ હું છું? સમાધિ ન કરૂં તો નથી? તો પછી પરમાત્મા સર્વત્ર સર્વરૂપે કહેવાય શી રીતે? વગેરે સમજાવીને સૌની સમાધિની ઇચ્છા તોડી નાંખતા. નિર્વિકલ્પ એકાગ્રતામાં જીવનું સાચું સ્વરૂપ કેટલેક અંશે સમજાય છે, પણ જગતનું અને પરમાત્માનું સાચું સ્વરૂપ સમજાતું નથી.

જાગ્રત સમાધિને જ્ઞાનમાર્ગમાં સહજાવસ્થા કહે છે. જ્ઞાની પુરુષ જાગ્રત અવસ્થામાં બધે બ્રહ્મદર્શન કરી શકે છે. એવા દર્શ-

નની સાથે જીવ બ્રહ્મભાવે વ્યાપક થવા માંડે છે, તેનામાં નિર્ભ-યતા આવે છે, અને પોતાને જન્મ કે મરણ નથી એવો અનુભવ થવા લાગે છે, એટલું જ નહિ પણ બધે અદ્વૈત દર્શન થતું હોવાથી તેને લાગે છે કે કોઇના જન્મ કે કોઇના મરણ થતા નથી; સામાન્ય જગત એ માત્ર સ્વપ્ના જેવું કલ્પિત લાગે છે અને જગ-તનું સાચું સ્વરૂપ કે જે બ્રહ્મ છે તેની સાથે એકતા થાય છે. જો બ્રહ્મજ્ઞાનથી આવડું મોટું જગત બ્રહ્મરૂપ થઇ જાય છે તો આવડો નાનો જીવ બ્રહ્મજ્ઞાનથી બ્રહ્મરૂપ કેમ ન થાય? તેટલા માટે જ મહાત્મા પુરુષો કહે છે કેઃ-

ઉત્તમા સહજાવસ્થા મધ્યમા ધ્યાન ધારણા,
કનિષ્ટા પ્રતિમા પૂજા તીર્થયાત્રા અધમાધમ.

## પ્રયોગ-૨

સને ૧૯૨૧-૨૨ માં એક બહેન સરકારી શાળામાંથી રાજીનામું આપીને રાષ્ટ્રીય કન્યાશાળામાં જોડાઇ હતી. મુખ્ય અધ્યાપિકા તરીકે એ શાળામાં તે કામ કરતા. રાષ્ટ્રીય શાળામાં કામ કરતાં તેમને મૂંઝવણો થતી. સરકારી શાળા છોડી રાષ્ટ્રીય શાળામાં જોડાયા પછી તેનો તે જ અભ્યાસક્રમ રાખી કામ કર્યા કરવાથી રાષ્ટ્રીય શાળાનો અર્થ શો? સરકારી શાળામાં ન જાવ કહી, બે પાંચ રાષ્ટ્રીય ગીતો ગવડાવવાથી રાષ્ટ્રીય શિક્ષણ નથી બની જતું. આ વાતની મૂંઝવણ તેમણે ચંદુભાઇને કહી. તેમણે નક્કી કર્યું કે શિક્ષણમાં આધ્યાત્મિકતા લાવવી જોઇએ. તેમણે બે પ્રયોગ કહેલા. એક-બાલાઓ પાસે દરરોજના વર્તનની નોંધ-પોથી રખાવતા. બીજો પ્રયોગ સમાધિનો હતો. બાળાઓને પ્રથમ શાંત બેસાડી દેવામાં આવતી હતી. પછીથી જેને જે ફાવે તે શબ્દ લઇને રટણ કરે. કોઇ ૐ, કોઇ રામ, કોઇ (જૈનની બાળાઓ) અરિહંતાણમ્, અને પછી તે શિક્ષિકા જ્યારે 'શાંતિ' બોલે ત્યારે બધી બાળાઓ આંખ ખોલે.

પહેલે દિવસે આ પ્રયોગ વખતે બધી જ બાળાઓએ ધ્યાન ધર્યું. થોડીવાર પછી તે શિક્ષિકાએ 'શાંતિ' કહી તો લગભગ બધાએ આંખ ઉઘાડી, પણ એક બાળા શાંત આંખ મીચીને બેસી રહી. તેણે તેને ઉઠાડવા પ્રયત્ન કર્યો, હલાવી, પણ ન જ જાગી. શિક્ષિકા ગભરાઈ, ચંદુભાઈને બોલાવ્યા. તે આવ્યા. બાળાના કાનમાં મોટેથી ૐ ૐ કર્યું. આંખ મસળી આપીને પછીથી ૐ ૐ કર્યું. થોડીજ વારમાં બાળા જાગી. તે શિક્ષિકાને સમાધિ ઉતારવાની ચાવી આવડી ગઈ. પછી તો તે બાળાઓ સાથે કેટલીયે વાર ધ્યાન કરતા. આ બાળાને તો તરત જ સમાધિ થઈ જતી. આ બાળા આજે હયાત છે......

## પ્રયોગ–૩

નીચે પ્રમાણે સમાધિની એક રીત ચંદુભાઈએ એક યતિને બતાવી હતી:–આંખ બંધ કરી કોઈપણ જલાશય આપણે જોયલું હોય તે પોતાની સામું ખડું કરો, અને તે જલાશયની પાસે પોતાના શરીરને ઊભેલું જુવો. પછી આપણા શરીરને જલાશયના ઊંડા પાણીમાં ડુબાડી દો. ત્યાર બાદ એ મુડદાને જલાશયના કિનારા પર લાવી મૂકો અને પોતાનાં સગાંસંબંધી, મિત્ર, શત્રુ વગેરેને એ મુડદા પાસે બેસાડો અને કહો કે, આ તમારો સગો, મિત્ર, શત્ર પડયો છે, તેને તમારે જોઈએ તે કરો. એ સગાંસંબધી વગેરે એક બીજાના સામું જોઈ રહ્યા છે, પણ કોઈને તે મુડદા ઉપર કાંઈ મમત અગર બીજું કાંઈ થતું નથી. એવી રીતે તમો તમારા સગાંસંબંધી–મિત્ર–શત્રુ વગેરેને પણ એ જલાશયના ઊંડા પાણીમાં ડુબાડી એ બધાના શબોને કિનારા પર લાવી મૂકો, અને કહો કે, આ તારા બધા સગાંસંબંધી પડયા છે તેમાંથી કોઈને માટે તને કાંઈ થાય છે કે? અનુભવે સમજાશે કે કાંઈ લાગતું નથી. પછી એક મોટી ચિતા સળગાવી, પહેલાં પોતાના શબને નાંખી તે

પછી સગાંસંબંધીઓના શબને નાંખી હોમી દો. તે ભડકાને જે ચેતનના પ્રકાશથી તમે જોઇ રહ્યા છો તે જુદો-જોનાર સાક્ષી ચૈતન્ય છે એમ અનુભવ થશે. એ સાક્ષી ચેતનને માતા પિતા, સગા, સંબંધી, રોગ, જન્મ, મરણ, કામ, ક્રોધ, સુખ, દુઃખ, બંધ, મોક્ષ, ભૂખ, તરસ, વગેરે કાંઇ નથી. પછી એ સાક્ષી કેવો એમ જોવા જશો એટલે સાક્ષીભાવ પણ લય પામી જશે. એ જ આપણી સ્વરૂપ સ્થિતિ છે. એને જ નિર્વિકલ્પ સમાધિ કહે છે.

આ દશા ટકે તેટલો વખત ટકવા દેવી. પછી સમાધિમાંથી જાગ્યા પછી એ સ્વરૂપ સર્વત્ર જોવાની ટેવ પાડવી.

ઉપર જણાવેલ ત્રણ પ્રયોગ ઉપરથી સમજી શકાશે કે એકાગ્રતાવાળી નિર્વિકલ્પ સમાધિમાં સુખ ઘણું મળે છે, કેટલાકને તેજનો અનુભવ પણ થાય છે. પણ તે ટકતી નથી એટલે કે જ્યારે તે સાધક જાગ્રત થાય છે ત્યારે તેને જગતનું ભાન થાય છે. જાગ્રતમાં પણ બ્રહ્મભાવ ચાલુ રહે તેને સહજ અવસ્થા કહે છે. તે પ્રાપ્ત કરવા માટે કોઇ જ્ઞાની પુરુષ પાસે લાંબા વખત સુધી સત્સંગ કરી પ્રમાતા, પ્રમાણ અને પ્રમેયનું સ્વરૂપ સમજી લેવું જોઇએ, અને જાગ્રત દશામાં એ ત્રણનો બાધ કરતાં શીખવું જોઇએ. એટલું આવડે તો અખંડ અદ્વૈતભાવ (એટલે wholeness) જાગ્રત દશામાં સહજ રહી શકે છે. પૂર્ણતા એ નિત્યતા છે અને નિત્યતા છે તે પૂર્ણતા છે, તેથી જે સમાધિ નિત્ય રહી શકે તે શીખવી જોઇએ. બ્રહ્મદશા કોઇ રૂપમાં અથવા વિચારમાં બંધાઈ શકતી નથી. નિર્વિકલ્પ સમાધિમાં સુખની ખબર પડે છે. વળી એ દશામાં સજાતીય પ્રવાહમાં નિષ્ઠા થાય છે, વિજાતીય પ્રવાહ રહેતો નથી, વ્યાવહારિક સુખ અને સંસારના સુખ ભૂલવામાં સુગવડ પડે છે અને શંકાઓ દૂર થવા લાગે છે. નિર્વિકલ્પ સમાધિ-

દશામાં જે કાંઇક નવું સુખ મળે છે તે જૂના સુખને ભૂલાવી દે છે. તેથી જેઓ સહજાવસ્થાવાળી (એટલે ચિત્તની વિશાળતા-વાળી) બ્રહ્મદશા પ્રાપ્ત ન કરી શકે તેમને માટે નિર્વિકલ્પ દશા-વાળી (ચિત્તની એકાગ્રતારૂપ) સમાધિ પણ ઉપયોગી છે. એવા ધ્યાન માટે બીજા કેટલાક પ્રયોગ નીચે આપેલા છે.

## પ્રયોગ–૪

આત્મસાક્ષાત્કાર માટે તેમના એક લખાણની અંદર ચંદુભાઇ જણાવે છે કે–સત્ એટલે ત્રણે કાળે સમાન રહી શકે તે. એવું તત્ત્વ માત્ર આત્મા છે. શરીર એવું નથી, મન પણ એવું નથી કારણ કે તે નિદ્રામાં રહેતું નથી. ત્યારે હું કોણ? એ બાબત પોતાને પ્રશ્ન પૂછવો. આંખો બંધ કરી વિચાર કરવો કે, હું કોણ? તેની સાથે એમ સમજાશે કે હું શરીર અને મનથી જુદો છું, ત્યારે હું કેવો? નિરંજન, નિરાકાર, નિર્વિકલ્પ, સત્ ચિત્ આનંદ, નિર્ભય, અજ અને અમર. એ વૃત્તિ–જ્ઞાન છે છતાં તે આવરણ-ભંગ માટે જરૂરી છે. જે જેને જાણે તે તેથી જુદો છે. હું શરીર, મન વગેરેને જાણું છું તેથી તેનાથી હું જુદો છું. આટલો વખત વિચાર કર્યો ત્યારે (એટલો વખત) ન હતી જાગ્રત દશા કે ન હતી સ્વપ્ન અવસ્થા કે ન હતી સુષુપ્તિ, પણ તુરીયા અવસ્થાને યોગ્ય વૃત્તિજ્ઞાન હતું. જગત હોવા છતાં જગતને તદ્દન ભૂલી ગયા હતા. એટલો વખત સવિકલ્પ સમાધિ જેવું રહ્યું. તે અનુભવ ઉપર આગળ વધતાં નિર્વિકલ્પ દશા ઉત્પન્ન થશે. તે જેટલો વખત ટકે તેટલો વખત ટકવા દેવી. આખા દિવસમાં આવી વૃત્તિ નવ-દશ વખત રહે તો શું સુખી ન થવાય? જરૂર સુખ ઉત્પન્ન થશેજ. માટે આ પ્રયોગ પ્રમાણે ટેવ પાડવી.

## પ્રયોગ–૫

એવી કલ્પના કરવી કે જાણે એક ચેતનનો સમુદ્ર છે, તેમાં મારા દેહરૂપી ઘડાને ડુબાડી દઉં છું. એવી ભાવના કરી દેહ અને

મનનો લય કરવો. પછી એ દશા દશ મિનિટ ટકવા દેવી. દિવસમાં ચાર પાંચ વાર એ પ્રમાણે કરવું. ચૈતન્ય સમુદ્રની રેલ રહે અને બીજું ભુલાય ત્યારે સમાધિ થાય છે. મુસલમાનોની નિમાજની માફક દિવસમાં નિયમસર આ પ્રયોગ કરવો. તેના પરિણામે આત્મામાં નિમજ્જન થશે.

## પ્રયોગ–૬

દરેક કામ શરૂ કરતાં પહેલાં હું કોણ? કામ કરનાર કોણ? કામ કરાવનાર કોણ? એ પ્રશ્નો પોતાને પૂછીને તેના જે જવાબ અંદરથી આવે તે મેળવી કામ શરૂ કરવું, અને કામ પૂરું થાય ત્યારે તે કોણે કર્યું? હું શું કરતો હતો? એ પ્રશ્નો પૂછી તેના જે જવાબ અંદરથી મળે તે મેળવી પછી બીજું કામ શરૂ કરવું. એમ કરવાથી ખરૂં ધ્યાન થવા લાગશે અને ખરો આનંદ ઉત્પન્ન થવા લાગશે. અજમાવી જુઓ તો સમજાશે. પ્રોફેસર આઇન્સ્ટાઇનના સાપેક્ષવાદના સિદ્ધાંત પ્રમાણે This will change the system of reference and will produce a new gravitational field.

## પ્રયોગ–૭

પોતાનો જમણો હાથ લાંબો કરી તેની પાંચ આંગળી પહોળી કરી તેને પાંચ ઇંદ્રિયો તરીકે માનવી, પછી તેની પાછળ જરા દૂર પોતાના ડાબા હાથની ચાર આંગળી રાખી તેને મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર કલ્પવા. પહેલો હાથ સ્થૂલ શરીર, બીજો સૂક્ષ્મ શરીર. તેનો જોનારો હું તેનાથી જુદો છું એવી દૃષ્ટિ કરીને પછી અંતર્મુખ થઇ જવું. આ પ્રયોગ શરૂ કર્યા પહેલાં પદ્માસન કરીને બેસી જવું. આ દશા ટકવા દેવી. દિવસમાં ચાર પાંચ વખત એ પ્રમાણે કરવું.

## પ્રયોગ-૮

મન ડોલવા લાગે એટલે ૐ નો જપ શરૂ કરવો. ૐ મારૂં સ્વરૂપ છે એવી ભાવના કરવી. થોડીવારમાં મન શાંત થઇ જશે. ન થાય તો માત્ર હોઠ હલાવી ૐ નો અજપાજાપ કરો. બાકી જે દશા રહે તે ટકવા દો. છતાં મનમાં વિચાર આવે તો મનને કહેવું કે, હે મન! જ્યારે તું પ્રભુને અર્પણ થઇ ગયું છે તો પછી પ્રભુ સિવાય બીજા વિચાર તારાથી થાય જ કેમ?

ૐ એ એક જ એવો શબ્દ છે કે જે તમામ શબ્દોના આધાર-રૂપ છે. તેમાં પહેલો અક્ષર જે 'અ' છે તેમાં તમામ શબ્દોનું મૂળ રહેલું છે. એ તમામ શબ્દોની કૂંચી જેવો છે. એનું ઉચ્ચારણ કરતી વખતે જીભ અને તાળવાના કોઇપણ ભાગને સ્પર્શ કરવો પડતો નથી. એ બ્રહ્મની નિર્ગુણ દશા જેવું છે. ત્રીજો અક્ષર 'મ' તે તમામ વર્ગના વ્યંજનોનો છેલ્લો અક્ષર છે. તેનો ઉચ્ચાર કરતી વખતે બેઉ હોઠ બંધ કરવા કરે છે, એટલે દ્વૈત હોય તેને અદ્વૈતમાં લાવવું પડે છે. વચલો અક્ષર 'ઉ' તે જીભના મૂળથી માંડીને મુખમાં રહેલા શબ્દજનક યંત્રના બીજા છેડા સુધી પ્રસરી જાય છે. તેથી 'ઉ'ના ઉચ્ચારમાં બધા જ્ઞાનની સ્થિતિ સમાઇ જાય છે. આ પ્રમાણે ૐ શબ્દદ્વારા બધાની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો સમાવેશ થઇ જાય છે. તેટલા માટે ૐ ને સ્વાભાવિક ઈશ્વરવાચક શબ્દ માનવામાં આવેલ છે.

## પ્રયોગ-૯

દરેક જગ્યાએ પાંચ તત્ત્વ છે. સત્ ચિત્ આનંદ નામ અને રૂપ. છેલ્લા બે માયાના છે; કોઇ વખતે દેખાય અને કોઇ વખતે ન દેખાય તેથી અધ્યસ્ત છે. જે રહેતા નથી અને હાલ પણ સૌને સરખા દેખાતા નથી તેને મિથ્યા સમજીને તેને ભૂલવાની ટેવ પાડો. તેને સ્વપ્નાની માફક ખોટા માનો. સ્વપ્નમાંથી જાગીને જેમ સ્વપ્નું

ભૂલી જઇએ છીએ તેમ જાગીને જાગ્રત સ્થિતિ થોડીવાર ભૂલી જાઓ. પંદર મિનિટ એવી રીતે સવારે ઊઠીને સંસાર ભૂલવાની ટેવ પાડવાથી આત્માનું અનુસંધાન થઇ જશે. દિવસે દિવસે અભ્યાસ અને વૈરાગ્ય વધારવો. વૈરાગ્ય વધારો તો દિવસમાં પણ જ્યારે ફુરસદ મળે ત્યારે આ પ્રયોગ થઇ શકશે. પ્રયોગ એજ યોગ છે. યોગ એટલે આત્માનું અનુસંધાન. આ પ્રયોગથી સહજાવસ્થા ઉત્પન્ન થશે.

## પ્રયોગ–૧૦

ચંદુભાઇને આ ઉપોદ્‌ઘાતના લેખકનું "તું કોણ ?" નું પુસ્તક* બહુ ગમતું. તેમાં નવમા પ્રકરણમાં સમાધિનો એક પ્રયોગ (પાનાં ૧૩૩–૧૪૪) સમજાવેલ છે. જેને અનુકૂળ આવે તેમણે આ પ્રયોગ કરવા જેવો છે. આ પ્રયોગ ત્રીજા પ્રયોગ જેવો છે, પણ તેમાં વધારે વિગત આપવામાં આવી છે.

## પ્રયોગ–૧૧

સવારે ઊઠતાં પોતાને પૂછવું કે, કોણ ઊઠયું ? તમે જોશો કે મન ઊઠયું, પછી શરીર અને ઇંદ્રિયો કામે લાગે છે. હું તો તેમને જોતો હતો. તે વખતે મનને શાંત કરવું હશે તો થઇ શકશે, કારણ કે હજુ સંસારના વિચાર શરૂ થયા હોતા નથી. એક સારા વિચારથી ઘણા ખોટા વિચાર અટકાવી શકાય છે. અને પછી તે એક વિચાર પણ દૂર કરી શકાય છે. મન રોકાયું કે સંસાર મટયો.

## પ્રયોગ ૧૨–સર્વાત્મભાવ

આ શરીર અને મનને જાણવાવાળો "હું" દરેક અવસ્થામાં હાજર છું, એ વિચાર કાયમ રાખવો. એ જ કર્તવ્ય છે, એ જ

---

* પુસ્તક મળવાનું ઠેકાણું–સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય. અમદાવાદ તથા મુંબાઈ ૨.

મનન છે, એ જ સાક્ષાત્કાર છે. આવા વિચારમાં આનંદ રહે છે અને સંસારની ગંધ માત્ર રહેતી નથી. મનને રોકવા માટે 'હું આત્મા છું' એવો અનુભવ કરતા રહો. કલાકે કલાકે ત્રણ ચાર મિનિટ હું કોણ? નો વિચાર કરી લેવો. એ નવા પ્રકારની સંધ્યા છે. છતાં મનના તરંગ ચાલે તો તેને સમુદ્રના મોજાં તરીકે જોવા, પણ એક અખંડ ભાવમાં ખંડ પડવા ન દેવો. મનને સમજાવવું કે પરમાત્મા સિવાય કાંઇ છે જ નહિ એટલે કાંઇ બન્યું નથી અને બનવાનું નથી. આખા બ્રહ્માંડમાં તે એકજ છે, અથવા (જ્ઞાન દૃષ્ટિએ) હું એકજ છું, અને તેમ કરતાં દેહભાન આવી જાય તો તે ભૂલીને એમ માનવું કે આત્મા એકજ છે. એ બ્રહ્મજ્ઞાનની સંધ્યા છે. આ પ્રમાણે સહજાવસ્થા ઉત્પન્ન થશે.

ઉપર પ્રમાણે ધ્યાન અને સમાધિના જે અનુભવ આપવામાં આવેલા છે તેનાથી ચિત્તની એકાગ્રતા થાય છે, પણ તેનાથી એક પ્રકારનું એકદેશીપણું કોઇ સાધકમાં આવી જાય છે, એટલે કે, એ સુખના સંસ્કાર પડયા પછી ધ્યાન વગર રહી શકાતું નથી. એ સારી દશા છે, પણ એનાથી આગળ વધવું જોઇએ. ધ્યાન છૂટે અને વ્યુત્થાન દશા પ્રાપ્ત થાય છે ત્યારે જગત દેખાય છે અને જગતના વિચાર આવે છે. કેટલીક વાર મન દ્વૈતની વાતોમાં દોડે છે અને ફરી વિક્ષેપનો અનુભવ થાય છે. તેથી ધ્યાનની સાથે જ્ઞાનની જરૂર છે.

સાધનાની શરૂઆત શ્રદ્ધાથી થાય છે, પણ સાધનાનો અંત જ્ઞાનથી થવો જોઇએ. જ્ઞાન એટલે બધા જીવ જગતને બ્રહ્મરૂપે જોવા. છેલ્લો પ્રયોગ એ પ્રકારનો છે. એક નાનો છોકરો તેના પિતા સાથે મુસાફરી કરતો હોય તો તે મુસાફરીમાં જેટલી વિગત તેનો પિતા સમજતો હોય તેટલી વિગત તે છોકરો સમજી શકતો નથી. તેવી જ રીતે ધ્યાનમાં આળતા જુદા જુદા

પ્રકારના અનુભવ ઓળખવાની જરૂર છે. કેટલાકને નવા દૃષ્ય દેખાય છે, કેટલાકને નવા અવાજ સંભળાય છે, કેટલાકને આગળથી શું બનવાનું હોય તેની ખબર પડે છે, કેટલાકને સુખ લાગે છે પણ અંધારા જેવું લાગે છે. કેટલાકને સુખની સાથે શરીર અને પ્રાણમાં કાંઈક વેદના થાય છે, તેનું કારણ પ્રાણ અને શરીર તે નવો અનુભવ પચાવી શકતા નથી. કેટલાક બહુ આગળ વધેલાને પણ અંધારા કૂવા જેવું લાગે છે તેથી ગુરુ અને જ્ઞાનની જરૂર પડે છે. આ અનુભવનું તત્ત્વ બરાબર સમજવા માટે અને આગળનો રસ્તો ચોખ્ખો કરવા માટે માર્ગદર્શક અને અનુભવી ગુરુની જરૂર રહે છે. ચંદુભાઇએ પણ મહારાજ દેવીદાનજીને ગુરુ કરેલા હતા. છેવટે અહં ઇદં છોડીને બધું એક બ્રહ્મરૂપ છે એવા અનુભવ સુધી પહોંચવાનું છે. તે વખતે પણ ધ્યાન છોડી દેવાનું નથી પણ તે ઊંડું અને વિશાળ કરવાનું છે. તે વખતે બુદ્ધિની જરૂર પડે છે.

બુદ્ધિથી ખબર પડે છે કે આત્માનું સ્વરૂપ કેવું ન હોય, અને એટલું કામ બુદ્ધિથી થઇ શકે તો બુદ્ધિનો ઉપયોગ ઘણો છે. યોગથી કેટલીક વાર ચિત્રો દેખાશે, સરતમાં કયો ઘોડો જીતશે તેની ખબર પડશે, સામા માણસના મનની વાતો જાણી શકાશે, કોઇના રોગ દૂર કરી શકાશે, લડાઇના બનાવોની ખબર પડશે, પણ એમાંથી એકે આત્માના સ્વરૂપના લક્ષણ નથી. આત્મજ્ઞાન વ્યવહારના લાભ માટે ઉપયોગમાં આવી શકશે નહિ; આવે તો તે ખરૂં જ્ઞાન નથી. તેથી ખોટું શું છે તે સમજવા માટે બુદ્ધિની જરૂર છે. લાગણીથી વ્યકિતગત અનુભવ મળે છે, પણ પરમ સત્ય એ એકસ્થાનધર્મ નથી, તેથી બુદ્ધિ અને લાગણીથી ઉપર જવું પડશે. ખરૂં જ્ઞાન એ મોંઘી વસ્તુ છે. તેને માટે બહુ પુરુષાર્થની જરૂર છે. તેનાથી પૂર્ણતા અને વ્યાપકતા પ્રાપ્ત થાય છે.

ધ્યાનના અનુભવથી પોતાના હૃદયમાં પરમાત્મા મળે છે, તે ચિત્તની એકાગ્રતાથી મળે છે; પણ તેથી આગળ વધી ચિત્તની વિશાળતા પ્રાપ્ત કરવી જોઇએ, તે બ્રહ્મજ્ઞાનથી પ્રાપ્ત થાય છે. વિશાળતામાં વૃત્તિ વગરની ખરી શાંતિ અનુભવમાં આવશે, અને બધે બ્રહ્મદર્શન થશે.

આપણા આર્યોના બધા શાસ્ત્રોમાં શરૂઆતવાળા માટે સૃષ્ટિ-દૃષ્ટિવાદ માનેલો છે. જેને પહેલાં સૃષ્ટિ દેખાય છે તેને સૃષ્ટિને ઉત્પન્ન કરનાર ભગવાનની ભક્તિ કરીને તેની સત્તાનો આનંદ લેવાનું જણાવવામાં આવે છે. તેમાં શરણાગતિ એ મુખ્ય સાધન છે. જ્યારે દૃષ્ટિ–સૃષ્ટિવાદની વાત ચાલે ત્યારે દરેક જોનારાને જગત કેવું દેખાય છે તેનો વિચાર કરવો પડે છે, અને એ રીતે વિચાર કરતાં જેટલા જોનારા છે તેટલા જગત છે, તેથી જગત મિથ્યા ઠરે છે. મિથ્યા એટલે જે ખોટું હોય છતાં સાચા જેવું લાગે, તેનાથી વ્યવહાર થાય, અને બીજી ભૂમિકામાં બાધ પામે અથવા બીજી દૃષ્ટિથી બાધ પામે, અને જે બાધ પામે તે ખોટું. એ દૃષ્ટિ-સૃષ્ટિવાદનું રહસ્ય છે. દરેક જોનાર પોતાના કલ્પિત જગતમાં રહે છે, તેથી જગત સાચું નથી. જે સાચું નથી તેને ભૂલવાની ટેવ પાડવી જોઇએ. ખોટા વિચારથી કલ્પિત સંસાર સાચા જેવો થઇ જાય છે. સાચા વિચાર કલ્પિતની નિવૃત્તિ કરે છે. છીપના અજ્ઞાનથી છીપ રૂપા તરીકે દેખાય છે. છીપના જ્ઞાનથી તે ભ્રાંતિ દૂર થાય છે. તેમ બ્રહ્મના અજ્ઞાનથી બ્રહ્મ જગતરૂપે દેખાય છે અને બ્રહ્મના જ્ઞાનથી જગતનો બાધ થાય છે. તેથી ધ્યાન સિવાયની દશામાં પણ આપણા દરેક વિચાર ઉપર અને દરેક ક્રિયા ઉપર ચોકી રાખવી જોઇએ. એ પ્રમાણે ટેવ પાડતાં જણાશે કે જેમ સ્વપ્નદ્રષ્ટા સ્વપ્નપ્રપંચરૂપે થઇ રહેલ છે તેમ જાગ્રતદ્રષ્ટા જ જાગ્રત પ્રપંચરૂપે થઇ રહેલ છે, એવો દેખાય છે;

વાસ્તવમાં કંઇ થયું નથી. એ વેદાંતનો મુખ્ય સિદ્ધાંત ચંદુભાઇના એક પત્રમાં સ્પષ્ટ જણાઇ આવે છે.

જ્યારે બ્રહ્મની જગ્યાએ ભૂલથી જગત દેખાય ત્યારે વ્યતિરેક ભાવની ઉપાસના જરૂરની છે, એટલે કે હું કોણ? જોનારો સાચો છે કે નહિ વગેરે બાબતની તપાસ કરી ખોટા જોનારાએ જોયેલું ખોટું જગત ભૂલવું જોઇએ, અને ઉપર જણાવ્યા પ્રમાણે બાર પ્રકારમાંથી કોઇ પણ પ્રકારે ધ્યાન કરવાની ટેવ પાડવી જોઇએ. જ્યારે બધે બ્રહ્મ દેખાય ત્યારે ધ્યાન અને જ્ઞાન ભેગાં થઇ જશે, અને ધ્યાન વખતે અને ધ્યાન સિવાયના વખતે પણ એક જ વસ્તુનો અનુભવ થવા લાગશે. બ્રહ્મદષ્ટિ ઉત્પન્ન થાય એજ સાચું ધ્યાન છે અને એજ સાચું જ્ઞાન છે. આવું જ્ઞાન ચંદુભાઇના પત્રોમાં જણાઇ આવે છે. એક પત્રમાં તે લખે છે કે, "બધા મારામાં છે, બધા મારી અંદર ખેલે છે, સૂર્ય, ચંદ્ર અને બધા તારાગણો અને નક્ષત્રો મને આનંદ આપવા પ્રકાશી રહેલ છે, બધાં નામ અને રૂપ મારા રમકડાં છે."

ચંદુભાઇ કહે છે કે, ઘણા માણસો આવું જ્ઞાન સાંભળે છે પણ અનુભવ લેતા નથી, તેથી તેમને આનંદ મળતો નથી. જેમ માણસને અન્ન અને પાણી વગર ચાલતું નથી તેમ પોતાના સ્વરૂપના ચિંતન વગર ચાલવું ન જોઇએ. આત્માના વિચારમાં શંકા ન રાખવી. જેમ નાની ઉમ્મરની કેટલીક રમતો છોડી દીધી છે તેમ મોટી ઉમ્મરની પણ કેટલીક રમતો છોડી આત્માનો આનંદ લેવો. માળા, જપ, યોગ, ભક્તિ વગેરે શરીર અને પ્રપંચને ભૂલવા માટે છે. તેથી કોઇના ખોટા વાદમાં ફસાવું નહિ અને પોતાનું લક્ષ્ય ચૂકવું નહિ. એટલી સંભાળ રહેશે તો જેમ અન્ન બરાબર જમ્યાનો ઓડકાર આવે છે તેમ અનુભવનો ઓડકાર આવશે.

મુંબઇમાં ચંદુભાઇને કોઇ પૂછતા કે, આજની નવાજૂની શું છે? ચંદુભાઇ તેનો એવો જવાબ આપતા કે, જે છે તે જ છે, નથી કાંઇ નવું કે નથી કાંઇ જૂનું. માટે આત્મામાં મસ્ત રહેવું, આત્મજ્ઞાન સિવાય શાંતિનો ઉપાય નથી.

હાલના કાળમાં કેટલાક વેપારીઓ અને વકીલો કહે છે કે, અમારાથી ખોટું બોલ્યા વગર વ્યવહાર થઇ શકતો જ નથી. પણ આ તેમના મનની નબળાઇ બતાવે છે. પોતાના મનને પૂછો. ધન શા માટે જોઇએ છે? તેનો જવાબ એમ આવશે કે કુટુંબ માટે. ફરી મનને પૂછો કે કુટુંબ શા માટે જોઇએ છે? તેનો જવાબ એમ મળશે કે કુટુંબના સુખ માટે. ફરી મનને પૂછો કે કુટુંબનું સુખ શા માટે જોઇએ છે? તેનો જવાબ એવો મળશે કે "બીજા સુખની ખબર નથી તેથી." આવી મુશ્કેલી માણસના જીવનમાં ન આવે તેટલા માટે આપણાં શાસ્ત્રોમાં કહેલ છે કે જીવનની શરૂઆતથી જ સાચી કેળવણી આપવી જોઇએ. મહાત્મા ગાંધીજી બારિસ્ટર થઇને આવ્યા અને મુંબાઇમાં વકીલાત શરૂ કરી અને તે જ વખતે ખોટું ન બોલવાની પ્રતિજ્ઞા પણ લીધી. તેને પરિણામે તે વકીલ ન થયા પણ મહાત્મા થયા. એક વેપારીને એવી ઇચ્છા થઇ કે મારે ખોટું બોલીને વેપાર કરવો નહિ અને ગ્રાહકને ભગવાનરૂપે માની તેમને છેતરવા નહિ. તેનાથી તેનો વેપાર ઠીક ચાલવા લાગ્યો. જેઓ અનીતિથી ધંધો કરે છે તેઓ થોડો વખત ફાવી જાય છે પણ તેમનામાં હમેશને માટે ખોટા સંસ્કાર પેસી જાય છે અને ચિત્તમાં શાંતિ મળતી નથી. એવી દશા પશ્ચિમના દેશોના વેપારીઓની થવા લાગી છે. બીજા ખોટું કામ કરે તેથી આપણે પણ કરવું એ સાચો ધર્મ નથી. ઊલટું, આપણે મુશ્કેલીમાં પણ સાચું વર્તન રાખી બીજાને દૃષ્ટાંતરૂપ થવું જોઇએ. તેથી કોઇ પણ રીતે નબળા વિચાર ઉત્પન્ન થવા દેવા

નહિ. ચંદુભાઈ એક પત્રમાં લખે છે કે, જગતમાં વિઘ્ન ન નાંખવું એ જગતના ઉદ્ધારનો માર્ગ છે. પ્રમાણિક અને સત્યનિષ્ઠાવાળો એક માણસ જગતમાં પોતાના જીવનથી ઘણું પરિવર્તન કરી શકે છે.

કામ કરવું એ કર્મ છે તેમ કામ ન કરવું એ પણ કર્મ છે, તો શું કરવું? બધા ઉપર પ્રેમ રાખવો. પ્રેમથી હિંસક પ્રાણી પણ મિત્ર બની જાય છે તો મનુષ્યનું તો કહેવું જ શું? એમ સમજવું કે જીવન એ એક કળા છે. તેમાં હારજીત થયા કરે છે. સાચી કળા માણસનો આત્મા જાગ્રત કરી આપે છે અને સાચો ભોક્તા કળામાં પોતાના આત્માને જુએ છે. સાધારણ માણસ ભોકતા મટીને ભોજ્ય થઇ જાય છે અને વિષયો તેના ભોકતા થાય છે. ચંદુભાઇ કહે છે કે, "હું જ્યારે સ્ત્રીઓને જોઉં છું ત્યારે માતાનો પ્રેમ ઊભરાઇ જાય છે."

આપણા વ્યવહારમાં સંજોગો અનુકૂળ ન હોય અને ધન વૈભવ પૂરો ન હોય તો આત્મજ્ઞાનમાં વધી શકાતું નથી એ વાત ખોટી છે. ખરી રીતે આત્માનો અપરોક્ષ અનુભવ તો મુશ્કેલીઓમાંજ થાય છે.

ચંદુભાઇને સ્વામી રામતીર્થનાં પુસ્તકો બહુ ગમતાં હતાં. સ્વામી રામતીર્થ ગરીબ અવસ્થામાં હતા, કુટુંબવાળા હતા, છતાં હિંમતથી થોડા વર્ષમાં આત્મસાક્ષાત્કારની ટોચે પહોંચી ગયા હતા. તેમનાં લખાણ સંસારના માણસોને બહુ ઉપયોગી છે. તે લખાણ મનના રોગને દૂર કરે છે, પણ તે વારંવાર વંચાવાં જોઇએ. વાંચન સાથે પ્રેક્ટિસ પણ કરવી જોઇએ.

કસોટીના પ્રસંગો તો જિંદગીમાં આવ્યા કરવાના. નવજીવનમાં મ૦ ગાંધીજીએ એવા ઘણા કટોકટીના પ્રસંગો વર્ણવ્યા છે અને તેથી જ તેમની શ્રદ્ધા પ્રભુ પ્રત્યે વધી ગઇ છે. માટે અનુભવીઓના પુસ્તક સિવાય બીજાં પુસ્તકો ન વાંચવાં અને

ઘણા માણસો પાસે દોડવું નહિ. દોડાદોડીથી ખરૂં જ્ઞાન મળતું નથી અને નકામી શંકા થયા કરશે. દરેક કાર્યમાં કેટલો અહંકાર છે તે તપાસો. તે માયા છે. તે દૂર કરવા માટે અભ્યાસ અને વૈરાગ્યની જરૂર છે. જેનામાં વૈરાગ્ય નથી તે સંન્યાસ લે તો પણ વિક્ષેપ રહિત થતો નથી. તેથી એવા સંન્યાસ કરતાં નિષ્કામ કર્મ કરવા એ ગીતાનો આદેશ છે. કામ્ય કર્મનો ત્યાગ એ જ ખરો સંન્યાસ છે. માટે અહંકારને જાગ્રત ન રાખવો.

એક પત્રમાં ચંદુભાઇ સ્ત્રીઓ માટે ખરો ધર્મ સમજાવે છે. સ્ત્રીઓમાં ધૈર્ય જોઇએ, તેઓએ ચાતુર્ય, પવિત્રતા (અંદરની અને બહારની) પતિપરાયણતા, સહનશીલતા અને હૃદયની નિર્મળતા પણ કેળવવાં જોઇએ. તેઓએ પુરુષોને સારા કામમાં ઉત્સાહ આપવો જોઇએ.

સાથે સાથે બ્રહ્મચર્યની પણ બહુ જરૂર છે. જેમનું કુટુંબ વધી જાય છે તેમને તેના પોષણ માટે કમાવા માટે કેટલીકવાર ઘણી અનીતિ કરવી પડે છે. તેથી બ્રહ્મચર્યથી અનેક ફાયદા છે, શરીર અને મન સારાં રહે છે, કુટુંબ નાનું થવાથી અનીતિ કરવી પડતી નથી અને થોડા ખર્ચમાં નિભાવ થઇ શકે છે. પશ્ચિમના દેશોની માફક વધારે સંખ્યામાં જંગલી પ્રજા ઉત્પન્ન કરવા કરતાં થોડા સંત ઉત્પન્ન થાય તો ઘણા માણસોનું જીવન સારૂં કરી શકે છે. જ્યાં માણસના શરીરમાં પશુ જેવા જીવ ઘણા ઉત્પન્ન થાય છે ત્યાં લડાઇ પણ વારંવાર આવે છે. તેથી નીતિના શિક્ષણની બહુ જરૂર જણાય છે. અને તેવું શિક્ષણ જેઓ નીતિ પાળતા હોય તે જ આપી શકે છે. જ્યાં નીતિ નથી તે દેશમાં સ્વરાજ હોય તો પણ તેની કિંમત કાંઇ નથી. ત્યાં પ્રજા પશુ જેવી થવાની. આપણા દેશમાં વિવાહની શરૂઆતથી જ સારા સંસ્કાર તરફ બહુ ધ્યાન આપવાનું કહેલ છે કે જેથી ભવિષ્યનાં બાળકો જન્મથી જ

નીતિવાળાં જન્મે. એવી પ્રજાને આત્મજ્ઞાન સહેલાઇથી લાગે છે. આર્યોના સંસ્કાર ધીરે ધીરે માણસને પ્રભુ બનાવે છે.* એ સંસ્કાર માણસને દેહના અભિમાનમાંથી છોડાવે છે. ચંદુભાઇ કહે છે કે, "દેહના ધર્મ પ્રમાણે દેહ ચાલ્યા કરે, પણ તેના સુખદુઃખ આપણા ન માનીએ તો આત્માનો આનંદ લૂંટી શકાય. ખરો આનંદ આત્મસ્થ થવામાં છે. તેથી જેટલું વાંચ્યું કે સાંભળ્યું તે કરતાં વધારે મનન કરવું અને તે કરતાં વધારે નિદિધ્યાસન કરવું. ભાષણો અને ઉપદેશો ઘણા થયા. હવે તો જે વર્તે તેની ખૂબી છે. જે પ્રેક્ટિસ ન કરી શકે તેને માટે વાંચન છે."

શરૂઆતમાં જે જે ધ્યાનના પ્રયોગ લખ્યા છે તે પ્રમાણે ધ્યાન કરી શકાય, અને ઉપર લખ્યા પ્રમાણે ધ્યાન સિવાયની દશામાં વ્યવહાર શુદ્ધ રાખી શકાય તો અંદર બહાર બધે એક બ્રહ્મતત્ત્વનો ચાલુ અનુભવ થયા કરશે. એવા પ્રયોગ ચંદુભાઇએ પોતાનાં જીવનમાં કરેલા છે. આવા અનુભવી સાધકના અનુભવ બીજાને માર્ગદર્શક થાય છે. ચંદુભાઇના અનુભવ શંકા વગરના હતા. એક પત્રમાં તે એક જિજ્ઞાસુને લખે છે કે–

"My experience, my realisation about the Self is so very firm that none, even the miseries, can create any doubt in me. When we take our body, mind or understanding as the Self then miseries and every other undesirable thing assail us. Therefore, feel the Supreme idea; there lies the beauty."

---

* આ વિષય વધારે વિગતથી સમજવાની જેની ઇચ્છા હોય તેમણે આ લેખકનું "આર્યોના સંસ્કાર"નું પુસ્તક વાંચવું. મળવાનું ઠેકાણું:–સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, ભદ્ર પાસે, અમદાવાદ અને કાલબાદેવી રોડ, મુંબઇ.

હાલના કાળમાં દક્ષિણમાં રમણ મહર્ષિ નામના એક પ્રખ્યાત સંત છે. તે પણ કહે છે કે, "હું કોણ? તેની બરોબર શોધ કરો. તેમ કરતાં કરતાં આત્માની ઓળખાણ થવા લાગશે." સ્વપ્નામાં હુંનો અર્થ મન થાય છે, જાગ્રતમાં હુંનો અર્થ શરીર અને મન થાય છે; નિદ્રામાં એ બધું જતું રહે છે, તેથી તે "હું" નથી. કોઇ દરદ થાય ત્યારે પણ અનાત્મભાવ દૂર કરતાં શીખવું. માથું દુઃખે તો પોતાને કહેવું કે જેને માથું નથી તેને માથું શી રીતે દુઃખશે, પગ દુઃખે તો પોતાને કહેવું મારે પગ નથી. તાવ આવે તો પોતાને પૂછવું કે, તે હુંને આવ્યો હતો કે હુંએ તાવને પકડયો હતો? ખરી રીતે જ્યારે રોગ સાથે મન બહુ જોડાય છે ત્યારે શરીર ઉપર બહુ અસર થાય છે. તે વખતે ઊલટા વિચાર કરવા, એટલે કે "હું તો આરોગ્ય સ્વરૂપ છું. મને શરીર નથી તો રોગ કયાંથી હોય?" વગેરે. શરીર છે ત્યાંસુધી કાંઇક ગડબડ ઉત્પન્ન થયા કરવાની. પણ આ પ્રમાણે ધ્યાનની વારંવાર ટેવ પાડવાથી રોગની અસર ઘણી ઓછી થઇ જશે. ખરો મહાત્મા આત્મા છે. જગત પણ આત્મા છે. ભેદના વિચાર અહંકારને અને જગતને ઉત્પન્ન કરે છે.

ચંદુભાઇ આત્મસાક્ષાત્કારની સારી દશાએ પહોંચી શકયા તેનું કારણ તેમને મહાત્મા દેવીદાનજીના સત્સંગનો અને અનુભવનો સારો લાભ મળ્યો હતો. દરેક જીવને તદ્દન નવા અનુભવની દશામાં વધવાનું છે, તેથી એવા સારા મહાત્મા મળે તો આગળ વધવામાં ઘણી હિંમત રહે છે. જેનામાં દૃઢ જિજ્ઞાસા હોય તેમને એવા મહાત્મા જરૂર મળી રહે છે. દૃઢ જિજ્ઞાસા રેડિયોના વેઇવ લેન્ગ્થ જેવું કામ કરે છે. તેની અસરથી શિષ્યને ગુરુ પાસે જવાનું થાય છે, અથવા યોગ્ય ગુરુ તેને શોધતા આવે છે.

કેટલાકને પરણ્યા પછી આત્મસાક્ષાત્કારના સાધન માટે મુશ્કેલી જણાય છે. તેવા સંજોગોમાં મહારાજ દેવીદાનજીની સ્રીની

માફક જેમ કોઇની સ્ત્રી મરી જાય અને તે પહેલાં સત્સંગ અને સાધન સારૂં કરી રાખેલ હોય તો તે મહારાજની માફક તરત રસ્તો ખુલ્લો થાય છે. કેટલાકને ચંદુભાઇની માફક અથવા કબીરની માફક અનુકૂળ સ્ત્રી હોય તો સંસારમાં જ સાધનની અનુકૂળતા મળી રહે છે. કેટલાકને તુકારામની માફક કડવા સ્વભાવવાળી સ્ત્રી મળી હોય અને આત્મજ્ઞાન માટે સાધન કરવું હોય તો તુકારામની માફક સહનશકિત કેળવવી જોઇએ. સાધક ગભરાય નહિ તે માટે ભગવાને બધા પ્રકારના ભકતોના નમુના રાખેલા છે. મુશ્કેલીઓ આવે ત્યારે એમ માનવું કે મારામાં સહનશકિત ઓછી છે તેથી મારી કસોટી માટે ભગવાને તેવા સંજોગો આપેલ છે. છતાં હિંમત રહે તો તે સંજોગોમાં પણ ફેરફાર થવા લાગે છે. જો વિષયોમાં કાંઇક ઇચ્છા રહી ગઇ હશે, અથવા વિષયોમાં દ્વેષ રહી ગયો હશે તો વિષયો સામા આવશે અને કસોટીમાંથી પાર થવું પડશે. જ્યારે પરીક્ષામાં બેસનારને પાસમાર્ક મળે છે ત્યારે તેનો અભ્યાસ પૂરો થાય છે. માટે બીજા શું કરે છે તે જોવામાં વખત ગુમાવવો નહિ. પરીક્ષામાં બેઠેલો વિદ્યાર્થી બીજા શું લખે છે તે જોવા રહે તો તેનો ઉપયોગી વખત નકામો જાય છે, માટે દરેકે પોતાનો જવાબ વખતસર તૈયાર કરવાનો છે, એટલે કે દરેકે પોતાના સ્વપ્નમાંથી જાગવાનું છે. તેમાં ગુરુ મદદરૂપ થઇ શકે, પણ મુખ્ય કામ પોતેજ કરવાનું છે.

ગોપીઓ ગોપીગીતમાં કહે છે કે त्रुटिर्युगायते त्वामपश्यताम એટલે તમને ન દેખતાં એક ક્ષણ એક યુગ જેવી લાગે છે. દોરડીમાં ભૂલથી સર્પ દેખાય ત્યારે ત્યાં સર્પ કેટલાક વખત સુધી પડયો હશે એવી ભ્રાંતિ થાય છે. બ્રહ્મમાં જગતની ભ્રાંતિ જેમ થાય છે તેમ જગત અમુક વર્ષો પહેલાંનું છે એવી ભ્રાંતિ પણ થાય છે. ખરી રીતે દૃષ્ટિ વખતે સૃષ્ટિ દેખાય છે. આગળપાછળ

નથી. બ્રહ્મમાં જે પ્રાક્ સિદ્ધત્વ ધર્મ છે તે સૃષ્ટિને જોતી વખતે સૃષ્ટિમાં આરોપાય છે તેથી ક્ષણવારનું બ્રહ્મવિસ્મરણ એ કલ્પ કાળનું ચિત્ત કહેવાય છે. જો બ્રહ્મનું સ્મરણ રહે તો કલ્પ અથવા કાળનો અભાવ થઇ જાય છે. અનાત્માકારવૃત્તિ એ જ વ્યુત્થાન દશા છે. એ દશા લાંબો વખત રહેશે તો કન્યાના વિવાહમાં વર ખોવાઇ જશે. ભગવાન સિવાય બીજું જે કાંઇ બુદ્ધિમાં આવશે તે અધ્યારોપ થશે. જ્ઞાની પ્રપંચમાં બ્રહ્મજ્ઞાનથી સુખી છે, અજ્ઞાનીને બ્રહ્મ પ્રપંચ રૂપે ભાસે છે. આભાસને વસ્તુરૂપે જોવાથી અર્થકારી થાય છે. પ્રપંચ છે એમ માનવું એ ભ્રમ છે. અજ્ઞાનકાળે પણ સંસાર નથી તો જ્ઞાનકાળે તે કયાંથી રહે? સર્પના અભાવનું જ્ઞાન થતાં અવિકલ્પ રજ્જુ રહે છે. ભગવાનરૂપે સર્વગ્રહણ થયું એટલે અન્યથારૂપે ગ્રહણ થશે નહિ. જ્ઞાની-ભકતને દેહમાં અહંભાવ નથી, અન્યમાં ઇદં ભાવ નથી. ભગવાન સિવાય બીજી વસ્તુમાં સત્તા માનવાથી ભગવદ્ભાવ દુર્લભ થઇ પડે છે, અને અજ્ઞાનજનક પ્રવૃત્તિ તત્ત્વસ્મૃતિને ભુલાવી દે છે, તેથી વ્યવહાર કાળે પણ ભાવ સંશુદ્ધિ રાખવી. જે માણસ પાસે ધન હોય, સત્તા હોય પણ સાથે અજ્ઞાન હોય તો તે દરિદ્રી જ છે. આ દૃષ્ટિએ હાલના સુધારાનો વિચાર કરવો.

જેવી રીતે અંધકાર સ્વ. નિવર્તક પ્રકાશને સહન કરી શકતું નથી તેમ ભ્રાંતિ સ્વ. નિવર્તક વિચારને સહન કરી શકતી નથી. કલ્પિત માયાથી બે વસ્તુ થતી નથી, તેથી એક અદ્વૈત તત્ત્વનો પરિચય લેવો અને દેવો એ જ પુરુષાર્થ છે.

ઉત્થાન કાર્યાલય, ગોયાગેટ,
મકરપુરા રોડ, વડોદરા.
જન્માષ્ટમી તા૦ ૧૧-૮-૧૯૫૪

સ્વામી માધવતીર્થ

# અનુક્રમણિકા



## સંસ્મરણો વગેરે



## પુરવણી

# મહત્વની અશુદ્ધિઓ



| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨ | ૧૪ | ખાતરીને લીધે | ખામીને લીધે |
| ૧૯ | ૨૦ | અહ | અહીં |
| ૩૧ | ૧૬ | દશ વાર | દશ બાર |
| ૩૩ | ૧ | છે | છીએ |
| ૪૪ | ૧૫ | ન જાણુતા હો | ન જાણુતા હોત |
| ૫૧ | ૬ | કોઇએ | હોઇએ |
| ૫૬ | ૧૬ | રહ્યાં છે | રહ્યાં છીએ |
| ૫૭ | ૭ | બંધન મોક્ષ | બંધ મોક્ષ |
| ૫૮ | ૧૦ | દૃષ્ટાંત સાથે | દૃષ્ટાંત સાથે |
| ૭૫ | ૨૨ | હંમેશાં ઝઘડા | હંમેશાં ઝઘડતા |
| ૮૫ | ૯ | ઉત્પન્ન થવો જોઇએ | ઉત્પન્ન થવો ન જોઇએ |
| ૮૯ | ૧૭-૧૮ | જાહોજલાલી પરવા | જાહોજલાલીની પરવા |
| ૧૦૦ | ૧૦ | વિચારીએ, | વિચારીએ કે એ |
| ૧૦૨ | ૪ | તેને છોડી | તમને છોડી |
| ૧૦૯ | ૪ | પ્રાણો જાણીએ, | પ્રાણને જાણીએ, |
| ૧૧૨ | ૮ | થોડુ થોડું વાંચો | થોડું થોડું વાંચો |
| ૧૧૩ | ૮ | શરીર, મન, વગેરે | શરીર, મન, વગેરેના |
| ૧૧૪ | ૮ | અંતર સમજવાનું | અંતરમાં સમજવાનું |
| ,, | ૧૩ | ઇંદ્રિયો જેમજ | ઇંદ્રિયો તેમજ |
| ૧૧૫ | ૩ | સાક્ષ | સાક્ષી |
| ૧૧૮ | ૨૧ | તેવો | તેવું |
| ૧૩૦ | ૧૯ | મને કમને | મને કમને |
| ૧૫૫ | ૮ | મોકલશે. | મોકલશો. |
| ૧૬૧ | ૧૯ | atate | state |
| ૧૭૧ | ૫ | તેવું ચિંતનમાં | તેવું આત્મચિંતનમાં |
| ૧૮૪ | ૨૭ | these object | these objects |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૮૬ | ૧૬–૧૭ | આપ સાને | આપ સૌને |
| ૧૯૪ | ૪ | હૃદય મૃદુતા | હૃદયની મૃદુતા |
| ૧૯૮ | ૫ | દુનિયા વ્યવહાર | દુનિયાનો વ્યવહાર |
| ૨૦૪ | ૧૩ | સ્વસ્વરૂપ | સ્વરૂપ |
| ,, | ૧૪ | મન એ મન રહેતાં | મન એ મન ન રહેતાં |
| ૨૦૫ | ૧૭ | તેને તો કોઈ અટકાવવા-નું નથી. | તેને તો કોઇએ અટકાવ-વવાનું નથી. |
| ,, | ૨૨ | દિવસ પડયા સિવાય | દિવસ પાડયા સિવાય |
| ૨૧૩ | ૧૫ | કાચવાયા | કચવાયા |
| ૨૧૭ | ૧૫ | ત્યાર પછી તો | ત્યાર પછીનો તો આ |
| ૨૨૫ | ૧૦ | નહોતા જાણતા હતા | નહોતા જાણતા |
| ૨૨૭ | ૧૮ | અહમ્‌ને ઉઠાવવા | અહમ્‌ને ઉડાવવા |
| ,, | ૧૯–૨૦ | ,, ,, | ,, ,, |
| ૨૩૧ | ૨૧ | કરવું જ કરીએ, | કરવું જ જોઇએ, |
| ૨૩૮ | ૧૭ | અભેદને ઉઠાવી | અભેદને ઉડાવી |
| ૨૪૫ | ૩ | ભૂલવાની ગલી | ભુલાવાની ગલી |
| ૨૪૯ | ૧૭ | થઇ ગયું હોય, | થઇ ગયું હોય ત્યારે |
| ૨૫૨ | ૧૧ | ભિખારી જ બનું જ ને ? | ભિખારી જ બનું ને ! |
| ૨૫૩ | ૧૩ | હૃદયમાંથી ઊઠયા જ | હૃદયમાંથી ઊડયા જ |
| ૨૫૪ | ૯ | ધાન્યના બીજનો જે પ્રમાણે | ધાન્યના બીજનો ભંડાર જે પ્રમાણે |
| ૨૭૫ | ૧૫ | મજાવાન | ભજાવાન |
| ૨૭૭ | ૯ | અપર પંજરિકા | ચર્પટ પંજરિકા |
| ,, | ૧૧ | નિમેષાત્‌ | નિમેષાત્‌ |
| ૩૦૦ | ૯ | આનંદની માયા | આનંદની માત્રા |
| ૩૨૭ | ૧૯ | કોઇ પણ કાળમાં | કોઇ પણ કામમાં |
| ૩૧૯ | ૧૮ | સેંકડે | સેંકડો |
| ૩૪૮ | ૨૭ | પ્રેમની સામે | કે જે પ્રેમની સામે |
| ૩૮૮ | ૫ | - પ્રેક્ટિસ | પ્રેક્ટિસ |
| ૩૮૮ | ૧૩ | વૈસ | વેશ |

## મહત્વની અશુદ્ધિઓ

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| | | **સ્મરણાંજલિ** | |
| ૭ | ૭ | ત્રિકનજી | ત્રિકમજી |
| | | **ઉપોદ્‌ઘાત** | |
| ૨૧ | ૧૮ | શત્ર | શત્રુ |



# *આત્મસાક્ષાત્કાર



સત્ એટલે શું. कालत्रयेऽपि तिष्ठतीति सत्–ત્રણે કાળમાં એક સરખું રહી શકે તે સત્–ભૂત, વર્તમાન અને ભવિષ્યમાં એક સરખું રહી શકે તે સત્ય.

ત્યારે સત્ કયું એની આપણે જરા તપાસ કરીએ. જો બાહ્ય રીતે જોઇશું તપાસીશું તો આપણે કોઇપણ દૃશ્ય (Visible) પદાર્થ ઉપર આવવું પડશે. આપણું શરીર એ દૃશ્ય પદાર્થ છે,

---

* શાહેર મુકામે તા૦ ૧૩–૨–૪૪ ના રોજ શાહેરના તથા ત્યાંના હિંદુ કેળવણી મંડળની કિંમતી સેવાનું સ્મરણ કાયમ રાખવા એ મંડળે સદ્ગત શ્રી ચંદુભાઇનું તૈલચિત્ર એ મંડળના મકાનમાં પૂજ્ય પંડિતશ્રી ફતેહચંદ્ર કપૂરચંદ્ર લાલનના હસ્તે ખુલ્લું મુકાવ્યું એ શુભ પ્રસંગે પંડિતશ્રીએ આ લઘુ લેખના ખૂબ વખાણ કર્યાં હતાં. એ ભાષણમાંથી નીચે મુજબ ઉતારો આપું છું—

શંકરાચાર્યનું સૂત્ર હતું "બ્રહ્મ સત્યમ્ જગત્ મિથ્યા." લાલન કહે છે, "બ્રહ્મ સત્યમ્ જગત્ સત્યમ્." બંને સત્ય છે. જગત્ મિથ્યા નથી પણ સત્ય છે એમ સમજીને કામ કરો. આત્માને ઓળખો. આત્માની મહાન્ શક્તિઓને ઓળખો. આત્માને નિરાકાર નિરંજન કે નિર્લેપ ઓળખવો સહેલો છે પણ

અને તે વિષે બીજા પદાર્થ કરતાં આપણે વિશેષ જાણીએ છીએ. આથી ત્યાંથી આપણી શોધ શરૂ કરીએ. આમ કરતાં આપણને પ્રથમ પ્રશ્ન એ ખડો થાય છે કે "શરીર સત્ છે?" આપણે ઉપર સત્‌ની વ્યાખ્યા અને વર્ણન આપ્યાં તેથી તે સત્ નથી એમ કહેવું પડે, કારણ કે તે ત્રણે કાળમાં એક સરખું નથી. શરીરનું પહેલાં અસ્તિત્વ ન હતું, હાલ તે છે અને હવે તે રહેવાનું નથી. શરીરની ઉત્પત્તિ થઇ ત્યારથી તપાસીએ તો પણ લાગશે કે શરીર પહેલાં નાનું હતું, હાલ આવું છે અને હવે પછી બદલાશે. આથી શરીર સત્ નથી. શરીર સત્ નથી એટલે ઇંદ્રિયો પણ સત્ નથી.

શરીર સાથે મનનો સંબંધ છે. આથી બીજો પ્રશ્ન એમ ઉદ્‌ભવે છે કે શરીર સત્ નથી તો મન સત્ છે? પણ મન પણ ત્રણે કાળમાં એકસરખું રહેતું નથી. તે વખતોવખત બદલાતું જાય છે, અને બદલાયા કરશે. એ જ પ્રમાણે બુદ્ધિ પણ સત્ નથી કારણ કે એ પણ એક સરખી રહેતી નથી, વખતો વખત બદલાયા કરે છે. સારી રીતે સમજી શકાય તે માટે ઉપર જણાવેલા ત્રણ–શરીર, મન અને બુદ્ધિ મુખ્ય પ્રતીત થતા લીધા છે અને તેથી એટલું તો સિદ્ધ થયું છે કે સત્ શરીર, મન અને બુદ્ધિથી પર

---

તેને નિર્વિકલ્પ તરીકે ઓળખવો અઘરો છે. જ્યારે નિર્વિકલ્પ તરીકે ઓળખાશે ત્યારે જ આત્માની વાકાત જણાશે. મન શાંત હોય તો જ નિર્વિકલ્પપણું આવે છે અને નિર્વિકલ્પપણું આવશે તો જ આત્માનો પ્રકાશ મળશે. એ શી રીતે આવે છે તે સમજવું હોય તો ચંદ્રશંકરનું "આત્મસાક્ષાત્કાર"નું નવ પાનાનું ચોપાનીયું વાંચો. માત્ર નવ પાનામાં જ એમણે વેદો, ઉપનિષદો, ગીતા કે જગતના સર્વ ધર્મ પુસ્તકોમાં દર્શાવેલા સત્યનો સાક્ષાત્કાર કરવાની રીત આપી દીધી છે. સર્વ શાસ્ત્રોનો સાર એમાં આવી જાય છે. જગતની સર્વ ભાષાઓમાં એનો અનુવાદ થવો જોઇએ."

"કલ્યાણ કલ્પતરૂ"ના ઓગસ્ટ ૧૯૩૪ ના અંકમાં "આત્મસાક્ષાત્કાર"નો લેખ Realisation of the Self નામે છપાયો હતો.

જુદું છે. શરીર, મન અને બુદ્ધિ તેને પહોંચી શકતાં નથી. આ બધા ઉપરથી આપણે હવે સતનાં લક્ષણો બાંધીએ. સત્ શરીરથી પર છે. શરીર આકારવાળું છે. આથી સત્ નિરાકાર. મન, ઇંદ્રિય અને બુદ્ધિથી પર એટલે મન, ઇંદ્રિય અને બુદ્ધિથી જાણી શકાય નહીં તેવું એટલે નિરંજન. શરીર મન વગેરેને વિકાર થાય છે, પણ સત્ એથી પર એટલે તે નિર્વિકાર. સંકલ્પ વિકલ્પ વિ. મનના–બુદ્ધિના છે પણ સત્ એથી પર એટલે નિર્વિકલ્પ. સત્ પોતે એટલે સત્ ત્રણે કાળમાં એક સરખું રહે છે. મન, બુદ્ધિ એક કાળમાં રહે છે અને જ્ઞાન પ્રાપ્ત કરે છે, તેથી સત્ જ્ઞાન સ્વરૂપ અગર ચિત્. શરીર, મન અને બુદ્ધિને સુખ, દુઃખ થાય છે. સત્ એ બધાથી એટલે સુખદુઃખથી પર એટલે આનંદ. શરીરને ભય, મનને ભય. સત્ બન્નેથી પર એટલે ભય રહિત નિર્ભય. શરીર મન વિ. ને જન્મમરણ થાય છે, એ બંનેથી એ પર છે–બંને જન્મ મરણ રહિત અજ–અમર. આ બધા ઉપરથી એમ ફલિત થયું કે સત્ નિરંજન, નિરાકાર, નિર્વિકલ્પ, નિર્વિકાર સત્–ચિત્–આનંદ, નિર્ભય, અજ, અમર વિ છે.

અત્યાર સુધી સતની શોધ શરીર, મન વિ. થી કરી એથી સહજ એ પ્રશ્ન થાય કે જ્યારે શરીરથી શોધ કરી ત્યારે હું કોણ? હું તે આ શરીર, મન, કે બુદ્ધિ? આપણે જાગ્રત્ અવસ્થાનો અનુભવ તપાસીશું તો સમજાશે કે જાગ્રત અવસ્થામાં જે વ્યવહાર થાય છે તે મોટે ભાગે શરીરને હું માનીને થાય છે. જેમ આપણે કોઇને પૂછીએ કે "ભાઇ તમે આવ્યા?" તો તે કહેશે કે "હા, હું આવ્યો." એ વાકયમાં હુંનો અર્થ શું થયો? 'હું' એટલે શરીર એ નક્કી થયું. આ મારો ભાઇ, મારી સ્ત્રી, મારો પતિ, મારો દિકરો છે એટલે શરીરનાં ભાઇ સ્ત્રી, પતિ, દિકરો વગેરે. એટલે જાગ્રત્ અવસ્થાના દરરોજના અનુભવથી સમજાય

છે કે હું શરીર છું. હવે આપણે બીજો અનુભવ લઇએ. સ્વપ્નાવસ્થામાં શરીર પડયું છે, આંખ બંધ છે, પણ સ્વપ્ન આવે છે ત્યારે કહીએ છીએ કે આજે સ્વપ્નામાં "મેં એક બગીચો દીઠો." "મેં મારા મિત્રને દીઠો" વિ. એમાં 'હું'નો અર્થ શું થયો? ત્યાં 'હું'નો અર્થ શરીર ન થયો પણ મન હું છું એમ થયું. એથી શરીર હું નથી પણ મન હું છું એમ થયું. આથી શરીર હું નથી પણ મન હું છું એમ સ્વપ્નાવસ્થાનો અનુભવ કહે છે. હવે જરા આગળ જઇએ. આપણને ગાઢ નિદ્રા આવે છે, અર્થાત્ આપણી સુષુપ્તિઅવસ્થા થાય છે ત્યારે તે અવસ્થામાં નથી શરીરનું ભાન. નથી મનનું ભાન, નથી બુદ્ધિનું ભાન છતાં આપણે મરી ગયા નથી. (જો શરીર અને મન આપણે હોઇએ તો જે વખતે શરીર અને મનનું ભાન ન હોય ત્યારે આપણે મરી જવા જોઇએ) પણ આપણે નિદ્રામાંથી જાગીએ છીએ કે તરત જ આપણે એવું કહીએ છીએ કે 'આજે હું એવો સુખેથી ઊંઘ્યો કે મને કાંઇ ખબર પડી નહિ." હવે આપણે એ વાકયને તપાસીએ. હું સુખેથી ઊંઘ્યો. એનો અર્થ એ થયો કે, શરીર અને મન સુખથી સૂતેલાં હતાં અને મને કાંઈ ખબર પડી નહિ. એટલે મન અને બુદ્ધિને કાંઇ ખબર પડી નહિ. કોઇ માણસ કોઇ જંગલમાં અગર કોઇ સ્થળમાં એકલો હોય તો તેને પૂછવામાં આવે કે આ જંગલમાં કે સ્થળમાં કોઇ માણસ છે કે? તો તે જવાબ આપશે કે ના, ભાઇ, અહીં તો કોઇ નથી. એની જો આપણે ઉલટ તપાસ કરીએ કે "જયારે તમે કહો છો કે અહીં કોઇ નથી, તો તમે કેમ જાણ્યું કે અહીંઆ કોઇ નથી?" તો કહેશે કે 'હું'-જાણનાર સિવાય બીજું કોઇ નથી. એટલે મારા સિવાય બીજું કોઇ નથી. તેવી જ રીતે "હું આજે સુખેથી ઊંઘ્યો કે મને કાંઇ ખબર પડી નહિ" એનો કોઇ જાણનાર સાક્ષી–શરીર, મન કે બુદ્ધિથી પર જાણનાર ન હોત તો સવારે ઊઠી કોણ કહેત કે શરીર, મન, વગેરે સૂતેલાં હતાં, અને શરીર,

મન અને બુદ્ધિ વગેરેને કાંઇ ખબર પડી નહિ. એટલે 'હું' (સાચો 'હું') શરીર, મન, બુદ્ધિ વગેરેથી પર છું. બીજું એ સિદ્ધ થયું કે નિદ્રાવસ્થા એ અજ્ઞાન અવસ્થા છે. વધુમાં એ પણ સમજાય છે કે 'હું' શરીર, મન અને બુદ્ધિથી જુદો છું અને શરીર મન વિ. જ્યાં જાય ત્યાં પહેલો 'હું' (ખરો હું) હાજર છું. સત શરીર, મન અને બુદ્ધિ વગેરેથી પર અને બુદ્ધિથી પર એટલે સત્ તે હું. સત્‌નાં જે લક્ષણો તે મારાં લક્ષણો. ત્યારે 'હું' કેવો? નિરંજન, નિરાકાર, નિર્વિકલ્પ, નિર્વિકાર, સત્, ચિત્ આનંદ (સચ્ચિદાનંદ), નિર્ભય, અજ, અમર વગેરે. અહીં જ अहं ब्रह्मास्मि હું બ્રહ્મ છું, तत्त्वमसि, (તે તું છે), I and my Father are one (હું અને મારો પિતા એક જ છે), અનલ હક્ક (હું પરમેશ્વર છું). अप्पा सो परमप्पा (આત્મા એ જ પરમાત્મા)ની એક વાક્યતા સિદ્ધ થાય છે.

હવે આપણે ભાષાના જ્ઞાનથી પણ એ વાત સિદ્ધ કરીએ. આપણે કહીએ છીએ કે "આ મારી ચોપડી છે" એ વાક્યનો અર્થ તપાસીએ તો 'મારી ચોપડી' એટલે એ ચોપડીનો હું માલીક, ચોપડીથી જુદો, ચોપડીને જાણવાવાળો, ચોપડીને હું જાણું પણ ચોપડી મને જાણતી નથી, અને હું ચોપડી નથી એ સિદ્ધ થાય. એવી રીતે મારૂં શરીર, મારૂં મન, મારી બુદ્ધિ, મારા પ્રાણ વિ. એટલે શરીર, મન, બુદ્ધિ વગેરેને હું જાણું પણ એ બધા મને ('હું'ને) જાણતા નથી તેમ જ એ બધાના નાશથી મારો ('હું')નો નાશ થતો નથી. એ બધાનો 'હું' માલીક (શેઠ), એ બધાં મારા નોકર. નોકરને તો કબજામાં રાખવો જોઇએ, એટલે શરીર, ઇંદ્રિય, મન, બુદ્ધિ પોતાની મેળે સ્વચ્છંદ રીતે વર્તે તેમ ન રાખવા જોઇએ, પણ બરાબર આપણા કબજા પ્રમાણે વર્તે તેમ રાખવા જોઇએ.

આટલો આપણે વિચાર કર્યો એટલો વખત ન હતી એ જાગ્રત અવસ્થા, ન હતી સ્વપ્નાવસ્થા, કે ન હતી સુષુપ્તિ પણ

તુરીયાવસ્થા (Super conscious State) હતી, કેમકે એટલો વખત આપણે સુખદુઃખથી પર અવસ્થામાં હતા. જગત્ હોવા છતાં તેને તદ્દન ભૂલી ગયા હતા. રાગ-દ્વેષ, તેમજ કામ-ક્રોધ, વગેરે બધા શત્રુઓ ભાગી ગયા હતા. બીજું એ અવસ્થામાં સંપૂર્ણ વૈરાગ્ય હતો કારણ કે અહીંના અને સ્વર્ગના ભોગની કોઇની કાંઇ ઇચ્છા-વાસના-ન હતી. ત્રીજું વિવેક થયો-જાણ્યું કે શરીર, મન, વગેરે અસત્ અનિત્ય છે અને 'હું' સત્-નિત્ય-છું. જગત્ આપો આપ મિથ્યા થઇ ગયું હતું અને છેલ્લે એ શ્રેષ્ઠ જ્ઞાનસમાધિ-નિર્વિકલ્પ સમાધિ-એટલો વખત રહી, અને સર્વેને જાણવાવાળો હું તુરીયાતીત છું.

આખા દિવસમાં માણસ આટલો વિચાર નવ-દશ વખત કરે તો શું ખરેખર તે સુખી નહિ થાય? આમાં કાંઇ ત્યાગ કરવાનો નથી, જંગલમાં જવાનું નથી પણ જ્યાં બેઠો હોય ત્યાં એકાંત લઇ શકે છે. એમાં ખૂબી તો એ છે કે માણસ કામમાં હોય છે ત્યારે તે તે કામસ્વરૂપ બની જાય છે, એટલે તે વખતે પણ સુખદુઃખથી પર બની જાય છે; પણ કામમાં પ્રવેશ કરતાં અને કામ પૂરું થયા પછી તેને સુખદુઃખ, કામ, ક્રોધ, અહંકાર વગેરે ઘેરવા માંડે છે. એટલે કામમાં પ્રવેશ કરતાં પહેલાં 'હું કોણ?' 'કામ કોણ કરવાનું?' એજ કામ પૂરું થતાં 'કામ કોણે કર્યું' એ વિચારી જોવાનું છે. કામમાં પ્રવેશ કરતાં પહેલાં તે ઇષ્ટ છે કે અનિષ્ટ છે તે જોઇ લેવાનું છે. અનિષ્ટમાં પ્રવેશ કરવો નહિ. જેટલું થઇ શકતું હોય તેટલું કામ કરવું, ગજા ઉપરાંત કામ કરવું નહિ, તેમજ પોતાનાથી બની શકતું હોય તેમાં આળસ કરવું નહિ. જ્યારે જ્યારે સુખ, દુઃખ, જ્ઞાન, અજ્ઞાન, શોક, મોહ, કામ, ક્રોધ, માન, અપમાન, ઇર્ષ્યા વગેરે કાંઇ દેખાય અને ચિત્તને સહેજ પણ વિહ્વળ કરે કે તરત ઉપર જણાવ્યા પ્રમાણે વિચારવા

બેસી જવું. આથી બધું પોતાની મેળે શાંત થવા માંડશે અને તરત જ પોતાના સ્વરૂપ ઉપર આવી જવાશે. એની સાથે ૐ યા સોઽહમ્‌નું રટણ એના અર્થ સહિત–હું પોતે પરમાત્મા છું–રંગ ભરી ભરી કર્યું હોય તો શું બાકી રહે ?

અત્રે જ સ્વર્ગ બની રહેશે. કોઇપણ જાતની વાસના ઊઠશે નહિ. અને કદાચ ઊઠે તો તરત શાંત થઇ જશે. શરૂઆતમાં ૐ યા સોઽહમનું રટણ પોતાના સ્વરૂપને યાદ કરવામાં ઉપયોગી છે પણ પાછળથી દૃઢ થતાં તે અટકી જાય છે.

હવે એ 'હું'ની સર્વ વ્યાપકતા, સર્વજ્ઞપણું અને સર્વ શક્તિમાનપણું સિદ્ધ કરીશું. બ્હારની કોઇપણ વસ્તુ મન, બુદ્ધિ, સિવાય જાણી શકાતી કે જોઇ શકાતી નથી. દરેક વસ્તુનો દ્રષ્ટા મન થાય છે; પણ આગળ આપણે સિદ્ધ કરી ગયા કે મન જાય તે પહેલાં 'હું' ત્યાં સિદ્ધ થયેલો હોવો જોઇએ, એટલે જ્યાં જ્યાં મન જાય ત્યાં ત્યાં પહેલાં 'હું' પોતે રહેલો છું એટલે દરેક સ્થળમાં રહેલો જ છું, જેથી હું સર્વવ્યાપક છું એ પોતાની મેળે સિદ્ધ થયું. એવી રીતે વિચાર એ શક્તિ છે, અને વિચાર મન વડે થાય છે, તો જ્યાં જ્યાં શક્તિ છે ત્યાં હું રહેલો છું, મારા સિવાય શક્તિ ઊભી રહી શકતી નથી. 'હું' પોતે શક્તિ સ્વરૂપ છું એટલે સર્વ શક્તિમાન છું; એવી જ રીતે જ્ઞાન થવું એ મન અને બુદ્ધિનું કાર્ય છે, એટલે મારા સિવાય બન્ને રહી શકતાં નથી, જેથી હું જ્ઞાનસ્વરૂપ અગર સર્વજ્ઞ છું, આથી સર્વરૂપે 'હું' રહ્યો છું અને જે જે દેખાય તે બધાં મન, ઇંદ્રિય અને બુદ્ધિએ ઉત્પન્ન કરેલાં ભિન્નભિન્ન મારાં સ્વરૂપો છે; હું સર્વનો અધિષ્ઠાન સાક્ષીરૂપે એક સરખો રહ્યો છું. આથી બરાબર સમજાશે કે કોઈ પદાર્થની ભિન્નતા દેખાડનાર નામ અને રૂપ છે. કોઇપણ પદાર્થમાંથી નામ અને રૂપ બાદ કરીએ તો આપણું પોતાનું શુદ્ધ સ્વરૂપ બાકી રહે છે, એટલે નામ

રૂપ મિથ્યા છે અને જે એક તત્વ છે તે જ સત્ છે અને તે સર્વરૂપ છે અને 'હું' છું (આપણે છીએ). આની ઉપર મનન વગેરેની ખાસ જરૂર છે.

> शृण्वन्तु सर्वे अमृतस्य पुत्राः
> आये दिव्ये धामनि तस्थुः।
> द्रष्टाहमेतं पुरुषं महान्त-
> मादित्यवर्णं तमसः परस्तात् ॥
> तमेव ज्ञात्वा अतिमृत्युमेति ।
> नान्यः पन्था विद्यतेऽयनाय ॥

"હે સર્વે અમૃતના પુત્રો, સાંભળો! દિવ્યધામમાં તેનો વાસ છે. અમે એને જોયો છે. સૂર્યના જેવો અંધકારથી પર, તમે પણ તેને જાણી, અનુભવીને મૃત્યુને તરી જશો જ. એ સિવાય બીજો રસ્તો જ નથી." આ જ્ઞાનજ આપણે અજ્ઞાનથી ફેંકી દીધું, જે બાલ્યાવસ્થાથી આપણને ગળથુથીમાં મળતું હતું. એક દિવસ, વ્હેલા કે મોડા, આ સતરૂપી દંડ પકડયા સિવાય છૂટકો નથી. બધા જ સંતો અને પયગંબરો એ વાત કહે છે અને કહી ગયા છે. માટે એને પકડી પાછા સુખી થઇએ અને સંતાનોને સુખી કરીએ, અને અત્યારે જે આપત્તિમાં પડયા છીએ તેમાંથી બચીએ. ૐ શાંતિ: શાંતિ: શાંતિ:॥

'ચંદ્ર'

## શ્રી. ચંદુભાઈની સૌ મુમુક્ષુઓને સૂચના

સવારમાં ઊંઘમાંથી ઊઠતાવાર પ્રશ્ન કરો કે, કોણ ઊઠયું? તમો જોશો કે પહેલું મન ઊઠયું. મન ઊઠતાં શરીર ઊઠયું. "હું" શું કરતો હતો?" "હું" તો મનને અને ઇંદ્રિયો તથા શરીરને જોતો હતો. દિવસમાં થોડે થોડે વખતે ઉપર પ્રમાણે પ્રશ્ન પૂછતાં રહો. ઘનાભ્યાસ થતાં આપોઆપ સ્વરૂપમાં દૃઢ થવાશે. આટલું જ માણસ કર્યા કરે, બધી શંકાઓ નિર્મૂળ થઇ જશે, અને આનંદ થયા કરશે.



# અનુભવ*



(૧) કોઇ માણસ આપણને જે કાંઇ કહે તેમાંથી રુચિકર હોય તેટલું જ ગ્રહણ કરીએ છીએ, તો પછી બીજાઓ આપણે કહીએ તે બધું જ તેમણે માનવું જોઇએ એમ શા માટે માનવું જોઇએ? અને તે પ્રમાણે નહિ થાય તો શા માટે ગુસ્સે થવું જોઇએ? આપણને જો કોઇને માટે લાગતું હોય તો સૂચના રૂપે કહેવું પણ જોર જુલમથી મનાવવાનો પ્રયત્ન કરવો નહિ, એ જ આનંદમાં રહેવાનો એક ઉપાય છે.

(૨) જે આપણે અનુભવ્યું હોય તે જ કહેવું અને તે પણ વર્તનથી બતાવવું એ ઉત્તમ માર્ગ છે–સુખી કરવાનો અને સુખી થવાનો.

(૩) ભજનથી શું ફાયદો છે એમ જો કોઇ કહે તો જવાબ સહેલો અને સરલ એ છે કે, જ્યારે હૃદયપૂર્વક ભજન કરો છો ત્યારે જગતના વિચારોને તિલાંજલી મળે છે. જગતના વિચાર

---

* સદ્દગત ચંદુભાઈના હાથનો લેખ–એમના કાગળોમાંથી હમણાં મળ્યો તે આ પ્રકાશનમાં છાપું છું.

કરવાથી જ માણુસ સુઃખદુઃખ અનુભવે છે અને તેનો અનુભવ સુષુપ્તિ અવસ્થા છે. સુષુપ્તિ અવસ્થા એક જાતની અજ્ઞાન અવસ્થા છે–વિવેક નહિ હોવાથી–અને ભજન એ વિવેક અવસ્થા છે એટલે જાગ્રતમાં સુખદુઃખ લાગતા નથી.* જો સુષુપ્તિ અવસ્થા હંમેશ રહેતી હોય તો કાંઇ વાંધો નથી, પરંતુ દરેક વ્યકિતને તેમ અનુભવ થતો નથી. સુષુપ્તિ કરતાં જાગ્રત અવસ્થા વિશેષ રહે છે એટલે ભજન કરે તો જ આનંદમાં રહી શકાય. તેથી ભજન કરવું એ જ મનુષ્ય માટે ઉત્તમ માર્ગ છે.

(૪) માણુસ પોતાના વર્તન અને વિચારથી નાનો અગર મોટો ગણાય છે.

(૫) સૂર્ય પોતાનો પ્રકાશ આપવાથી અને જગત્‌ની ગળીઓ દૂર કરવાની શકિતથી મહોટો ગણાય છે.

(૬) બાળકને તેની મા, તે રમતમાં હોય છે ત્યારે, ખાવાનું ખાવાને બોલાવે છે. બાળક રમતમાં હોવાથી તેની માની આજ્ઞાને તાબે થતો નથી તેથી માતા ખીજવાય છે, ગાળ દે છે અને વખતે મારવા પણ માંડે છે. બાળક માતાના આ વર્તન તરફ તદ્દન બેદરકારી બતાવે છે. કદાચ મારથી રડે છે, પણ રમત છોડતો નથી. રમત પૂરી થયે માતા તરફ પ્રેમથી દોડી જાય છે. તે વખતે તેની માએ ગાળ દીધી હતી, તિરસ્કાર કર્યા હતા, માર માર્યો હતો, એ કશાની ગણુતરી ધ્યાનમાં લેતો નથી. આવી રીતે જગત્‌ની ધમકી, કોઇ વખત તેની લાત, વાતચીતો અસર ન કરે–બાળકને જેમ માતાનાં વચનો, માર વગેરે અસર કરતા

---

* મનને તેના સંકલ્પવિકલ્પના દુઃખદાયી વ્યાપારમાંથી રોકવાનો ભજન એક ઉપાય છે. હૃદયપૂર્વક ભજન ચાલતું હોય ત્યારે તેટલો વખત આવી અલભ્ય સ્થિતિનો અનુભવ થાય છે એવો લખાણુનો અર્થ છે.

નથી તેમ–ત્યારે સમજજો કે યથાર્થ દૃષ્ટિપર આવવા માંડ્યા છો અગર ચાલવા માંડયું છે.

(૭) દરેક વસ્તુ અનુભવ પર આવી અવલોકન કરો. ગમે તેમ જોશો–વિવેક કર્યા સિવાય–તો વાસ્તવિક સ્વરૂપમાં નહિ દેખાશે.

(૮) ઉપર લખેલી બાબતો હૃદયને શાંતિ આપે છે. જે હૃદયમાં શાંતિ નથી તે જગતમાં શું કરી શકવાનો હતો? બધાને મોટા કહેવડાવવું છે, પરંતુ જ્યાં સુધી હૃદયમાં શાંતિ નહિ ત્યાંસુધી શું શુક્રવાર વળવાનો હતો! આ બાબતો પર સવારમાં ઊઠી એકાદ વખત, બપોરે અને સૂતા પહેલાં સાંજે, જો હૃદયપૂર્વક વિચારે તો જરૂર શાંતિ થાય. એ રસ્તા સિવાય બીજે કોઇ રસ્તે શાંતિ થાય એમ છે જ નહિ. ઠીક લાગે, હૃદયમાં ઊતરે તો એકાદ મહિનો પ્રયોગ કરી જોવા જેવો છે. ચંદુને ખાતરી છે, શાંતિ થયા વગર રહેશે નહિ. જગત્માં બધા સુખને માટે પ્રયત્ન કરે છે, પરંતુ વિવેકની ખાતરીને લીધે યથાર્થ માર્ગ મળતો નથી; ખરો સુખનો માર્ગ તો એ જ કે પોતાને ઓળખો. ઓળખ્યા પછી તે પ્રમાણે વર્તનમાં ઉતારવું.



## ૧

ૐ

ભરૂચ, તા૦ ૨૩-૯-૧૪

આત્મસ્વરૂપ, ધર્મપત્ની ગોદાવરી,

...... ચંદુ ધારે છે કે તું દરરોજ ૐ નું ઊઠતાં બેસતાં, હરતાં ફરતાં, ખાતાપીતાં સ્મરણ કરતી હશે અને હંમેશાં આનંદમાં રહેતી હશે. મનને હંમેશાં શાંત રાખવું. કોઇપણ બાતની ફિકર કરવી નહિ. તારાથી લાંબું વંચાય નહિ માટે કાગળ ટૂંકો લખ્યો છે.......

## ૨

ૐ

રાંદેર, તા૦ ૧૧-૪-૧૫

આત્મસ્વરૂપ,

સ્વામી રામતીર્થની જે ચોપડી તમે લઇ ગયા છો તેને બરોબર વાંચજો. સાથે સાથે એટલું યાદ કરતા જજો કે તમે શરીર નથી, મન નથી, અને બુદ્ધિ નથી. શરીરને ભય છે. તમે શરીર નથી એટલે તમે નિર્ભય છો. જ્યાંસુધી શરીર છે એમ ધારીને વિચાર કરો છો ત્યાંસુધી જગત દેખાય છે. માટે આંખો બંધ કરીને વિચાર કરવો કે હું કોણ છું? નિરંજન, નિરાકાર, નિર્વિ-

કાર, નિર્વિકલ્પ, સત્, ચિત્, આનંદ, નિર્ભય, જન્મ મરણ રહિત વગેરે.

કોઇ ગાળ દે, કોઇ વાતો કરે, તિરસ્કાર કરે, મોહ થાય તો પહેલો વિચાર એ કરવો કે આ કોને લઇને થાય છે? બીજું કારણ નહિ મળશે; એક જ કારણ મળશે અને તે શરીર. શરીરને લઇને જ એ સૌ ભાવો થાય છે. શરીર તો હું છું જ નહિ. શરીર તો હાડકાં, ચામડાં, માંસ, લોહી વગેરેથી ભરેલું છે. તેને માટે મારૂં મન આ રીતે શા માટે હેરાન થાય છે? મનને શિખામણ આપવી કે તને આવો વિચાર શા માટે આવ્યો? પરમાત્માનો વિચાર છોડી આ રસ્તે તું શા માટે આવ્યું? બીજી વાત એક ખાસ યાદ રાખજો કે શરીરનું જ્યાંસુધી આવી બન્યું નથી ત્યાંસુધી જગતમાં તેનો કોઇ વાળ વાંકો કરનાર નથી. માત્ર લોકોને એ માટે ધાસ્તી ભરાઇ ગઇ છે. એ જ પ્રમાણે ચંદુને માટે વિચાર કરો ત્યારે ધ્યાન રાખજો કે ચંદુ એ શરીર નથી, મન નથી, બુદ્ધિ નથી, પણ તમારૂં જ અન્ય સ્વરૂપ છે. તમે અને ચંદુ જુદાં નથી; ફક્ત શરીરથી જુદાં દેખાઓ છો એટલું જ. એ જ પ્રમાણે આખું જગત જુદું નથી, પણ અજ્ઞાનથી નામ રૂપને લઇને જુદું લાગે છે. ખરૂં જોતાં તો તમે જ બધે રહ્યાં છો.

બીજો વિચાર એ કરજો કે રોગ શરીરને થાય છે, પણ હું તો શરીર નથી એટલે મને કોઇ જાતનો રોગ નથી. એ વિચારથી તમારૂં શરીર જલદી સુધરી જશે. આવા વિચારોથી ચંદુ હંમેશાં આનંદમાં રહે છે. તમે એ રીતે કરશો તો તમે પણ આનંદમાં રહી શકશો. જે કોઇ દુઃખી થતું હોય તેને એ પ્રમાણે કરવા કહેશો. ન માને તો ચિન્તા નહિ, પણ તમે તમારે તો એ રીતે કરશો જ. ૐ નું રટણ કરવું ચૂકશો નહિ. સૂતાં પહેલાં અને સવારમાં ઊઠતાં પહેલાં દરરોજ ઉપરનો વિચાર કરીને ઊઠવું. પોતે

આનંદમાં રહેવું અને બીજાને આનંદમાં રાખવાં......ચંદુ તો સર્વને શ્રેષ્ઠ ધર્મ શીખવે છે. જન્મ મરણના ફેરામાંથી બચવાનો માર્ગ બતાવે છે. પછી તો જેવી સૌની ઇચ્છા. કોઇ રીતે ગભરાશો નહિ. ચંદુ સત્યને રસ્તે ચાલે છે. સત્યને રસ્તે જનારા ઉપર આફત આવે છે તો તેને તેનો હિસાબ હોતો નથી......

૩

ૐ

ધનવાડ (પાલેજ) તા૦ ૧૧-૧-૧૬

આત્મસ્વરૂપ,

......હંમેશાં પ્રભુના વિચારમાં રહેજો. માતાપિતા, બહેન ભાઇ વગેરેને પ્રભુસ્વરૂપમાં જો જો અને તેમજ વર્તજો. દરેક જણ જે રીતે તમે પ્રભુ છો તેવી રીતે સાક્ષાત્ પ્રભુ જ છે. એ રીતે દરેક વસ્તુમાં પણ જોજો. ૐ નું રટણ કરજો. મને કાંઇ પણ સુખદુઃખ છેજ નહિ એ પણ વિચારજો. તમે નિરંજન, નિરાકાર, નિર્વિકલ્પ, સત્, ચિત્, આનંદ, નિર્ભય, જન્મમરણ રહિત છો....

૪

ૐ

રાંદેર, તા૦ ૨૭-૧-૧૬

આત્મસ્વરૂપ,

મુંબાઇથી તમારા પુત્રો*...... તમારી તબિયતના સમાચાર પુછાવે છે. ચંદુ તમારા તરફથી તેમને આશીર્વાદ લખશે... તમારા...મામાનો પત્ર પરમ દિવસે હતો. તેમાં લખેછે કે કૃષ્ણ વિના જેમ ગોપીઓને ગમતું નહતું, તેમ ચંદુ વિના તેમને ગમતું

* માની લીધેલા પુત્રો.

નથી. ચંદુ એક છે એટલે શરીરથી બધાં સાથે શી રીતે રહી શકે? તમારા મામાનો કેટલો શુદ્ધ પ્રેમ છે તે દર્શાવે છે. તમે તેમને શિખામણ આપજો. ચંદુનો પ્રેમ બધાં માટે સરખો છે. કોઇ ભાઇરૂપે, કોઇ પિતારૂપે, કોઇ પુત્રરૂપે, કોઇ માતારૂપે, કોઇ પતિરૂપે એમ જુદે જુદે રૂપે જુએ છે. જે દષ્ટિથી જે જોશે, તે દષ્ટિથી તેમને તે દેખાશે. આનંદમાં રહેશો અને બધાને આનંદની લહાણી આપશો. ...

૫

ૐ

રાંદેર, તા૦ ૧૬–૧૧–૧૬

આત્મસ્વરૂપ,

...... શરીરથી, મનથી અને આધ્યાત્મિક રીતે આનંદ છે. તમે પણ એ આનંદનો ચોવીશે કલાક લહાવો લો. ૐ નું રટણ બિલકુલ ચૂકશો નહિ. તેમજ વિચાર કરતા રહેજો કે મને કોઇ પણ જાતનો રોગ નથી. જો એ વિચાર કાયમ રાખવાની ટેવ પાડશો તો શરીરના રોગો, માથું દુખવું, પગ તોડાવા, વગેરે આપોઆપ ઓછા થઇ જશે. શરીર પોતાની મેળે તંદુરસ્ત થતું રહેશે. આગળ પત્ર લખ્યો હતો તે રીતે હું શરીર નથી, મન નથી, બુદ્ધિ નથી, વગેરે વિચારો કરીને દેહાધ્યાસ લાગ્યો હોય તેને દૂર કરતા જાઓ. તમે પ્રકાશના પણ પ્રકાશ છો. જોવાવાળા છો. જે તમે તમારા અનુભવથી જાણો છો તે રીતે વિચાર કરી વધારે ને વધારે દઢ કરો...તમે બહુ ઓછું ખાઓ છો એવી ફરિયાદ આવી છે, તો ભલે થોડું થોડુ ખાઓ, પણ ચાર ચાર કલાકને અંતરે રૂચે તેવું ખાઓ...માંદા પડવું એ સારો ગુણ ન ગણાય. કારણ કે શરીરથી, મનથી, બુદ્ધિથી જેટલી બની શકે તેટલી સેવા કરવી એ ધર્મ છે, અને માંદા પડીએ ત્યારે બીજાની

સેવા કરવાને બદલે બીજા લોકોને આપણી સેવા કરવી પડે એ વાત તો ચન્દુને રૂચતી નથી. માટે શરીર તરફ યથાશકિત ધ્યાન આપવું એ માણસની પહેલી ફરજ છે...

૬

ૐ

હજીરા, ૨૫-૧૧-૧૬

આત્મન્

આનંદમાં રહેશો......શરીરનો પતિ દૂર છે પણ મનનો પતિ હંમેશાં તમારી પાસે જ છે–તમે પોતે જ છો. તેની સાથે જે મિત્રતા બાંધી છે તેને કાયમ રાખશો. તેની મિત્રતા કરવામાં શરીરના પતિને પણ લાભ જ કરશો. જે જે કામ કરો તે આનંદ અને ઉમંગથી કરો. કામમાં પણ પરમાત્માને સાચા હૃદયથી જુઓ. તેની સાથે વાતચીત કરી તેમાં એકતા અનુભવો. તમારા સિવાય જગતમાં એક પણ વસ્તુ રહી શકતી નથી. જેમ સ્વપ્નમાં સ્વપ્નદ્રષ્ટા સિવાય સ્વપ્નપ્રપંચ છે જ નહિ. આખું સ્વપ્નજગત્ સ્વપ્નદ્રષ્ટાને આધારે જ છે, તેમ આ દૃશ્ય જગત્ તમારે આધારે છે. સ્વપ્નદ્રષ્ટા જ સ્વપ્નપ્રપંચરૂપે થઇને રહ્યો છે. તેમ જ તમેના તમે જ જગત્‌રૂપે થઇને રહ્યા છો. દેખાતું આ જગત્ તમારી જ બનાવટ છે. તમારૂં શરીર, ચંદુ અને આખું જગત્ તમારે લીધે જ પ્રકાશમાન થઇ રહ્યું છે. ઢીંગલા ઢીંગલીને બાળક રમાડે છે અને તેને સાચાં માનીને તે ભાંગી જાય છે ત્યારે બાળક રડે છે તે રીતે ડાહ્યા માણસો રડતાં નથી. તે જાણે છે કે ઢીંગલા ઢીંગલી સત્ય નહતાં, જડ હતાં. તે સાચાં માનનાર અને તેમાં પ્રેમ રેડનાર પોતે જ છે તેમ આખાં જગતમાં દેખાતાં સ્ત્રી પુરુષ, પશુપક્ષી એ બધાં સ્થૂળ રમકડાં છે. એ બધાંને રમાડનાર ચૈતન્ય પુરુષ તમે જ

છો. આટલું જ હાલ કર્યા કરશો તો બધું આવી ગયું. *ગં. અંબાકાકીની પ્રભુ સમજી સેવામાં હાજર રહેશો ગં. ગુલાબ બહેનને માતા સ્વરૂપે પ્રણામ. ચંદુ સ્ત્રીઓને જુએ છે એટલે માતાનો પ્રેમ ઉભરાઇ આવે છે...તમારા નામની પવિત્ર નદીમાં યથાર્થ સ્નાન કરજો અને સૌને સ્નાન કરાવજો. આનંદની લહાણુ આપજો અને લેજો...

૭

ૐ

મુંબાઇ, તા૦ ૩૦-૧૨-૧૮

આત્મસ્વરૂપ,

તમે તમારો સમય આત્મ ચિંતવનમાં ગાળતાં હશોજ... ......દેહનું અંતિમ સ્થાન જે મૃત્યુ તે જ્યાં સુધી આવ્યું નથી ત્યાં સુધી માણસને કાંઇ ને કાંઇ બોલવું પડે છે, વિચારવું પડે છે, અગર કરવું પડે છે. તો પછી શા માટે ઉત્તમ પ્રકારનું બોલવામાં, ઉત્તમ પ્રકારનું વિચારવામાં અને ઉત્તમ પ્રકારનું કર્મ કરવામાં સમય ન ગાળવો ? અને તે પ્રકારનું કર્મ તે પોતાના સ્વરૂપનો વિચાર કરવો તેજ છે. આપ તો સુજ્ઞ છો, વિવેકી છો, શુદ્ધ હૃદયના છો એટલે તેવી રીતે વર્તતા હશો. પણ ચંદુનો સ્વભાવ પડયો કે કાંઇ ને કાંઇ લખવું કે જેથી તે પત્ર બીજા કોઇ વાંચનારના અંતઃકરણમાં એ જાતની જ છાપ પાડે આગળના જન્મમાં માતા પિતા, ભાઇ બહેન, છોકરા છોકરી વગેરે માટે પુષ્કળ વિચારી ગયા. તેથી કાંઇ વળ્યું નહિ, તો આ જન્મે પરમાત્મા સંબંધે વિચારી લઇએ. કોણ જાણે, બીજે જન્મે હાલ જેમ ઠેકાણે ઠેકાણે દુકાળ છે તેમ, પરમાત્મા સંબંધી દુકાળ પડે

* ચંદુભાઇનાં મોટા કાકી.

તો આ જન્મે સંગ્રહ કરેલું તે જન્મે ખપ લાગશે. કેમકે નિયમ એવો છે કે જેનો પુષ્કળ અભ્યાસ હોય છે તે જ વારંવાર મન સાથે લાગેલું રહે છે. પરમાત્મા સંબંધી વિચાર કરવામાં કોડીનો ખર્ચ કરવો પડતો નથી, તનને તોડવું પડતું નથી, સગાંવહાલાં નાશી જતાં નથી, બૈરી છોકરાંને મોસાળ મોકલવાં પડતાં નથી, પણ આનંદ જ બાકી રહે છે, અને તે જ બધાંનો જન્મ(સિદ્ધ) હક્ક છે. ચંદુને તો આવું આવું સૂઝે છે. ......

૮

ૐ

મુંબાઇ, તા૦ ૭-૧-૧૯

શુદ્ધ માયા સ્વરૂપે બિરાજમાન પોતાનો આત્મા,

........તમે લખો છો કે હવે એકાન્ત સારૂં મળે છે તો તેનો લાભ લઇ પોતાના સ્વરૂપને બધે અનુભવતા રહેજો. એમાં જ જીવનની સાર્થકતા છે. ચોપડીમાં તો નાનપણથી જ શીખવવામાં આવે છે કે "સાચું બોલવું," પણ કેટલા તે પ્રમાણે આચરણ કરે છે? તેમ પુસ્તકોમાં લખ્યું હોય છે અને જ્ઞાનીઓ પણ કહે છે કે, *"તમે તે જ છો." પણ કેટલા જણ તેનો અનુભવ કરે છે? એ પ્રમાણે અનુભવ ન થવામાં ઘણાં કારણો હોય છે. પણ વિવેક અને વૈરાગ્ય એ બે મોટામાં મોટાં કારણો છે. જ્યાંસુધી માણસ વિચાર કરતો નથી કે, "હું શા માટે જન્મ્યો છું? અહીં આવીને મારૂં કર્તવ્યકર્મ શું છે? હું કોણ છું? પરમાત્મા શી વસ્તુ છે?," ત્યાંસુધી તે કોઇ પણ દિવસ સત્યના પંથ ઉપર આવવાનો નથી. કદાચ, કોઇને ઠોકર વાગતાં ધન મળી જાય; તેથી સૌ કોઇને જ ઠોકર વાગતાં ધન મળી જશે એવો નિયમ ન

*तत्त्वमसि ॥

તારવી શકાય. તેમ કોઇ સહેલાઇથી પ્રભુ તરફ વળી જાય તેથી સૌ કોઇ પ્રભુ તરફ વળી જશે એવું ન સમજવું. જે સહેલાઇથી પ્રભુ તરફ વળી જાય છે તેને માટે એટલું તો કહેવું જોઇએ કે આગલાં જન્મોમાં કરેલાં શુભ કર્મોથી જ તે એ તરફ વળ્યો છે. આ માર્ગ તરફ સૌ કોઇને મોડાં વહેલાં વળ્યા સિવાય છૂટકો નથી. જે લોકો આ વાત સ્વીકારતા નથી તેમની બુદ્ધિ હસવા જેવી ગણાય. આપને શુદ્ધ માયા સ્વરૂપે સંબોધ્યા છે, એટલે વિચાર કરશો કે એમ લખવામાં તાત્પર્ય શું હશે? માણુસ તો બધા જ છે, પણ તેમાં જેનું શુદ્ધ વર્તન હોય છે તેને સારો માણુસ કહીએ છીએ, અને નીચ વર્તનવાળાને નીચ માણુસ કહીએ છીએ. તો તમે માયા સ્વરૂપે તો ખરાં જ, પરંતુ તમે પોતે સત્ય પંથે ચાલી બીજાંને તે પંથે વાળવા પ્રયત્ન કરો છો તેથી શુદ્ધ માયા સ્વરૂપે સંબોધન કર્યું છે. સૌ આનંદ કરે છે. મુંબાઇમાં મોટો ભાગ આત્માનું સુખ પણ પૈસાથી આંકે છે! ચંદુ એ બધી પ્રવૃત્તિઓ ઉલ્લાસથી જુએ છે અને આનંદ કરે છે......આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાથી પૈસો મળશે? બધાંને આવી શંકા થાય છે! તમારો શો અભિપ્રાય છે? પૈસા પ્રાપ્ત કરી માણુસો શું મેળવવા માંગે છે તે તમે સમજી શકો છો?........

૯

ૐ

મુંબાઇ, તા૦ ૧૦-૧૨-૧૯

પ્રિય સ્વરૂપ,

...... લોકો નવાજૂની પૂછે છે. ચંદુ કહે છે, જે છે તે જ છે; નથી કંઇ નવું, નથી કંઇ જૂનું. દરેક જણ કેવળ પોતાનો પાઠ ભજવી આનંદ કરે છે. જે પોતે પોતાનો પાઠ ભજવે છે એમ

સમજે છે, અનુભવે છે તે ખરેખર બ્રહ્માંડનો લહાવો લે છે. તમે બધાં એ રીતે સમજી પાઠ ભજવો, અને હંમેશાં બ્રહ્માંડનો લહાવો લો. અહંકારનો નાશ તે એ જ. નાટકશાળામાં "તીભર્યો" રાણીનો પાઠ ભજવે છે તેથી રાણી કહેવાય છે, પણ રાણી થઇ જતો નથી. તે જે છે તે ને તે જ છે. તેમ આપણે મા પાસે બેસીએ છીએ ત્યારે માદિકરાનો પાઠ ચાલે છે. જ્યારે બરાબર પાઠ ભજવાતો નથી ત્યારે દુઃખી થવાય છે. એવી રીતે પિતા પાસે બેસીએ છીએ ત્યારે દીકરા દીકરીનો પાઠ ભજવીએ છીએ. આ બધા પાઠ પ્રજારંજન માટે છે. તેમજ દરેક જણ પાઠ ભજવે છે તે પ્રજા-રંજન માટેજ છે એમ સમજવું, એટલે અનુભવવું જોઇએ. હવે તો બસ ચંદુને આજે આટલો જ પાઠ ભજવવાનો છે, કારણ કે કાગળ નાનો છે અને વાત મોટી લખવી એ બરાબર પાઠ ભજવ્યો ન ગણાય. માટે આનંદ! આનંદ! આનંદ!

૧૦

ૐ

લોનાવલા, તા૦ ૧૧-૧૨-૧૯

પ્રિય સ્વરૂપ,

...... અત્રેની આત્મકથા શું લખવી?......ચંદુ આનંદની લહાણ કરે છે. કથન કરવામાં ચંદુ કચાશ રાખે એવો નથી. કેટલું લેવું અને કેવી રીતે લેવું એ લેનારના હાથમાં છે. ચંદુ પોતાનો માલ ખુલ્લો મૂકી દે છે. શ્રદ્ધા અને હૃદયની પવિત્રતા એ જરૂરનાં છે. અને એ પછી અભ્યાસ....અત્યારનું જગત ચકલા ચકલીની વાત જેવું ચાલી રહ્યું છે. ચકલો બધી ખીચડી ખાઇ જાય છે, ચકલીને છેતરે છે ને ફરિયાદ થાય છે. સમજ્યાં ને? એવું જગત છે. એવા જગતના રંગ છે. એનો સાક્ષીભાવે આનંદ

લૂંટ્યા કરીએ. તમે આનંદસ્વરૂપ છો. તેનો અનુભવ તો લીધો જ છે એટલે પ્રભુ જ છો. પછી તેમને શું લખવું? આ તો બુદ્ધિરૂપી નટીએ જરા પાઠ ભજવી બતાવ્યો. પાઠ પૂરો થયો......

૧૧

ૐ

લોનાવલા, તા૦ ૧૪-૧૨-૧૯

પ્રિય સ્વરૂપ,

× × × × × આશા છે કે તમારા મન ભાઇને ૐ નું રટણ અને સ્વરૂપનું ચિંતવન કરાવતા હશો જ. જે થોડો ઘણો સમય મળે તેમાં ચિંતવન ચાલતું જ હશે. ચંદુ તેના સ્વભાવ પ્રમાણે લખે તેથી તમે સૌ નહિ કરતાં હો એમ લખવાનું પ્રયોજન નથી. તમે સૌ હરતાં ફરતાં કે દરેક ક્રિયા કરતાં પોતાની પવિત્ર ભૂમિમાં મન ભાઇને રમણ કરાવતાં જ હશો. એ મન ભાઇને પરમાત્મા-રૂપી જળમાં એટલું બધું તરબોળ કરજો કે તેનો મેલ ધોવાઇ જાય અને પોતે તે રૂપે જ બની રહે. ચંદુ તમારાજ સ્વરૂપે વિલસી રહ્યો છે તો તેમાં જુદાઇ જેવું બની શકે ખરૂં કે? જો કદાચ જુદાઇ જેવું લાગે તો પ્રશ્ન પૂછજો કે કોને જુદાઇ દેખાય છે? અને જુદાઇ દેખાય તેનું અને તમારૂં સ્વરૂપ મેળવી જોજો. તેમ થવાનું કારણ પૂછજો. મનભાઇ શિષ્યની ગુરુએ દરરોજ પરીક્ષા કર્યા કરવી. નહિ તો મનભાઈ જરા બાળક સ્વભાવના છે. અહીં અ. સૌ... બહેન એમના એક દીકરાને વગર ગભરાયે શાંતિ પાઠ ભણાવી દે છે, તેમ મનભાઇને પણ ગભરાયા સિવાય શાંતિ પાઠ ભણાવી દેવો. જરા હઠ તો કરશે જ, કારણ કે લાંબા કાળનો અભ્યાસ છે. આપણે આવી ટેવ વધારી હોય તો આપણી શાંતિ જોઇને બીજાં પણ શાંતિ પાઠ ભણી લેશે......કાગળ જોઇએ તે કરતાં લાંબો થઇ જાય અને પચે તે કરતાં વધારે ખવાય તો અપચો થાય.

જો કે તમારે માટે એમ થવા સંભવ નથી. સાગરમાં લગાર મીઠું વધારે પડયું તો તેથી શું તે વધારે ખારો થવાનો હતો? તમે જે છો તે જ છો......

૧૨

ૐ

લોનાવલા, તા૦ ૧૮-૧૨-૧૯

પ્રિય સ્વરૂપ,

આનંદ અને લખ્યા પ્રમાણે સ્વરૂપ ચિંતવન ચાલે છે. તમારા હાથ દેવને આરામ થયો હશે. હાથ દેવના સાક્ષી શું કરતા હશે? તેને તો કંઇ થયું નથી ને? કેવો આનંદ? તમે ચન્દુ કે ચન્દુ ગોદાવરી? એમાંથી કયું સાચું લાગે છે? કે બંને સાચું? કે એમાંથી કોઇ સત્ય નહિ. તમે જાણો છો કે ચન્દુ આનંદસ્વરૂપ છે. આનન્દસ્વરૂપ સિવાય બીજું શું હોઇ શકે? આશા છે કે અ. સૌ. શાંતાદેવીને ખાંસી દેવી પજવતાં નહિ હોય! અ. સૌ... સાહેબ પણ ૐ નું રટણ અને સ્તોત્ર વગેરે બોલે છે ને? ચિ... ગીતાના શ્લોકો આગળ મોઢે કરે છે કે થાકી ગઇ? હવે તમારો વારો આવ્યો. મન ભાઇના શા હાલ છે? તન ભાઇ કેમ રહે છે?... તમને લાગે છે કે જે વસ્તુ ટ્રસ્ટમાં સોંપાઇ હોય તેને દુ:ખ આપવું અગર તેનો દુરૂપયોગ કરવો? એ બહુ સારી વાત ન કહેવાય! ચન્દુ તો સાફ વાત કહી દે છે, અને સૌ તેની ઇચ્છાને માન પણ આપે છે એ તેમનો વિશેષ પ્રેમ...

૧૩

ૐ

લોનાવલા, તા૦ ૨૧-૧૨-૧૯

પ્રિય સ્વરૂપ,

...... તમારો પત્ર અનુભવની ટોચનો હતો. એવી રીતે લખતા રહેશો ...

૧૪

ૐ

લોનાવલા, તા૦ ૨૩-૧૨-૧૯

આનંદ સ્વરૂપ,

.........તમે વાણીનું મૌન ધારણ કર્યું તે સારૂં કર્યું. પણ તમારૂં સૂત્ર એવું છે કે મૂળને પાણી પાવા કરતાં પાંદડાંને પાણી પાવાનો ઉદ્યમ કર્યો! વાણી પોતાની મેળે બિચારી કંઇજ કરતી નથી. મન ભાઇ જ્યાં સુધી ઉપાધિ ન કરે ત્યાં સુધી વાણી શું કરે? પંચ જ્ઞાનેન્દ્રિય અને પંચ કર્મેન્દ્રિયો તો મન ભાઇના હુકમને અમલમાં મૂકનારા છે. માટે મન ભાઇને મૌન કરાવો. હવે તમે પોતે મન ભાઇને મૌન કેમ કરાવવું અગર સંન્યસ્ત કેમ આપવું તે લખી જણાવશો. ......

૧૫

ૐ

રાંદેર, તા૦ ૨૯-૧૦-૨૧

પરમાત્મસ્વરૂપ,

......તમે આનંદમાં રહી તબિયત સુધારશો. હજી પ્રભુનું કામ કરવાનું બાકી હશે તેટલું પૂરૂં કરવું જોઇએ, અને જેટલું જલદી પૂરૂં થાય તેટલો આનંદ વિશેષ. વળી પ્રભુનું કાર્ય પૂરૂં કરવા સાધન સારાં જોઇએ. શરીરરૂપી સાધન સારૂં ન હોય ત્યાં સુધી બરાબર કાર્ય થઇ શકે નહિ. જાણે પ્રભુએ શરીરરૂપી સાધન સારૂં બનાવવા અને તમે ચંદુને સહાય અને ઉત્સાહ વધારે આપી શકો એ માટે તમને વડોલી મોકલ્યા નહિ હોય એમ લાગે છે. તમારી સાથે એકલા રહી થોડા દિવસ ખૂબ આધ્યા-

ત્મિક આનન્દ આપવા અને લેવાની ઇચ્છા રહે છે. પણ કાં તો તમને કે કાં તો મને બંનેમાંથી એકને કાંઇ ને કાંઇ વિઘ્ન આવ્યા કરે છે. વિઘ્ન આપવામાં પ્રભુની મરજી એમ જ હશે. "રામજી કી ઇચ્છા મેં તો રામ ભરોસે લટકો"......હા...હા હા હા હા...... આનંદ આનંદ આનંદ. ૐ ૐ ૐ.

૧૬

હું૦

રાંદેર, તા૦ ૩૧-૧૦-૨૧

પરમાત્મસ્વરૂપ,

...... સર્વે દુઃખો, દરદો અને રોગોનું મોટામાં મોટું ઔષધ આનંદ છે. ચંદુ હંમેશાં એજ ઔષધનું સેવન રાખે છે અને બીજાંને પણ આપે છે. તેમ તમે પણ એ આનંદરૂપી ઔષધિ ખાતાં શીખી બીજાંને પણ ખવડાવશો. તમને ચંદુની ચિન્તા રહેતી હોય તો તેમ કરવાની જરૂર નથી. કારણ ચંદુ તો પ્રભુનો છે, માટે તેની ચિન્તા કરવી એ પ્રભુનું કામ છે. પ્રભુ સંભાળ લઇ રહ્યા છે, પછી આપણે ચિન્તા કરીએ તો આપણું અભિમાન કહેવાય. ચંદુએ તો પોતાનું પ્રભુને સમર્પણ કર્યું છે એ તમે જાણો છો. જેનું હતું તેને ગયું. વચમાં અજ્ઞાનતાથી મારૂં હતું, મારૂં હતું, એમ થયા કરતું હતું. એ બોજો હવે તો ઓછો થઇ ગયો. તમે પણ ચંદુના સાથી થતા આવ્યા છો એટલે આશા છે કે તમે પણ સંપૂર્ણ સમર્પણ કરી દેશો. આમ કરશો એટલે સર્વત્ર પ્રભુ દર્શન થશે. આ એકાંતમાં રહેવાની ટેવ ગુમાવશો નહિ. પ્રભુ દર્શન કરીને આનંદ લૂંટશો. તમે પ્રભુમય જીવન ગાળશો તો મનુષ્ય જન્મ સાર્થક થયો ગણાશે. પ્રભુ જેમ સર્વ વ્યાપક છે તેમ હૃદયને સર્વ વ્યાપક એટલે વિશાળ બનાવો. હૃદયમાં આખા

વિશ્વની છબીઓને નિહાળી આ જગત પટ ઉપર સૌ પોતપોતાનો પાઠ ભજવી કેવા આનંદ કરી રહ્યા છે તે જોતાં રહી આનંદ કરો અને કરાવો.

૧૭

ૐ

રાંદેર, તા૦ ૩-૧૧-૨૧

પરમાત્મસ્વરૂપ,

...... સમર્પણ કરીને આનંદમાં રહો છો તેમ રહ્યાં કરશો. કોઇના પણ બહુ વિચાર કરવા નહિ, સિવાય કે પરમાત્માના. વિચારો આવે ત્યારે મનને કહેવું કે હે મન, જ્યારે તું પ્રભુને અર્પણ થઇ ગયું છે તો પછી પ્રભુ સિવાય બીજાના વિચાર તારાથી થાય જ કેમ? તેના સિવાય બીજાનું દર્શન, બીજાનું શ્રવણ કે બીજાનો સ્પર્શ થાય જ નહિ. જે કાંઇ હોય તે તે, તે અને તે જ છે. એટલે સર્વ કાંઇ પ્રભુ જ છે. પ્રભુ આવે ત્યારે "હું" તો રહી શકે જ નહિ. સર્વમાં કાં તો પ્રભુ પ્રભુ ને પ્રભુ જ છે, કાં તો હું હું અને હું છે. અહો! આવો અનુભવ કેટલો આનંદ કરાવે છે? આમ કરતા રહેશો તો એ કાયમ થઇ જશે. જરા અભ્યાસ રાખતા રહેશો. હજી ઘણાં કામો કરવાનાં છે, અને તેથી જ શરીર જલદીથી સુધરી જશે. ચંદુને થાય છે કે આ પત્ર પહોંચે તે પહેલાં અસલ આરોગ્ય સ્થિતિ આવી ગઇ હશે.

૧૮

ૐ

રાંદેર-તા૦ ૬-૧૧-૨૧

આત્મસ્વરૂપ સૌ. ગોદાવરી,

.........તમારી માનસિક સ્થિતિ ઊંચા પ્રકારની રહે છે તે જાણી આનંદ. પણ શરીર સંબંધે વાત લખતા નથી. પ્રભુને

એમ લાગતું હશે કે હજી તમારી પાસે ઘણું કામ લેવાનું છે માટે આરામ લેવા વડોલી મોકલ્યા—જેમ શ્રી અરવિંદ ઘોષને એકાંત લેવા પ્રભુએ જેલમાં મોકલ્યા હતા તેમ. હવે પરમાત્મા સંબંધે કાંઇ લખીએ, કારણ કે એ સિવાયનો પત્ર કોરો ગણાય. આવનાર આવે છે, જનાર જાય છે, પણ ચંદુ તો આનંદ કરે છે. એ તો જેવો ને તેવો જ છે. જ્યાં જુઓ ત્યાં તેનું જ દર્શન. હું તો આત્મા, આત્મા અને આત્મા જ છું. એ શબ્દ પણ બધાં સમજી શકે માટે જ લખ્યો છે. બાકી તો હું હું અને હું જ. અરે, સર્વત્ર સર્વરૂપે છતાં સર્વથી ન્યારો રહીને નાસ્તિક અને આસ્તિક, સર્વને એ કેવો રમાડી રહ્યો છે? અહીં તો નાસ્તિક આસ્તિક, હિંદુ મુસલમાન, બ્રાહ્મણ કે અંત્યજ, પશુ પક્ષિ, ઝાડપાન, પત્થર પાણી સર્વ સર્વત્ર સમાન જ છે. ॐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ॥

૧૯

ॐ

રાંદેર–તા૦ ૮–૧૧–૨૧

આત્મસ્વરૂપ સૌ. ગોદાવરી,

......ચંદુ હાલ મનનું મૌન પાળી રહ્યો છે, વાણીનું નહિ. જે કોઇ વિચાર મનમાં આવે છે તેને કહ્યા કરે છે કે, તારા સંબંધી વિચાર થાય નહિ, કારણ મન તો પ્રભુને અર્પણ થઈ ચૂક્યું છે; એટલે પ્રભુનો વિચાર થઇ શકે, બીજાનો નહિ. પ્રભુ સર્વત્ર છે એટલે બધે જ પ્રભુને જોવો, સાંભળવો, સૂંઘવો, વગેરે ચાલી રહ્યું છે. સંસારની ગડબડમાં પણ શાંતિ ચાલી રહી છે.

૨૦

ૐ

રાંદેર, તા૦ ૧૦-૧૧-૨૧

આત્મસ્વરૂપ સૌ. ગોદાવરી,

ગઈ કાલે ચિ. ભાઇ...વલસાડથી આવ્યો હતો તે ગયો. માનસિક બોજો બહુ વહોરી લીધો છે. તેને શરીર માટે દવા લખાવી છે અને મન માટે પ્રભુરૂપી ઔષધિ સારી આપી છે. જેની માનસિક સ્થિતિ સારી રહે છે તેની શારીરિક સ્થિતિ જલદી સારી થઇ જાય છે. તેમાં પ્રભુ અર્પણ ભકિત તો ખરેખર, ઉત્તમ દવારૂપ છે. ચિ. ભાઇ ... ને એ દવા ગમી ગઇ છે. વગર દવાએ પણ હવે એ આનંદ કરે છે. જેમ કંસાર ઘી અને ખાંડ વિનાનો મોળો હોય છે તેમ ચન્દુને પ્રભુ સિવાયની વાતો મોળી લાગે છે. ચન્દુના કાગળોથી જે પરિચિત નહિ હોય તેને એ કાગળો કેવા લાગતા હશે?

૨૧

ૐ

મુંબાઇ, તા૦ ૨૨-૩-૨૩

આત્મસ્વરૂપ સૌ. ગોદાવરી,

...... આપણી પાસે ચોવીસે કલાક પરમાત્મા રહે છે એવી દૃઢતા હોવાથી બધું જ સીધું ચાલ્યા કરવાનું. અરે, આપણે પોતે જ તે સાક્ષાત્ પરમાત્મા છીએ. કેટલો આનંદ થાય છે? આ તો આપણે પ્રભુ થઇ જુદા જુદા રૂપ ધારણ કરીને પાઠ ભજવીએ છીએ. થોડી થોડી નડતર તો આવશે જ. ન જ આવે તો જગત કેમ કહેવાય? માટે જે થોડું ઘણું થાય તે સહન કર્યે છૂટકો.

૨૨

ૐ

મુંબાઈ, તા૦ ૨૭-૩-૨૩

પ્રિય આનન્દ સ્વરૂપ,

......ચંદુ ધારે છે કે તમે દરરોજ સવારે, બપોરે અને રાત્રે સુતી વખતે જે જે વિચારો આવતા હશે તેને તોડતાં રહેતાં હશો. વિચારોને તોડવાની કૂંચી તો તમે જાણો જ છો. પણ ચંદુ ફરી લખે છે. સવારમાં ઊઠતાં જ બીજા વિચારો શરૂ થાય તે પહેલાં વિચાર કરવો. "મન ભાઇ, અત્યાર પહેલાં તું કેવો શાંત સ્વરૂપ, આનન્દ સ્વરૂપ અને સુખ સ્વરૂપ હતો ? વિચાર ઊઠયો ને તું બીજે સ્વરૂપે બન્યો. એથી જ તું હેરાન થયો. માટે તું બીજો ન બન. સંકલ્પ વિકલ્પ ઊઠે છે અને બીજો બને છે." માટે જે સંકલ્પ ઊઠે તેને કહેવું કે, તું મારાથી જુદો કયાં છે કે હું તારો વિચાર કરૂં ? જેમ આંખ, નાક જુદાં નથી તેમ તેનો વિચાર પણ નથી આવતો; જયારે આંખ કે નાકમાં કંઇ દરદ થાય છે ત્યારે જ તેનો વિચાર આવે છે. માટે બીજાંનો વિચાર કરવો એટલે તેને દુઃખી કરવાં કે ઇચ્છવાં, અથવા તેને પોતાનાંથી અલગાં માનવાં. તો તમે એ રીતે અલગ ન પડશો. જેવાં તમે છો તેવી જ આખી દુનિયા છે એ વિચારપૂર્વક નિહાળી નિહાળીને આનન્દ લૂંટયા કરજો. આમ કરશો કે બધા જ રોગ વગેરે અદૃશ્ય થવા માંડશે....

૨૩

ૐ

મુંબાઇ, તા૦ ૧૨-૪-૨૩

આનન્દ સ્વરૂપ પરમાત્મન્,

......જયારે દરદની આહ નીકળી જાય ત્યારે તેની સાથે સાથે કંઠમાંથી ૐ નો ભાવપૂર્વક ધીમો અવાજ મેળવી દેશો.

તમારી દુઃખની આહ પણ આનન્દની લહેરમાં પલટાઇ જશે. કરવું ન કરવું એ તમારા હાથની વાત છે. મન હંમેશાં પ્રફુલ્લિત અને આનન્દમાં રહેવું જોઇએ.

૨૪

ૐ

રાંદેર, તા૦ ૧૭-૧-૨૩

પ્રિય આનન્દસ્વરૂપ,

...... ચંદુ એક છે અને માગણી અનેક ઠેકાણેથી આવે છે. ક્યાં જવું અને ક્યાં આવવું ? ચંદુ તો જ્યાં છે ત્યાં જ ઠીક છે. આનન્દ ચાલે છે. તમે પણ જરા ફુરસદનો સમય કાઢી થોડું ઘણું મનન કરતા રહેશો. ગમે ત્યાં હોઇએ, ગમે તેવા સંજોગોમાં હોઇએ, છતાં વિચારવું કે આપણે તો આપણામાં જ છીએ. એ પછી જોઇશું તો, જ્યાં જોઇશું ત્યાં આપણે જ આપણે દેખાયા કરીશું. વિરુદ્ધ સંજોગોમાં પણ આનંદ જ દેખાયા કરશે. તમે તમારી જાતને ભૂલી ન જાઓ એ દૃષ્ટિએ પત્ર લખ્યો છે. આપણી આસપાસ ગમે તેટલી વાતો ચાલતી હોય પણ તેમાંથી આપણે ઉપયોગી વાતો જ ગ્રહણ કરી લેવી, અને બીજી વાતો ઉપર ધ્યાન જ ન આપવું. સંસારમાં શરીર, વાણી અને મન સેવા નિમિત્તે મળ્યાં છે, તે વડે અંતઃકરણપૂર્વક સેવા કરવી. જેટલી ઉપાધિ જાતે વહોરીએ તેટલો બોજો વધે, માટે નવી ઉપાધિ વહોરતાં નહિ. વાતો સાંભળવામાં વાંધો નથી, પણ તેમાં ચિત્ત પરોવેલું રાખવું એ જ દુઃખદાયક છે. ચિત્ત તો પોતાના સ્વરૂપ-માં જ રહેવું જોઇએ. પોતે સર્વરૂપે છો, પોતે પોતાનાં સ્વરૂપોની સેવા કરી રહ્યાં છો, પછી એમાં રાગદ્વેષ શો ? જ્યાં દેહને સાચો માન્યો, હું આટલો જ દેહ છું એમ થયું કે સુખદુઃખના ફંદામાં ફસ્યા...પ્રભુ સિવાયની ભાષા નકામી છે. આનંદ લૂંટો અને બીજાંને લુંટાવો...

૨૫

ૐ

અમદાવાદ, તા૦ ૨૩-૭-૩૯

આત્મસ્વરૂપ સૌ. ગોદાવરી,

......આપ જરા ફુરસદમાં તો આવ્યા હશો જ. આપણું કામ તો એવું કે જરા પણ સમય મળ્યો કે તેનો સદુપયોગ કરી લઇએ. આમ જોઇએ તો જીવનના છેડા સુધી કોઇ પરવાર્યું નથી અને પરવારવાનું નથી. આપણો દરરોજનો જીવનક્રમ ચાલતો હોય તેમાંથી થોડી થોડી વારે સંધ્યા કરતાં રહીએ, એટલે કે પરમાત્મા સાથે જોડાણ કરતાં રહીએ. આપણા હિત-ચિંતકો તો ત્રિકાલસંધ્યા કરવાનું લખી ગયા, પણ આપણે તો સુધરેલા (!) જમાનામાં રહ્યા એટલે તેના ઉપર સુધારોવધારો કરી શકીએ. આપણે ત્રણથી વધારે વખત સંધ્યા કરીએ તો તેમાં ખોટું થવાનું નથી. જ્યારે વધારે સમય મળે ત્યારે લાંબી સંધ્યા કરીએ, અને ન મળે તો બે બે પાંચ પાંચ મિનિટની પણ દશ વાર વખત સંધ્યા કરી લઇએ. કલાકે કલાકે માત્ર એકાદ બે મિનિટ "હું કોણ છું?"નો વિચાર કરી લેવો. હું તો બધી જ શાંતિ અશાંતિ જાણવાવાળો છું. મને એ શાંતિ અશાંતિ સ્પર્શ કરી શકતી નથી.........

જેમ મહાભારતની લડાઇના આરંભમાં અર્જુન શ્રી કૃષ્ણ પરમાત્માને ધર્મનો માર્ગ પૂછે છે, તેમ આપણી અંદર પણ ઊઠીએ કે તરત શુભ અશુભ વૃત્તિઓનું યુદ્ધ શરૂ થવા માંડે તે પહેલાં, આપણે પોતે આપણા અંતરાત્માને પૂછીને તેની પાસેથી સાફ સાફ રસ્તો મેળવી લઇએ......આપણે આપણા અનુભવને ઓળ-ખીને આનંદ કરીએ અને કરાવીએ. જગતના કડવા અનુભવોથી

કંટાળીએ નહિ. પણ એ કડવા અનુભવો પરમાત્માના માર્ગે ચઢવાની સીડીના પગથિયાં છે એમ સમજી તેમાંથી શીખતા રહીએ. સંસાર તો એનો એ જ છે. રામાયણ મહાભારતકાળમાં જેવા લોકો અને જેવો માનવસ્વભાવ હતો તેવો ને તેવો અત્યારે પણ છે જ. જરાતરા ડીગ્રીમાં ફેરફાર હોય તો હોય. મને જે મળ્યું તે બહુ સારૂં મળ્યું છે, એ વિચારમાં જ માણસની ઉન્નતિ છે, એમ દરેક જણે સમજી લેવાનું છે. આમ કેમ ન મળ્યું? આવું કેમ ન મળ્યું? આમ થાત તો સારૂં અને તેમ હોત તો સારૂં, એ વિચારો જ અસ્થાને છે. એમ નથી એ જ વાત સાચી છે. માટે મળ્યું હોય તેનો સારો સદુપયોગ કરી લઇએ. કોઇને દોષ દેવા જેવું નથી. છતાં દેવાઇ જાય તો એ દોષની જડ આપણા મનમાં જ ક્યાંક રહી હશે, એનો વિચાર કરી તે નિવારવા પ્રયત્નશીલ રહીએ. આપણે ઘણી સારી સ્થિતિમાં મૂકાયા છીએ, એમ વિચારી આનંદ કર્યા કરીએ. એ સિવાય રસ્તો નથી. આપણા કોઇ પણ કામમાં શિથિલતા ન હોય, ન હોવી જોઇએ. જ્યાંસુધી જીવન છે ત્યાંસુધી કર્મ તો રહેવાનું જ. કામ કરવું એ તો કર્મ છે જ, પણ કામ ન કરવું એ પણ કર્મ તો છે જ. તો શું કરવું તે તમારી મેળે જ સમજી લેશો. × × ×

૨૬

ૐ

અમદાવાદ, તા૦ ૪–૮–૩૯

આત્મસ્વરૂપ સૌ.. ગોદાવરી

× × ×

આ સાથે ગુજરાતી કાગળ છે, તે યોગ કોને કહેવો તે દર્શાવે છે. મનન કરવા જેવો છે, અને આપણે જે કાંઇ કરી રહ્યા

છે તેની પૂર્તિ કરે છે. એમાં આખી ગીતાનો ભાવ આવી જાય છે......વગેરેને ઉતારી લેવા હોય તો ઉતારી લે. દરરોજ વાંચવા જેવા અને વિચારવા જેવા છે.

ૐ

## યોગ

યોગ એટલે જ્ઞાન માટે, ભકિત માટે, અગર કર્મ માટે પ્રભુ સાથેનું અનુસંધાન (જોડાણ). મનુષ્યની અંદર અને બહાર જે એક સર્વજ્ઞ અને સર્વશકિતમાન તત્ત્વ છે તેની સાથે યોગી પોતાને સીધા સંબંધમાં જોડી દે છે. યોગી અનંત તત્ત્વની સાથે નામબદ્ધ થાય છે, અને શાંતિભરી દયાથી અગર સક્રિય આશિષથી પ્રભુની શકિત પોતાની મારફત જગત ઉપર ઉતારવા હથિયારરૂપ બને છે. જ્યારે માણસ પોતાનો અહંકાર છોડી ઉપર ચઢે છે, અને બીજા માટે પોતાનું જીવન છે એમ જીવે છે, બીજાનાં સુખદુઃખમાં ભાગીદાર બને છે; જ્યારે તે સંપૂર્ણ રીતે કર્મોનું આચરણ કરે છે, અને પ્રેમ અને ભાવપૂર્વક કામ કરે છે; પણ ફળની ચિંતા છોડી દે છે તેમ જય (જીત)ને માટેની ચિંતાને પણ ફેંકી દે છે, હારથી ડરતો નથી; જ્યારે તે પોતાનાં બધાં કર્મો પ્રભુને અર્પણ કરે છે, અને પોતાનો દરેક વિચાર, વાણી અને વર્તન (ક્રિયા) દિવ્ય યજ્ઞમાં હોમી દે છેઃ જ્યારે તે ભય, તિરસ્કાર, ધિક્કાર અને મોહનું કાસળ કાઢી નાંખે છે, અને ધાંધલરહિત અવિશ્રાંતપણે (આરામ લીધા સિવાય), જાણે કામ કર્યા સિવાય છૂટકો જ નથી એમ સમજી સંપૂર્ણપણે કુદરતની શકિતની માફક કામ કર્યેજ જાય છે; અને જ્યારે હું શરીર છું, અંતઃકરણ છું, મન છું અગર આ બધું જ હું છું એ વિચારોથી પર થાય છે અને પોતાના ખરા સ્વરૂપની પિછાન કરે છે; જ્યારે એને ઊગી જાય છે કે પોતે અમર છે અને મૃત્યુ અસાર છે, હૃદયમાં જ્ઞાન ઊતરી રહ્યું છે, મન વાણી ઇંદ્રિયો વગેરે

દરેક સાધનદ્વારા એ દિવ્ય શકિત જ કામ કરી રહી છે, પોતે તો કાંઇ જ નથી આમ હૃદયના પૂરા ભાવ સાથે અનુભવે છે; વળી પોતે જે કાંઇ કરે છે કે પોતાની પાસે જે કાંઇ છે તે સર્વ ભાવોનો તે ત્યાગ કરે છે, અને છેવટે પ્રભુ જે મનુષ્યજાતિનો સહાયક અને ભકત છે તેને પોતાનું બધું અર્પણ કરે છે ત્યારે એ માણુસ હંમેશ માટે પ્રભુમાં નિવાસ કરે છે—ત્યારે દિલગીરી, અશાંતિ અને ખોટો ઉશ્કેરાટ એને માટે અશકય બની જાય છે. આનું નામ સાચો યોગ.

૨૭

ૐ

અમદાવાદ, તા૦ ૯–૯–૩૯

આત્મસ્વરૂપ સૌ. ગોદાવરી,

......આપના તરફથી આપના માતુશ્રીની તબિયતનો ખ્યાલ આપતો પત્ર મળ્યો. માતુશ્રીની તબિયત તદ્દન આવી છે એની મને ખબર ન હતી. મેં તો સ્વાભાવિક જ લખેલું કે આપ કયારે આવશો? ...... સેવાનું સૂત્ર ભણાવનાર હું, અને આપનાજ માતુશ્રીની સેવા કરતાં અંતરાય નાંખું એ તો બને જ શી રીતે? જેમ મને મારી માતા માટે લાગે તેમ તમને તમારી માતા માટે લાગે એ સ્વાભાવિક છે. માટે આ તરફની ચિંતા ન કરશો અને શાંત ચિત્તથી માતુશ્રીની સેવા કરશો......



રાંદેર, તા૦ ૧૧–૩–૧૫

ૐ

*પરમ પૂજ્ય પિતાતુલ્યશ્રીની સેવામાં,

......એટલું તો ચોક્કસ છે કે આ સંસારમાં મનુષ્ય દેહ મળવો મુશ્કેલ છે. અને તે મળે તો સંત સમાગમ મળવો મુશ્કેલ છે. મનુષ્ય દેહ મળે છે ત્યારે પુરુષાર્થ કરી આ દેહેજ મુક્તિ મેળ-વવી એ શ્રેષ્ઠ છે. એને માટે ૐ નું વારંવાર રટણ કરવું અને સાથે સાથે એ વિચાર કરવો કે "હું" તે કોણ? "નિરંજન, નિરાકાર, નિર્વિકલ્પ, નિર્વિકાર, સત્, ચૈતન્ય, આનન્દ, નિર્ભય, જન્મ મરણ રહિત," વગેરે. એટલો જ વિચાર કરવો કે તે પરમાત્મા તે "હું" જ છું. ચંદુ જાતિ અનુભવથી કહે છે કે એ સિવાય દુનિયામાં કાંઇ નથી. ચંદુ વધારે શું લખે? આનન્દમાં રહો અને બધાને આનન્દમાં રાખતા શીખવું.......

× × × × ×



* શ્રી ચંદુભાઈના સસરા.

૧

ૐ

*બધાંને

તા૦ ... ...

પ્રિય આત્મન્,

અત્રે સર્વ કુશળ. તમારો પત્ર મળ્યો હતો.

ચિ૦...ભા...ની સ્થિતિ જોતાં ચંદુને દયા આવે છે. દયા બતાવવાથી ચંદુ દેખીતી કાંઇ પણ મદદ કરી શકતો નથી, અને જ્યાં સુધી તે પોતે પોતાના સ્વરૂપ પર દૃઢ ન થાય ત્યાં સુધી જે હિંમત એનામાં રહેવી જોઇએ તે રહી શકે નહિ; કદાચ કોઇની સલાહથી થોડો વખત શાંતિ મળી શકે અને રહે પરંતુ જેમ લોહચુંબક પાસેથી સોય ખસે એટલે જે લોહચુંબકપણું સોયમાં આવ્યું હોય તે પાછું નીકળી જાય છે તેમ, આપેલી હિંમત સંબંધે સમજી લેવું. તાત્પર્ય એ જ કે દરેકે લોહચુંબક થવાની જરૂર છે. દૃષ્ટાંતમાં તો લોહચુંબક અને સોય બે જુદી વસ્તુ છે, પરંતુ વાસ્તવિક રીતે જોતાં તો દરેક જણ લોહચુંબક છે. ફકત અજ્ઞાનથી, માયાથી, કે મોહથી, કે ગમે તેથી તે પોતાને સોય માની લે છે,

* આ ચાર પત્રો "વિલ્સોનિયન"ના માર્ચ તથા ઓક્ટોબર ૧૯૧૮ના અંકમાં છપાયા હતા.

એજ ભ્રમણા છે. વેદાંત કહે છે કે તમે બધા "તેજ!" છો; ભૂલથી કદી પણ તમે એમ માનતા નહીં કે "હું દેહ છું" "મન છું" વગેરે.

જ્ઞાન ક્યારે ઉપયોગી થઇ પડે છે? જ્યારે પોતાપર દુઃખ આવી પડે છે ત્યારે. લોકોને જ્ઞાન તો છે છતાં તેઓ કેમ બીકણ બની જાય છે? એમ કદાચ શંકા થાય તો જવાબ એટલોજ કે તેનો તેઓ અનુભવ કરતા નથી. શોક, મોહ, માન, અપમાન, કામ, ક્રોધ, ભય વગેરે ક્યાં સુધી હેરાન કરે છે, જ્યાં સુધી પોતે પોતાનો અનુભવ કરતો નથી ત્યાં સુધી. માટે ચિ. બા૦......ને ચંદુ તરફથી કહી દેશો અગર લખી દેશો કે જ્યાં સુધી વેદાંત વિચાર કરશે નહિ, જ્યાં સુધી સંસારની વસ્તુ તરફની આસક્તિ તૂટશે નહિ—અંતઃકરણમાં દઢ વૈરાગ્યની છાપ પડશે નહિં, જ્યાં સુધી જગતને મિથ્યા અનુભવશે નહિ, જ્યાં સુધી "હું બ્રમ્હ સ્વરૂપે થઇ રહ્યો છું" એવા હૃદયમાં અંતઃઢોલ વાગશે નહિ, ત્યાં સુધી બહારના ટેકા એ બધા કોહેલા વાંસ જેવા છે. અને તે ચિ. બા......ને એકલાનેજ લાગુ પડતું નથી, તમો બધાંને લાગુ પડે છે. માટે એકના દૃષ્ટાંત લઇ તમો બધા દઢ કરતા ચાલ્યા જાઓ. હૃદયમાં દઢ વૈરાગ્ય ઉત્પન્ન કરો, અને જગતના યથાર્થ આનંદનો લાભ તમને સર્વને મળો એવું ચંદુ ઇચ્છે છે. અત્યાર સુધીમાં ચંદુ પાસે મનન કરેલા પુરુષોના કાંઇએક અનુભવ આવી ગયા, અને તેમાં દેખાય છે તે એજ કે હજી તેમના મનનમાં ઘણી ન્યૂનતા છે. તે માટે અને આવા વિજાતીય પ્રવાહને અટકાવી સજાતીય પ્રવાહ વહેવડાવવાને તમને બધાંને પ્રેરે છે, કહો કે હુકમ કરે છે. સર્વને સર્વના સપ્રેમ યથા યોગ્ય.

લિ. પ્રેમી ચંદુ

બધાંને

## પત્ર ૨

ૐ

તા૦ .........

પ્રિય સચ્ચિદાનંદ,

તારો પત્ર પરમ દિવસે પ્રાપ્ત થયો. વાંચી આનન્દ. તને વખતે શંકા થશે કે આત્મન્ શબ્દ છોડી સચ્ચિદાનન્દ કેમ વાપર્યો? તો તેનો ભાવાર્થ એવો કે બ્રહ્મ તો સર્વત્ર અને સર્વ રૂપ છે છતાં સ્થાવરમાં તે સતરૂપે પ્રતીત થાય છે. અને કેવળ આત્મસાક્ષાત્કાર-વાળામાં તે સચ્ચિદાનંદરૂપે પ્રતીત થાય છે, માટે ઉપર પ્રમાણે સંબોધવાનું પ્રયોજન છે.

તારા બધા શુભ પ્રયાસ છતાં આમ નિરાશા ઉત્પન્ન થાય છે એથી તને ભાન થતું હશે કે માયામાં ચિત્ત લગાડશો તો નિરાશાજ અંતમાં લખાયલી છે. તારા અનુભવ પરથી બોધ લે કે જે વસ્તુ નિત્ય પ્રાપ્ત છે અને જેની ઉપર ચિત્ત લગાડવાથી કોઇ પણ દિવસ નિરાશા થતી નથી તે "તું"જ છે. માટે જે કાંઇ કાર્ય કરે-શરીર વાણી મનદ્વારા-તેને નિષ્કામ સમજી લોકો-પયોગી સેવાને અર્થે જ્યાં સુધી દેહ પહોંચે ત્યાં સુધી કર્યા જવું. તારી શક્તિનો જેટલો વિકાસ થઇ શકે તેટલાનો યથાર્થ ઉપયોગ કર, અને શરીર, વાણી, મન દ્વારા "હું સેવા કરવાને સરજાયલો છું" એ જ તારૂં સૂત્ર હોવું જોઇએ.

નકામા ગપાટામાં, અનિત્ય વસ્તુના વિચારમાં, જેમ બને તેમ ઓછો વખત ગાળો. આગલા જન્મોમાં અનેક મિત્રો, સગાં સંબંધી, (સ્ત્રી, પુત્રો, વગેરે) પ્રાપ્ત થઇ ગયા છે, તેમણે કોઇએ તમારો ઉદ્ધાર કર્યો નથી. અને તેમ કર્યું હોત તો આ દશા પ્રાપ્ત

થતે નહિ, માટે તેમ સમજી તેમાં દોષ બુદ્ધિ કરી, સ્વતંત્ર બની, મસ્ત થઇ, કાર્યનો બોજો મન પર લાવ્યા સિવાય વિચરો. તને લખ્યું છે એટલે બધાંને લાગુ પડે છે. મનુષ્ય જન્મ પ્રાપ્ત થતાં તેને નકામો ગુમાવવો એ ચંદુ કેમ જોઇ શકે ? સંસારની બાબતો, તેની વાતચીતો, તેના વિચારો, તેમાં સત્વપણું વગેરેને તિલાંજલિ આપો.

આવી આવી બાબતો ચંદુ લખે તેથી તમને બધાંને એમ થતું હશે કે ચંદુભાઇ તો નવરા છે અને બધાંને પોતાના જેવું જીવન ગાળતા જોવાને ઇચ્છે છે. તો તેવી જે માન્યતા કરશે તે ખરેખર ભૂલ કરશે. તમે બધા નામના મેળવો, યશસ્વી થાઓ, બીજાના હિતાચિંતક થાઓ એ જોવાને ચંદુ ઉત્સુક હોઈ શકે તેટલો ભાગ્યે જ બીજો કોઇ તમારા પ્રત્યે જોવાને ઉત્સુક હશે.

ચંદુના એ પ્રેમને સ્વાર્થ સમજો કે નિઃસ્વાર્થ સમજો, પરંતુ જ્યાંસુધી જગતની દૃષ્ટિથી તેની હયાતી હશે ત્યાંસુધી કાંઇ કાંઇ કોઇ કોઇ વખત લખ્યા કરશે.

યશ, નામના અને હિતાચિંતકપણું ત્યારેજ પ્રાપ્ત થાય છે કે જ્યારે માણસ પોતાની આસપાસ પોતે બનાવેલા જગત તરફ લક્ષ નથી આપતો. આ તો મારા ભાઇ, પિતા, માતા, વગેરેએ આમ કર્યું અને તેથી મને આમ દુ.ખ છે, અને તેમ સુખ છે એ વિચારોએ જ્યાંસુધી ઘર ઘાલ્યું હોય ત્યાંસુધી તે જગતમાં બીજાને શું ઉપયોગી થવાનો છે ? કદાચ તે તેના માનેલા જગતમાં બહુ સારો, વ્યવહારવાળો, સંસારમાં પ્રીતિવાળો, હોંશીઆર વગેરે કહેવાશે પરંતુ તેથી તેનો શું ઉદ્ધાર ? અનેક મહાપુરુષો, રાજાઓ, વગેરે થઈ ગયા, અને કાળના ભોગે કરી આજે ભુલાઇ પણ ગયા ! લોકોએ તેમના ગુણ અને દોષ બન્નેને જોયા, તેથી નથી તેમની કે તેમના ગુણદોષ જોનારની મુક્તિ થઇ ! માટે

ચન્દુ લખે છે કે. જેમ તમને અન્ન, પાણી, અને હવા વગર ચાલતું નથી, તેમ તમારા સ્વરૂપના ચિંતન વગર ચાલવું જોઇએ નહિ. જેમ અન્ન વગેરે વગર માણસને તાલાવેલી થાય છે તેમ સ્વરૂપના ચિંતન વગર મનમાં ઉદ્વેગ પમાય ત્યારે સમજજો કે યથાર્થ સ્થિતિ ચાલે છે.

ચંદુ પોતાના મનના ઉભરા, તમે બધા લાયક છો, બુદ્ધિશાળી છો, શુદ્ધ અંતઃકરણના છો, તેના ઉપર પ્રેમ છે, માટે ઠાલવે છે. જો કદાચ કોઇપણ રીતે તમને ખોટું લાગ્યું હોય તો ચંદુ તમારા બધાની કૃપા યાચે છે. સર્વને સર્વના સપ્રેમ યથાયોગ્ય.

લિ૦ તારૂં પ્રેમી સ્વરૂપ ચંદુ

બધાંને

પત્ર ૩

ૐ

તા૦.........

પ્રિય આત્મન્,

ચંદુને બધું આનંદમય લાગે છે. આખું જગત પોતામય છે. તમે બધાં પણ એ સ્વાદનો લહાવો લેઓ! જેટલો પ્રેમ તમને બહારની વસ્તુ માટે લાગે તેટલો બધો પ્રેમ તમારા અંતરાત્માનો—તમારો જ છે એ રીતે દૃઢ હૃદયમાં છાપ પાડતા જાઓ. જેટલા પ્રમાણમાં તમારાં હૃદય પવિત્ર હશે અને તમારા સાક્ષી ચૈતન્યને વફાદાર રહેશો તેટલા પ્રમાણમાં તે દિવ્ય શકિત તમારા મારફત કામ કરશે જ. શંકાને લેશ પણ સ્થાન આપશો નહિ. જગતમાં એક પણ વસ્તુ એવી નથી કે જે શુદ્ધ ભાવનાને બળે અશક્ય હોય. જેટલા પ્રમાણમાં મનની નિર્બળતા તેટલા પ્રમાણમાં તેની

પ્રાપ્તિમાં વધઘટપણું સંભવે. તમે બધાં સાધારણ મનુષ્યો નથી પણ પરમાત્મા જ છો એવી છાપ દૃઢ પડી હશે તો પરમાત્મા જેવા જ કામ કરવા શકિતમાન થશો. એટલે કોઇપણ કાર્યમાં શંકાને સ્થાન આપશો નહિ. પોતાને જ્યારે અમુક માનવો છે, ત્યારે ભિખારી કરતાં શ્રેષ્ઠ રાજા-બ્રહ્મ-કેમ નહિ માનવો? પરંતુ તે થવાને તમારા હૃદયની લાગણીઓ પણ પરમાત્મા જેવી જ થવી જોઇએ.

જ્યાંસુધી બાળક અવસ્થા હોય છે ત્યાંસુધી ઢીંગલા ઢીંગલીની રમત મજાની લાગે છે. પણ જેમ જેમ તે મોટો થતો જાય છે, તેમ તેમ તેને છોડતો જાય છે. પણ તેથી તે રમતને ધિક્કારતો નથી પરંતુ તે મોટા થવાના સાધનરૂપ હતી; તેમ જગતની સઘળી વસ્તુઓ તેવી જ છે. અજ્ઞાન હોય છે ત્યાંસુધી સત્ય માની રમો છો. પણ જ્ઞાનનો પ્રકાશ પડયો એટલે તેની દરકાર નહિ કરતાં સત્ય તરફ દોડો છો અને દોડવું જ જોઇએ. નહિ તો બાળક અવસ્થા જ કાયમ રહેશે. આખા જગતની સાથે એકતાનતા અનુભવતા રહો. નામ, રૂપ એ રમકડાં છે અને તેમાં વ્યાપી રહેલું સોનું સત્ય છે. તેની ઉપર ધ્યાન આપતા રહો. બંગડીમાંથી સોનું બાદ કરો તો બંગડી જેવો પદાર્થ જ નથી. એટલે નામ રૂપ મિથ્યા છે. અને સત્ય વસ્તુ તમે આત્મા-પરમાત્મા-બ્રહ્મ-સચ્ચિદાનંદ-ગોડ-અલ્લા-અગર ચંદુ-ગમે તે કહો-તે છે. નામરૂપ કેવળ પ્રતીતિ માત્ર છે, એ દૃષ્ટિએ જોશો તો જ બધું પરમાત્મામય લાગશે. જેમ ચંદુની છબી જોવાથી મૂળ ચંદુનું ભાન થાય છે, તેમ આ બધા જીવની છબીઓ જોવાથી તમારૂં જ ભાન થવું જોઇએ. એ જ શ્રેષ્ઠ માર્ગ છે.

લી૦ પ્રેમી ચંદુ

બધાંને

## પત્ર ૪

ૐ

તા.........

પ્રિય સ્વરૂપ,

અત્રે સર્વ કુશળ. તમારો પત્ર વાંચ્યો. તમને તાવ આવી ગયો એ જાણ્યું. પરંતુ તાવ તમને આવ્યો હતો કે તમે તાવને પકડયો હતો? તાવ આવી જવાથી એક ફાયદો થયો કે ઘણા કાળનો શરીરમાં કચરો ભરાયો હતો તે નીકળી ગયો, અને હવે શરીર તદ્દન તંદુરસ્ત થઇ વધારે સારૂં કામ થઇ શકશે. યાદ રાખજો કે તમને તાવ આવ્યોજ નહોતો, તમે તો તેમના તેમ હતા, ફક્ત જે વસ્તુ તમારી એકલાની નહોતી અને જેની ઉપર સર્વનો અધિકાર હતો તેને તાવ હતો—એ ખોટી ગરમી હતી. માટે શરીરને તમારૂં પોતાનું સમજશો નહિ. એ સર્વનું છે, અને સારૂં થવું એ સર્વનું કાર્ય છે. તમે તો ફક્ત સાક્ષી છો.

વધારામાં તમારા કાગળ ઉપરથી સમજાય છે કે તમારી પાસે કામ ઘણું છે, પરંતુ કંટાળશો નહિ, તમારી પદવીનું અભિમાન રાખશો નહિ. સત્તાનો મદ મગજપર ચઢવા દેશો નહિ. યાદ રાખજો કે શરીર, મન, વગેરે જગતની સેવાને માટે અર્પણ થયેલાં છે, માટે જગતના છે તમારા નથી. સર્વ સાથે મિત્રભાવ અને પ્રેમભાવથી વર્તશો. તે બધાં તમારા પોતાનાં સ્વરૂપો છે, અરે, તમેજ છો એ ધ્યાન બહાર જવા દેશો નહિ.

જો ચિ. ભા......બહુ મુઝાતો હોય તો અત્રે મોકલાવી આપશો. ચિ...ના વાયદા ખલાસ થયા પણ આશા છે કે વખતો

વખત પોતાને યાદ કરી આનંદમાં રહેતો હશે. જો કે તે ચંદુજ છે, છતાં લાંબો વખત થયાં નહિ મળવાથી વિશેષરૂપે મળવાની ઇચ્છા થયા કરે છે. શાથી થાય છે તે સમજાતું નથી. મોહ હશે કે પ્રેમ? જરા એ શંકાનું સમાધાન કરી બતાવશો અગર......ને પૂછી જોશો. સર્વને સર્વના સપ્રેમ યથાયોગ્ય.

લી૦ પ્રેમી ચંદુ



૧

ૐ

મુંબાઇ, તા૦ ૧૮-૪-૧૯૨૦

આત્મસ્વરૂપ ! ચિ. બહેન મંછી,

× × × તમારો પત્ર વાંચ્યો. કંઇક આનંદ અને કંઇક ખેદ થયો. ખેદ એટલા પૂરતો કે આટલું આટલું વાંચ્યા છતાં, સાંભળ્યા છતાં, અનુભવ્યા છતાં ત્યાંનાં ત્યાં ! આનંદ એટલા માટે કે સત્ય લખ્યું છે અને હૃદયને છેતરતા નથી તેમજ ઉન્નતિ માર્ગ તરફ પ્રયાણ કરવા તરફ વૃત્તિ છે. ચંદુને એક રીતે પક્ષપાત છે અને બીજી રીતે પક્ષપાત નથી. પક્ષપાત એટલા માટે કે જેની જેવી રીતની ઇચ્છા તેને તે તે મળે છે, અને અપક્ષપાત એટલા માટે કે બધાંને સરખું કહેવાય છે, સરખું સમજાવાય છે, જેને જે રૂચિકર થઇ પડે તે તેને ગ્રહણ કરી શકે છે. × × × કામ કરતાં કંટાળો આવે એ સ્વાભાવિક છે, પણ ગભરાયે સિદ્ધિ નથી. જેટલું અત્યારે જાણો છો તેટલું પણ ન જાણતા હો તો શી દશા થાત ? જે તરફ હાલ વૃત્તિ દોરાય છે તે તરફ દોરાત પણ ખરી કે ? કેટલા એ તરફ વળ્યા છે અને વળે છે ? તમારી જાતને એ તરફ વળવા બદલ ધન્યવાદ આપતા નથી ? એ રીતે અંદરથી આનંદ લૂટો તો કેવું સારૂં ! પોતે અમુક ઇચ્છાઓ અને આશાઓ બાંધે છે અને તે આશાઓ કે ઇચ્છાઓ પ્રમાણે ન દેખાય કે ન થાય તો દુઃખ

થાય, એ નિયમ તમારા સંબંધમાં પણ લાગુ પડે છે: આખા જગતને લાગુ પડે છે. એ આશાએ, ઇચ્છાએ તમોને ઘેર્યા છે. તમે આશાથી કે ઇચ્છાથી પર છો, આનંદ સ્વરૂપ છો, તેમાં વળી આ કાળાશ ક્યાંથી આવી? અગ્નિથી કોલસો વિમુખ થાય છે એટલે કાળાશ આવે છે, માટે મનરૂપી કોલસાને ચૈતન્ય–સાક્ષી–રૂપી અગ્નિ લગાડો, એટલે વળી આનંદ, આનંદ, આનંદ!!!

૨

ૐ

જોધપુર તા૦ ૨–૧–૧૯૨૨.

આત્મસ્વરૂપ! ચિ. બહેન મંછી વગેરે,

× × × મહાત્માશ્રી પાસે બેસી બધાં આનન્દ કરે છે. જ્ઞાનચર્ચા કોઇ કોઇ સમય થાય છે. બાકી તો મહાત્માશ્રીને આખો દિવસ લોકો મળવા આવે છે તેની સાથે તે વાતચીતમાં હોય છે. ચંદુએ જે જે સમજાવ્યું છે, તે પ્રમાણે આનન્દ કરતા રહેશો અને નકામો સમય ગા મ ગપાટામાં ગાળશો નહિ. ગીતાજીનો પાઠ કરતા રહેશો, સાથે સાથે ગુજરાતી અર્થ વાંચતા રહેશો, એટલે ઝટ સમજાઇ જશે. આત્મા સિવાય કંઇ છે જ નહિ એનો અર્ધો અર્ધ કલાક વિચાર કરતા રહેશો. દરરોજ અભ્યાસ રાખવાની જરૂર છે. આશા છે કે તમે એ પ્રમાણે વર્તતા હશો. × × ×

૩

ૐ

મુંબાઇ તા૦ ૫–૮–૩૧

આત્મસ્વરૂપ! ચિ. બહેન મંછી,

× × × દેહદૃષ્ટિએ જોઇએ તો દરેક જણ ક્ષણે ક્ષણે રૂપાન્તર પામતું જાય છે, એ તો દરરોજનો અનુભવ છે; એમાં કંઇ

નવું નથી. અને આપનાં વાસ્તવિક સ્વરૂપમાં કંઇ નવું નથી કે કંઇ ફેરફાર થતો નથી એ પણ એટલી જ સાચી વાત છે. જગતનાં અને દેહનાં બદલાતાં સ્વરૂપ તરફ મન પરોવ્યા કરીએ તો હૃદયને જાત જાતના આઘાતો જ સહન કરવાના રહેશે. તેમાંથી બચવા માટે તો આપણે જ્ઞાન તરફ વળીએ છીએ. ચંદુ કોઇની સંભાળ લેનાર કોણ? જે તત્ત્વ આખા બ્રહ્માંડ–અગર બ્રહ્માંડોમાં અનુસ્યૂત છે તેનો આશરો લઇ કાં ન ચાલવું? ચંદુનો લખવાનો આશય શુભ છે એટલે ખોટું લગાડવાની દૃષ્ટિથી લખ્યું છે એમ માનશો નહિ. પછી પત્રમાં તમે સારા છો અને અમે સારા છીએ એ કંઇ પત્ર નથી. ચંદુનો સ્વભાવ થઇ ગયો છે કે આવી વાતો જ લખાઇ જાય છે. પણ સાચું કહું છું કે ચંદુને એ સિવાય બીજી ખબરો સાંભળવી કે કહેવી ગમતી પણ નથી. આપને સૌને કહેવાનું કહ્યું છે. કશું જ છુપાવ્યું નથી. હવે તો જ્યારે જ્યારે વખત મળે ત્યારે ત્યારે તે કહેલું સંભારીને જીવનમાં ઉતારવાનું છે. જો આપણે પ્રભુમય સ્થિતિમાં કાયમ થવું હોય તો આપણે નિયમ કરવો ઘટે કે જરૂર સિવાય બોલવું નહિ. પૂછે એટલી જ વાત. ક્રોધનો પ્રસંગ આવે તો મૌન સાધી લેવું, બોલવું જ નહિ. મનને એકાંતમાં ચાબખા લગાવવા! પ્રભુને હૃદયપૂર્વક બધું જ અર્પણ કરીએ. જેટલું આપણું કહેવાતું હોય તે બધું જ–શરીર, મન, વાણી, સગાં, સંબંધી, પૈસો ટકો, વગેરે બધું જ અર્પણ કરીએ. આમ થયું કે પછી આપણી ચિંતા ગઇ. સૌની ચિંતા તેને છે. પણ એવું થવું ન જોઇએ કે ઘડીમાં અર્પણ કરીએ અને ઘડીમાં પાછું લઇ લઇએ. નિયમ તો એવો છે કે જે ચીજ અર્પણ થઇ ગઇ પછી તેનો વિચાર જ ન હોય. દાખલા તરીકે શરીર પ્રભુને અર્પણ થયું એટલે આંખ પ્રભુને જ જુએ. ન જુએ તો રહેતે રહેતે ટેવ પાડીએ. કાન પ્રભુનાં જ શબ્દો સાંભળે. એ પ્રમાણે બધી જ ઇંદ્રિયો દ્વારા પ્રભુની પ્રભુતાનો જ આનંદ લઇએ.

ત્યાર પછી મનને લઇએ, કે તે પણ પ્રભુને અર્પણ થયું છે માટે તેનાથી પ્રભુ સિવાયના બીજા વિચારો ન જ થાય. પછી સગાં સંબંધીનો પ્રશ્ન આવ્યો. એ બધાં પ્રભુનાં છે એટલે મારે વિચાર કરવાનો હોય જ નહિ. એ સૌ પ્રભુનાં છે; મારો અધિકાર તો માત્ર એમની સેવા કરવાનો છે. પૈસો ટકો સૌ એ પ્રભુનો છે; હું તો એક ટ્રસ્ટી છું. મારે તો શરીર મન વગેરે જોઇતો જ ઉપયોગ કરે એ જોતા રહેવાનું છે. પણ એક વાત ખૂબ યાદ રાખશો. "મેં આ બધું પ્રભુને અર્પણ કર્યું છે" એ વાત કોઇને કહેવાની નથી. માત્ર હૃદયપૂર્વક આપણે પોતે જ સમજવાની છે. અને એ રીતે વર્તન કરતા રહેવાનું છે. કોઇને કહેવાની વૃત્તિ થશે તો અહમ્ ભાવ ઘૂસ્યો જ જાણજો. પછી તો ધીરે ધીરે એ સ્થિતિ થશે કે આ શરીર, મન, ઇંદ્રિયો વગેરે "મારાં" એટલે "આત્માનાં" સુંદર સેવક-સેવિકાઓ છે, અને તેથી જ તેના ઉપર પ્રેમ થાય છે. એ પછી ધીરે ધીરે સમજાશે કે બીજાં બધાં શરીરો, મનો અને ઇંદ્રિયો વગેરે પણ મારાં સ્વરૂપો છે, મારી જ સેવા કરી રહ્યાં છે. બાકીનું પોતાની મેળે જોડી લેશો અને આનંદ કરતાં રહેશો.

૪

ૐ

અમદાવાદ, તા૦ ૧-૭-૩૮

સચ્ચિદાનંદ સ્વરૂપ ! બહેન મંછી,

× × × જ્યારે આપણે આપણાં સત્ સ્વરૂપ (સાક્ષી દેવ)ને ભૂલીને દેહના ધર્મોને સત્ માની વ્યવહાર કરીએ છીએ ત્યારે અશાંતિ, દુઃખ વગેરેનાં વાદળાં ઘેરાવા માંડે છે. એટલે યાદ કરવા જેવું કંઇ હોય તો તે આપણું અસલ સાક્ષી સ્વરૂપ છે. દેહ તો યાદ કરવા જેવો છે જ નહિ. એને તો ભૂલવાનો છે. આપણા આત્મ-

સ્વરૂપમાં શ્રદ્ધા હોવી એજ ખરી શ્રદ્ધા છે. દેહ તો મુડદુંજ છે. વચમાં મનનું હુંપણું ઊઠી આપણા રાજપદ ઉપરથી આપણને ઊઠાડી આપણને ભિખારી કે માગણની સ્થિતિમાં લાવી મૂકે છે. એટલે આપણે આપણું સત્ સ્વરૂપ આત્મામાંથી ઊઠાડી દેહ ઉપર મૂકી દઇએ છીએ અને એજ આપણું મન કહેવાય. મનનું આ સ્વરૂપ છે. આથી કરવાનું એટલુંજ કે દેહ વગેરેમાંથી "હુંપણું" ઊઠાવી આત્મા એટલે સાક્ષીમાં ઠોક્યા કરવું. જો મનુષ્ય જીવનમાં કંઇપણ કરવાનું હોય તો આટલુંજ કરવાનું છે. આપણાં સત્ સ્વરૂપને જગતની વાતચીતો વગેરે કંઇજ કરી શકતાં નથી. આપણી પોતાનીજ માત્ર ખોટી છે. કહો કે આપણી પોતાની હરામખોરી છે. પછી દોષ કોનો કાઢી શકાય! × × × આપણી પ્રશંસા, નિંદા, સ્તુતિ, ગુરુભાવ, શિષ્યભાવ, મારાપણું, તારાપણું અને પુસ્તકોમાંના આત્મભાવને વર્ણવતા ભાગ સિવાય બધીજ બાબતો, તથા સમાજના કોઇપણ અભિપ્રાયને માનવાનું નથી. એ બધાં તો આપણને નીચે પાડનારાં છે. જ્યારથી ઊઠીએ ત્યારથી આપણાં સગાં સંબંધી કે બીજાં સૌ કોઇ, મિત્રો કે દુશ્મનો બધાંજ આપણા દેહભાવને દૃઢ કરે છે, એથીજ બધાં ત્યાજ્ય છે એટલે એમનો અભિપ્રાય માનવા યોગ્ય નથી. માનવા યોગ્ય વસ્તુ એકજ છે કે 'હું પોતે સાક્ષી, આત્મા સચ્ચિદાનંદ છું' આ વખતે પણ તમને આ સારો લાભ મળ્યો છે. હવે જાણેલી, અનુભવેલી મૂડીને, દરરોજ વ્યવહારમાં ઉપયોગ કરો. બીજું શું લખું? × × ×

૫

ૐ

જોધપુર, તા૦ ૧૫-૭-૨૮

આત્મસ્વરૂપ! બહેન મંછી તથા બહેન લલી,

× × × તમે લખો છો કે અહીંથી ગયા એટલે જગતના વિચારો ઓછા આવતા હશે, અને મહાત્માના દર્શનથી ઉપાધિઓ

પણ ઝાઝી નહિ લાગતી હોય. પણ તે સંબંધે લખવાનું કે જ્યાં સુધી જગત્ છે, દેહ છે, ત્યાં સુધી ગમે ત્યાં જાઓ તો પણ ઉપાધિ તો રહેવાની જ; પણ આપણું મનની ત્રાક સીધી રાખીએ તો પછી ગમે ત્યાં હોઇએ તો પણ ઉપાધિ હોવા છતાં ઉપાધિરહિત રહી શકાય. અલબત, મનથી માની લીધેલા સંજોગો ગમતા હોય તો સરળતા વિશેષ મળે છે. અહીં તો મહાત્માજી એક જ વાત કહ્યા કરે છે. જેમ આપણે રાતે ઊંઘમાં સૂઇ જઇએ તેમ જાગ્રતમાં પણ સૂઇ જતાં શીખવું જોઇએ. થોડી થોડીવારે આંખો બંધ કરી કોઇ પણ સંકલ્પ ઊઠવા દેવો નહિ. જેમ આસપાસનો બધો સંસાર જેમનો તેમ હોવા છતાં ઊંઘમાં ઊંઘી ગયા કે કશીજ અસર થતી નથી, તેમ જાગ્રતમાં આંખો બંધ કરી મનને સંકલ્પરહિત કરવાથી આનન્દ જ રહે છે. મનનું ચક્ર ચાલતું અટક્યું એટલે તરત સંસારનું ચક્ર અટક્યું જ જાણો. મન એજ સંસાર છે. મનેજ બધી કલ્પના કરી ઉપાધિ ખડી કરી છે. ઉપાધિ હોવા છતાં ઉપાધિરહિત સમજવું અને અનુભવવું, એમાં જ ખરી ખૂબી છે. નિદ્રાવસ્થા મૃત્યુ અવસ્થાને મળતી અવસ્થા છે. નિદ્રામાં આટલો બધો આનન્દ છે તો મૃત્યુમાં આપણે જ્યારે હંમેશ માટે ઊંઘી જઇશું તો કેટલો બધો આનન્દ થશે? × × × એ આનન્દ પણ ક્યારે થશે? જો મનને ઉપાધિરહિત કરવાની ટેવ હશે તો. મનને ઉપાધિરહિત કરવાને માટે આંખો બંધ કરી વિચાર કરવો કે "તારે દુઃખ છે જ ક્યાં? તું ઊંઘમાં સૂઇ જાય છે ત્યારે તારે માતા, પિતા, ભાઈ, બહેન, સગાં, સંબંધી, શત્રુ, મિત્ર, ઘરબાર છે જ ક્યાં? એ સૌ છે તો ત્યાંનાં ત્યાં જ, પણ તને તેનો વિચાર નથી માટે તને તેનું દુઃખ પણ નથી. તો હવે પણ વિચાર કર. એ સૌ તારાં નથી, અને તું એનો નથી. ઊંઘમાંથી તું જાગ્યો પહેલાં "હું" કર્યું, અને પછી "મારૂં" કહી "તારૂં" ઉત્પન્ન કર્યું.

આથી જ તું સુખી દુઃખી થઇ ગયું. તારે તો જન્મ, મરણ, સુખ, દુઃખ, પાપ, પુણ્ય, હર્ષ, શોક, કાંઇ નથી.” એમ વારંવાર અર્ધો અર્ધો કલાકે વિચાર કરતા રહેવું જોઇએ. શ્રીમદ્ શંકરાચાર્યના સ્તોત્રમાં એની એજ વાત લખી છે. ફકત આપણાં મનની હરામખોરીને લઇને આપણે એ પ્રમાણે વિચારતા નથી અને નાહક હેરાન થઇ ગયાં છીએ × × × તમે અને બહેન લક્ષ્મી પણ ગીતાનો પાઠ કરો છો જાણી ઉપકાર અને આનન્દ. બેન જયાને કહીએ કે ૐનું ખૂબ રટણ કરશે તો જલદી આરામ થઇ જશે. × × ×

૬

ૐ

અમદાવાદ, તા૦ ૬–૧૧–૩૭

સચ્ચિદાનંદ સ્વરૂપ ! બહેન મંછી,

× × × તમે લખો છો કે પત્ર વાંચી સાક્ષીનું ભાન સારૂં રહે છે, એ બહુ સારી વાત છે. તબિયત બાબત જાણ્યું. એ બાબત જણાવવાનું કે શરીરની સ્થિતિ એકસરખી તો કોઇની રહી નથી અને રહેવાની નથી. જેમ ચન્દુનું શરીર તમારાથી જુદું છે તેમ જેને તમારૂં શરીર માનો છો તે પણ તમારાથી–સાક્ષીથી–જુદું છે; એટલે તમે આખાં બ્રહ્માંડથી જુદા છો, હતા, અને રહેવાના. આપણને નાનપણથી શરીરને હું માનવાની ટેવ પડી છે તેની આ બધી રામાયણ છે. જેમ મળ આપણાં શરીરથી જુદો અનુભવ્યો પછી તેનું શું થાય છે તે જોવા કે વિચાર કરવા આપણે રહેતાં નથી, તેમ શરીરને કંઇ સુખ કે દુઃખ થાય તેનો ઝાઝો વિચાર કરવાનો હોય નહિ. એ સુખદુઃખની લાગણીઓને જોઇ આનંદ કરવાનો હોય. સુખ અને દુઃખ બંનેથી પોતાને જુદો અનુભવવો એજ આનંદ છે. શરીરને કોઇ માન

આપે કે અપમાન કરે, બંનેમાં સમાન રહેવાનું છે. એમને લાભ, થાય કે હાનિ તે બંનેથી પર રહેવાનું છે, અનુભવવાનું છે. આટ-આટલાં વર્ષના અભ્યાસ પછી આપણાથી આવું થાય જ કેમ ! આમ વિચારીએ એટલે મન પોતાની મેળે જ લય પામી જશે. પોતે પોતાને જુદો અનુભવવો એજ મનનો લય છે. કારણ તે વખતે આપણે સુખ દુઃખથી પર કોઇએ છીએ. એજ બ્રાહ્મી સ્થિતિ છે. કાંઇપણ સુખરૂપ કે દુઃખરૂપ દેખાય એટલે તરત જ એના દ્રષ્ટા-સાક્ષી થઇ પરપણું અનુભવવામાં જ મજા છે. શરીર મન વગેરે નબળાં થાય છે ત્યારે આમ પર થવું એ જ હેતુ છે. માયા એમજ સંબોધે છે કે જો મારી અંદર ચિત્ત લગાડયું તો સુખદુઃખના પંજામાં સપડાયાજ જાણજો. શરીર અને મનને હું સમજવું-અનુભવવું એજ મહામાયા છે, એજ અવિદ્યા છે, અજ્ઞાન છે. એના જેવું બીજું કાંઇ અજ્ઞાન થયું નથી અને થવાનું નથી. આથી એટલું સિદ્ધ થાય છે કે આપણે આપણી જૂની ટેવોને છોડવાની છે. કેમ આ વાત ખરી કે નહિ ? કેમ એ પ્રમાણે કરશો ને? પછી મનની નિર્બળતા કયાં સુધી રહે છે ? પછી ××× જેવા થવાની ભાવના પણ કયાં રહી ? મારા લખ્યા પ્રમાણે જરા અનુભવ તો કરી જુઓ. મારા ઉપર એટલી તો શ્રદ્ધા રાખો. કાકા ઉપર શ્રદ્ધા છે એટલું માત્ર બોલ્યા કરે ન ચાલે. કાકા એટલે ચન્દુ નહિ. કાકા એટલે સાક્ષાત્ પરબ્રહ્મ, સાક્ષી અને તમે બધા પણ તેજ, એટલે પોતાની ઉપર શ્રદ્ધા રાખો. કાકા તો નિમિત્ત માત્ર છે. તેની દ્વારા જાણે પરબ્રહ્મ જ ઉપદેશ કરી રહ્યા છે. આ વાત મનની ઉપજાવેલી નથી પણ સત્ય વસ્તુ છે. અનુભવો, તો ખૂબ જ આનન્દ આવશે. જાણે શરીર ઉત્પન્ન થયું જ નથી પણ પોતેજ આ વિવિધરૂપે પ્રતીત થાય છે-જેમ સ્વપ્નામાં સ્વપ્નદ્રષ્ટાજં ભિન્નભિન્નરૂપે પ્રતીત થાય છે તેમ. કયાં છે સગાં

વહાલાં અને ક્યાં છે રોગ? ક્યાં છે શત્રુ અને ક્યાં છે મિત્ર? ક્યાં છે સુખ અને ક્યાં છે દુઃખ? વહેલું મોડું આ રસ્તે આવવાનું જ છે. આજથી, અત્યારથી એ રસ્તો પકડી જેટલા દિવસ શરીર રહે તેટલા દિવસ આનન્દથી કેમ ન ગુજારીએ? આ કોઇને બહારથી બતાવવાની વસ્તુ નથી. એમાં જ્ઞાનીપણાનો કે ભક્તપણાનો કે યોગીપણાનો દાવો નથી, પણ એ તો અસલ સનાતન વસ્તુ છે. તેમ લોકોને કહેવાનું પણ નથી કે અમને કંઇ અસર થતી નથી. એ તો અનુભવવાનું જ છે. કેમ સમજાય છે ને? આનન્દ આવે છે ને? હસવું આવે છે ને? ક્યાં ભૂલ થાય છે તે સમજાય છે ને? આ વાત ફરી ફરીને લખું છું તે ઠીક થવા સારૂ જ છે. દઢતા થવા માટે જ છે. × × × આમાં પંડિતાઇ નથી. પંડિતાઈ ચંદુને ગમતી નથી.

૭

ૐ

અમદાવાદ, તા૦ ૯-૯-૩૮

સચ્ચિદાનંદસ્વરૂપ! બહેન મંછી,

× × × હવે પહેલાં કરતાં તો સ્વરૂપસ્થિતિમાં વધારે દઢતાથી રહેતાં હશો. બહુ બોલવાની ટેવ (વાતો અને ગપ્પાં મારવાની ટેવ) ઉપર અંકુશ મૂક્યો તો હશેજ. હમણાં હમણાં ગાંધીજી બોલતા નથી. લખીને વાતો કરે છે. તેથી તેમને વધુ શાંતિ રહે છે એવી છાપામાં વાતો આવી છે. મન ઉપર જો સીધો અંકુશ મૂકાય તો એથી વધારે શાંતિ વધે. આપણે નકામા વિચારો કરીને શકિતને વ્યર્થ ખરચી નાખીએ છીએ × × × શ્રીવિવેકાનંદજીનો ભા. ૧ અને "જ્ઞાન યોગ" વાળો ભાગ ૧૧ મો જરૂર વાંચશો. ન સમજાય તો × × × ભાઇને પૂછી સમજી લેશો.

૮
ૐ

અમદાવાદ, તા૦ ૧૪-૧૨-૭૭

સચ્ચિદાનંદ સ્વરૂપ ! બહેન મંછી,

× × × આશા છે કે માનસિક સ્થિતિ પહેલાં કરતાં સારી હશે અને તેને લઈને શારીરિક સ્થિતિ પણ સારી હશે. × × × 'સ્વામી રામતીર્થ' તો જરૂર દરરોજ વાંચશો જ. એના વાંચનથી ઘણી દઢતા આવી જશે. મન પણ ઉચ્ચ વિચારોમાં રમણ કરશે. મને તો એ રામતીર્થ બહુ જ ગમે છે. હું તો જેને તેને સ્વામી રામતીર્થ માટે ભલામણ કર્યા જ કરૂં છું. જો કે હું પોતે તો વાંચતો નથી, કારણ કે મને તો વાંચવા કરતાં વિચારવામાં ભારે મજા પડે છે. પહેલાં મેં વાંચેલો તેનાથી મને ઘણો જ લાભ થયેલો. શરીર સંબંધી ઝાઝું વિચારવા જેવું નથી. જો કાંઇ વિચારવા જેવું હોય તો આત્મા સંબંધી વિચારવા જેવું છે. 'હું કોણ ?' અને 'કેવો છું,' એવું વિચારતાંની સાથે જગતના સર્વ વિચારો ઊડી જાય છે. આમ વારંવાર કરતા રહેવાથી દઢતા થઈ જાય છે. પછી તો જગતના વિચારો કરવામાં મન જ ભડકેલું ને ભડકેલું રહે છે. તમે બધા તો કદાચ કાકાને ગાંડો કહેતા હશો, પણ એ ગાંડપણમાં–આત્માનાં ગાંડપણમાં-ખરી મજા રહેલી છે એ તો અનુભવે જ સમજાય છે. ઉપર લખ્યા પ્રમાણે સ્વામી રામતીર્થનું વાંચન રાખશો, કે ૐ નું ભાવપૂર્વક રટણ કરશો. × × ×

૯
ૐ

અમદાવાદ, તા૦ ૩૧-૧૦-૩૮

સચ્ચિદાનંદ સ્વરૂપ ! બહેન મંછી,

× × × જીવનનું ધ્યેય શું એ સમજાયું છે તો પછી હવે તો એ તરફ વૃત્તિનું જોડાણ થતું રહે એ જ કરવાનું રહે છે. એને

માટે તો એવી બાતનાં પુસ્તકો વાંચવા, કે મનન કરવું એ જ જરૂરી છે. એથી ધીરે ધીરે દૃઢતા થતી રહેશે. આપણે તો જીવનની દરેક ક્રિયામાં તપાસતાં રહેવાનું છે. આપણી પરીક્ષા આપણે જ કરતા રહેવાની છે; બીજા આગળ પરીક્ષા આપવાની નથી. જેમ જેમ આત્મસ્થ થતા જઈશું તેમ તેમ આત્મામાં દૃઢતા થતી જશે. શરીર, મન, વગેરેમાં 'હું' થાય છે તો આપણે નીચે આવીએ છીએ અને બધા શત્રુઓ ચારે તરફથી ઘેરવા માંડે છે. બરાબર સ્પષ્ટ અર્થ બેસી જાય તો કામ સહેલું છે, અને ડામાડોળ થયા કે બધું અઘરૂં થઇ પડે છે. યોગ તો જ્યાંસુધી શરીર છે ત્યાંસુધી ચાલુ જ રહેવાનો છે. એમાં નિરાંત કરી બેસી રહેવાય જ નહિ. × × × અગ્નિને ફૂંકી રાખ ઊડાડયા નહિ કરીએ તો અગ્નિ કજળાઈ જશે, માટે ગાફેલ રહેશો નહિ. શરીર વિચારવા યોગ્ય નથી પણ આત્મા જ વિચારવા યોગ્ય છે, એ વિચાર બધા યોગોમાં શ્રેષ્ઠ છે. પોતાને થોડે થોડે વખતે હું કોણ છું? એ પ્રશ્ન પૂછ્યા જ કરવાનો છે. જો સ્વરૂપ સ્થિતિ હોય તો પૂછવાનું નહિ. મને પોતાને આટલું જ કહેવાનું કે લખવાનું મન થાય છે. મને લાગે છે કે આમાં બધાં જ શાસ્ત્રોનો નિચોડ છે. × × ×



૧

ૐ

તા૦ ૯-૬-૧૯૨૦

સચ્ચિદાનન્દ સ્વરૂપ! સૌ. વિદ્યા બહેન,

અત્રે સર્વે કુશળ. તમારો ઉભયનો પત્ર ૩-૪ દિવસ પર મળ્યો હતો. વાંચી હકીકત જાણી છે. વળી એ પ્રમાણે લખી આનન્દ આપતા રહેશો. ચંદુને વચમાં ૪-૫ દિવસ ખોટી ગરમી ચઢી હતી તેથી શરીર બરાબર સ્વસ્થ નહોતું. હવે આરામ છે. ફિકર કરશો નહી. જેટલું બની શકે તેટલું ૐ યા બીજા કોઈ મંત્રનું રટણ કરતા રહો. તમારી નિર્બળતા રહેતે રહેતે ઓછી થતી જશે. જે તરફ જવું હોય તેની તૈયારી તો કરવા માંડવી જોઈએ. નાહક બબડાટ કરી મૂકવાથી કાંઈ વળશે નહિ. ચંદુ એટલું જાણે છે કે પોતે આનન્દમાં રહે છે. બીજાને શ્રદ્ધા હોય તો રસ્તો બતાવે છે. એ બતાવેલા રસ્તા પ્રમાણે ચાલવાથી ઘણાને આનન્દ થયો છે એમ તેઓ કહે છે. ચંદુ નિમિત્ત માત્ર છે. ખરી ખૂબી રસ્તો બતાવનારની નથી પણ તે રસ્તે જનારની છે. × × × સૌ. વિદ્યા બહેન લખે છે કે કોઈક વખત મન સ્વભાવ પ્રમાણે તોફાન મચાવી મૂકે છે, પણ પાછું ઠેકાણે આવી જાય છે. મનને એ કહ્યું હોય કે, "આ માણસ ચંદુ જ છે" તો પછી તેને શંકા રહે ખરી! પછી ચંદુને દીઠો કે તરત વગર પૂછ્યાએ કહી દેશે કે

"ચંદુ જ" છે; તેમ તેને યથાર્થ રીતે દઢપણું અનુભવાવ્યું હોય કે "આ જગત્ તે જ છે" તો પછી આડુંઅવળું સમજે ખરૂં કે ? પણ વાંધો એક આવે છે કે મનન કાળમાં અથવા દઢતાના વખતમાં શરીરને સાથે (દેહભાવ) એક ખૂણામાં સ્થાપિત કરી રાખે છે તેથી જ ઢચુપચુ રહ્યા કરે છે.

લિ. ચંદુભાઇના જય સચ્ચિદાનંદ

૨

ૐ

તા૦ ૩-૫-૧૯૨૪

......આપના મનની સ્થિતિ ઘણી જ શાંતિમય છે અને થોડો વખત કાંતવામાં ગાળો છો, એ જાણી ઘણો જ આનંદ થયો. હજી તમે મન રાખ્યું છે એ ઠીક છે! પોતે જ થઇ જવાની જરૂર છે. મન છે જ નહિ. યોગવાસિષ્ઠમાં વશિષ્ઠ મહારાજ કહે છે:-- "હે રાઘવ! અવિચારે મન ભાસે છે, વિચારે મન છે જ કયાં ?" હૃદયપૂર્વક સર્વત્ર એ જ ચૈતન્ય પ્રભુના સર્વેએ દર્શન કરવાના છે, અને એ બધે સ્વરૂપે આપણે જ બિરાજમાન થઇ રહ્યાં છે. એ અનુભવવાનું છે. × × ચિંતવન થઇ નહિ શકતું હોય તેવે સમયે ૐનું રટણ કરતા રહેવું......

૩

ૐ

તા૦ ૨૧-૫-૧૯૨૪

અત્રે સર્વે કુશળ. આપનો આનંદયુકત પત્ર મળ્યો છે; વાંચી હકીકત જાણી. આપે જે લખ્યું તે પણ વાસ્તવિક. ચંદુ જે વિચાર લખે છે તે વિચારી અનુભવી જોશો. ચંદુને તો મિથ્યા

ભાસ લાગે છે. મન છે જ નહિ. સુષુપ્તિમાં મન નથી. જાગ્રત થતાં મન જાગ્રત થાય છે, એમ આપણે કહીએ છીએ; એટલે ચૈતન્ય જ મનરૂપે સંકલ્પ કરી જાગ્રત થાય છે. જેથી પોતે-ચૈતન્ય મનરૂપી મોજાં સ્વરૂપે પ્રતીત થાય છે, તેને જ-ચૈતન્યના મોજાંને જ-મન કહીએ છીએ. એથી એમ સિદ્ધ થયું કે મન ચૈતન્ય સ્વરૂપ છે, મન છે જ નહિ. પણ ચૈતન્ય પોતે સંકલ્પ કરી-બંધન મોક્ષ-દુઃખસુખ સ્વરૂપે પ્રતીત થાય છે. માટે મન એ ચૈતન્યનો મિથ્યા ભાસ છે. (જ્ઞાની આ વાત સમજે છે-અનુભવે છે, એટલે તેમનું મન એ મન નથી પણ ચૈતન્ય કહેવાય છે. અને અજ્ઞાની સમજતા-અનુભવતા નથી, માટે તેમનું મન એ મન કહેવાય છે. બાકી એ બંને [જ્ઞાની, અજ્ઞાની]નું મન ચૈતન્ય જ છે). ત્યારે ચૈતન્ય મન વડે (ચૈતન્ય સ્વરૂપે) જગત્ જે ચૈતન્યનાં જુદાં જુદાં મોજાં છે તેને (ચૈતન્યને) જુએ છે. ચૈતન્ય ચૈતન્યને જુએ છે, સાંભળે છે, સ્પર્શે છે, ચાલે છે, ગંધ લે છે. આ નિદિધ્યાસનની સ્થિતિ છે. વાણીમાં ચંદુ લખી શકયો તેટલું લખ્યું છે. જરા વિચારી જોશો તો બરાબર સમજાઇ જશે, અને આનંદ-સ્વરૂપ સ્થિતિ એમ કાયમ રાખવામાં વિશેષ અનુકૂળતા થઇ જશે. છતાં ન સમજાય ને પૂછવા જેવું લાગે તે પૂછી મંગાવશો. વિશેષ શું લખવું? થોડો વખત મનન રટણ કાયમ રાખશો તો હંમેશને માટે સ્થિતિ કાયમ થઇ જશે. પછી તો જેવી જેની મરજી!

ચંદુ તો સર્વેને જોઇ આનંદ કરી રહ્યો છે. એ તેનો જન્મ સિદ્ધ હક છે. બાકી તો સંસારની ઉપાધિઓ આવે છે અને જાય છે, પણ ચંદુ તો તેમનો તેમ છે.

લિ૦ ચંદુના સપ્રેમ પ્રણામ

૪
ૐ

તા૦ ૧૫–૯–૧૯૨૫

આત્મસ્વરૂપ અ. સૌ. વિદ્યાબહેન તથા સાથ સર્વે,

સસ્તા સાહિત્ય તરફથી "યોગતત્વ" નામનું પુસ્તક બહાર પડયું છે, થોડુંક વાંચ્યું છે; સાધારણ માણસને ઘણો ફાયદો થવાનો સંભવ છે. આપના તરફ બધાની તબિયત કેમ રહે છે? જો સ્વામી રામતીર્થ વિ. વાંચ્યા કરો તો ઘણો આનંદ થાય એમ છે. સ્વામી શ્રી રામતીર્થના વ્યાખ્યાનો સાદા, સરળ દૃષ્ટાંતોથી ભરપૂર છે, એટલે દૃષ્ટાંત સાથે જ્ઞાન મળે છે, અને સંસારના માયા વગેરેમાં ડૂબી રહેલા માણસો માટે તે એક ઉત્તમ ગ્રંથ છે. માનસિક રોગોની એ બહુ જલદીથી નિવૃત્તિ કરે છે; પણ એ વખતો વખત દરરોજ વંચાયા કરવો જોઇએ. ચંદુને તો સ્વામી શ્રી માટે પક્ષપાત છે. એજ. વિશેષ શું?

લિ૦ પ્રેમી ચંદુભાઇ

૫
ૐ

તા૦ ૧૦–૨–૨૮

× × ×

કેટલું મનન થાય છે? વિવેકાનંદ કેટલો વાંચ્યો? દરરોજના હિસાબની નોંધ લ્યો છો કે? પરમાત્મામાં-સ્વરૂપમાં રહેવાથી જે ડહાપણ, શાંતિ આવે છે, તેવું નકામી જગતની બાબતોમાંથી કાંઇ મળતું નથી–ઊલટું, હૃદય પર જે ઓપ ચઢયો હોય છે, તે ઊતરી જાય છે.

ગં૦ સ્વ......બહેન શું કરે છે? ઉપવાસ અને સમર્પણ વિધિ ચાલે છે કે? પહેલાં કરતાં શાંતિ આવતી જાય છે કે? આ

તરફ તેમનો આવવાનો વિચાર થાય છે? રટણ તો ચાલુ જ રહેવું જોઇએ, અને ફુરસદે જગતના વિચારોમાંથી નિવૃત્તિ મેળવી આત્માનંદના વિચારોમાં પ્રવૃત્તિ કરવી, એટલે બ્રહ્માનંદની જડ લાગતી જાય છે. હમણાં તો તમે પણ પત્ર લખવામાં ઢીલા થયા છો—વખતે આળસ-ફુરસદ વચમાં આવતા હોય. ખોટું તો ન લાગે પણ કદાચ તેમ થાય તો મનમાંથી જગતના વિચારો કાઢી આત્માનંદમાં ડૂબકી મારજો! અમારા દોસ્તના વાયદા પૂરા થયા કે? પૂજા શરૂ કરી છે? એકલા વાંચનથી કાંઇ નહિ મળે—સાથે સાથે પ્રેકટિસ ચાલુ રાખશો તોજ આગળ વધાશે. વાંચનથી પંડિતાઇ આવશે, પણ ખરો આનંદ નહિ આવશે. પરમહંસ રામકૃષ્ણ ભગવાન કહે છે કે-પંચાંગમાં લખ્યું હોય છે કે અમુક દિવસે આટલા દોકડા અગર ઇંચ વરસાદ પડશે. પણ પંચાંગને નીચોવવાથી એક પણ પાણીનું ટીપું પડશે નહિ—જો જો તેવું નહિ થાય. પછી તો આપ બધા પરમાત્મા છો, સ્વતંત્ર છો, એટલે ચંદુનો ધર્મ તો આપને બધાને તે સ્વરૂપે જોવા એટલો છે. ઉપર લખેલું પૂજનરૂપે માનશો. એજ.

૬

ૐ

વા૦ ૨-૧૧-૨૮

રામાયણ ફરીથી વાંચવું શરૂ કર્યું છે તે જાણ્યું, પણ આપણું ધ્યેય ચુકાય નહિ તે માટે તેવા પુસ્તકોનું વાંચન અને વિચાર તો ભુલાવા જોઇએ નહિ. દરેક માણસ કેટલો આગળ વધે છે તે પોતાની મેળે તપાસવું રહ્યું. માટે આત્મનિરીક્ષણ ઉપાય કરતા રહેશો, અને તૂટીઓ કાઢવા લક્ષ આપતા રહેશો એવી ચંદુની પ્રાર્થના છે. પછી તો જેવી મરજી.

૭

ૐ

તા૦ ૩૦-૧-૨૯

સંજોગો એવા છે કે સ્વ. મામા ગયા એટલે ચંદુનું જમણું અંગ ગયું. તેમને આશરે બધાને મૂકી ચંદુ રખડી શકતો હતો. હાલ સંજોગો પલટાયા છે. અમારા કુટુંબીમાં મહા શુદ ૯ ના લગ્ન છે. ત્યાં પણ કોઇ મરદ નથી–ચંદુને બધું નિભાવી લેવાનું છે. બે છોકરીઓ પરણે છે. × × × × શ્રદ્ધા રાખશો. બધા વાનાં સારા થશે. કસોટીના પ્રસંગો જિંદગીમાં આવ્યા કરવાના. તેમાં પાર ઊતરવામાં આપણી શ્રદ્ધા અને પ્રભુકૃપા સહાયક છે. નવજીવનમાં મહાત્માજીએ એવા ઘણા કટોકટીના પ્રસંગો વર્ણવ્યા છે, અને તેથી જ તેમની પ્રભુ પ્રત્યે શ્રદ્ધા વધી ગઇ છે. મન ડોલાયમાન થાય તો થાય, પણ ત્યારે સતત ૐ નો જાપ કર્યા જ કરવો. ભલે મન ભમ્યા કરે, પણ આપણે આપણી શ્રદ્ધા જાપથી કાયમ રાખીએ.

૮

ૐ

રાંદેર, તા૦ ૪–૨–૨૯

અત્રે સર્વે કુશળ. આપનો પત્ર અને લખેલી ચીજ મળ્યાં છે. પાસે કોઇ કામમાં હવે મદદ દેનાર ન હોવાથી–કોડીની કમાણી નહિ અને ઘડીની ફુરસદ નહિ–એ દશા કેટલા દિવસોથી ચાલુ છે. આરામ લીધો તે પ્રવૃત્તિ માટે–action & reaction are equal and opposite, જેટલો આઘાત તેટલો જ પ્રત્યાઘાત થવાનો. આ સૂત્ર વ્યવહારમાં બરાબર લાગુ પડે છે. ચંદુએ એક ફેરા કવિવર શ્રી રવિન્દ્ર ટાગોરનું

"કરો રક્ષા વિપદ માંહી, ન એવી પ્રાર્થના મારી,"
"વિપદથી ના ડરું કદી, પ્રભુ એ પ્રાર્થના મારી."

એ ભજન લખી લીધું છે તે યાદ હશે, અગર વાંચી જશો. અને બે આશ્રમ ભજનાવલિ હોય તો તેમાંથી ભક્ત શિરોમણિ નરસૈયાનું ભજન:-

"જે ગમે જગત્ ગુરુ દેવ જગદીશને
તે તણો ખરખરો ફોક કરવો;
આપણો ચિંતવ્યો અર્થ કાંઇ નવ સરે,
ઉગરે એક ઉદ્વેગ ધરવો.
નીપજે નરથી તો કોઇ રહે નવ દુઃખી,
શત્રુ મારીને સૌ મિત્ર રાખે;
રાય ને રંક કોઇ દષ્ટ આવે નહિ,
ભવન પર ભવન પર છત્ર દાખે."

× × ×

જેહના ભાગ્યમાં જે સમે જે લખ્યું,
તેહને તે સમે તેજ પહોંચે—

વગેરે-છે. આખું વાંચી જોશો.

આ બે ભજનો ગાશો, અને એટલા ઊંચે સ્વરે ગાજો કે તેના સૂર ચંદુને સંભળાય. કેમ એટલું કરશો ? એની હૃદય ઉપર શું અસર થાય છે તે લખશો ? વિશેષ શું? પત્ર લાભ આપ્યા કરશો. ચંદુના જવાબ વહેલા મોડા આવે તો ક્ષમા આપશો. એ જ.

૯

ૐ

રાંદેર-તા૦ ૪-૩-૧૯૨૯

ચંદુએ પહેલાં કહ્યું હતું કે ઉપવાસ અને સમર્પણ વ્યવહાર દશામાં મનને ઘણી શાંતિ આપે છે. જો આત્મસ્થ ત્યાર બાદ થવાય તો પૂર્ણાનંદનો લહાવો મળે છે. બધું પ્રભુને હૃદયપૂર્વક રૂડી રીતે અર્પણ કર્યું, તો પછી જેનું હોય તેને ચિંતા રહે. આપણે

શું! માટે હવે આ પ્રસંગોનો–સમર્પણ કરી દેવાનો અને આત્મસ્થ થવાનો અમૂલ્ય લાભ જવા દેશો નહિ. આવા પ્રસંગો આટલા લાભ સારૂ કેમ ઊભા નહિ થયા હોય? એ પ્રભુનો કેમ હેતુ નહિ હોય? આપણે તો પાડ માનવો રહ્યો. કોઇને દોષ દેવાય નહિ. મોક્ષગામી આમ વિચારે, અને સંસારી કર્મનો દોષ કાઢે. × × ×

લિ૦ ચંદુભાઇના સપ્રેમ સચ્ચિદાનંદ

૧૦

ॐ

તા૦ ૨૧–૩–૨૯

આપ ઉપવાસ, સમર્પણ કરી રહ્યાં છો જાણી આનંદ. આશા છે કે મજાહ આવતી હશે. ચંદુની તબિયત નરમ ગરમ ચાલ્યા કરે છે. હજી બરાબર ઠેકાણે પડી નથી. અત્રે તાપ પુષ્કળ પડે છે એટલે તાપ અને ચંદુ બન્ને વિરોધી તત્વ લાગે છે. તાપથી ચંદુને વિશેષ અસર રહે છે. તેની ઉપર વિચાર કરે પાલવે તેમ નથી. શરીરને ભૂલવામાં મજાહ છે. જેટલું એ યાદ આવે તેટલું જગત્ અને તેના સંબંધો યાદ આવે, અને જગત્‌ને સત્ય મનાવી નાહક ઉપાધિ ખડી થાય છે. અખો ભક્ત કહે છે:–

"ત્યાં થાવાને જાવા નથી, સારમાંથી સાર કાઢયું મથી."

જગત્‌ને ઉત્પત્તિ સ્થિતિવાળું માન્યું કે દુઃખ ખડું થયું અને શાંતિમાં ભંગ થયો. દરેક ચીજ, સંબંધને ભૂલ્યે જ છૂટકો છે, અને તેમ કરવા માટે કાંઇપણ કામમાં ગૂંથાઇ જવું. કામ કરતાં વિચાર આવે તો વિચારને કહેવું કે હાલ તમારી જરૂર નથી. છતાં વિચાર તો થોડા ઘણા આવ્યા કરશે. પણ તેને deny કરવા (ના કહેતાં રહેવું). એમ અભ્યાસથી થોડે વખતે વિચાર બંધ થતા જાય છે. અને એટલા માટેજ ચંદુ હંમેશાં કહ્યા કરતો

અને કહે છે કે દરરોજ થોડી થોડી Practice તો જરૂરી રાખવીજ. એ દરરોજની Practice વિષમ સંજોગોમાં સહાયભુત થાય છે. પોતાની દરરોજની મનોવૃત્તિનો રાત્રે સુતા પહેલાં હિસાબ લેવોજ જોઇએ. ચંદુના કહ્યા પ્રમાણે થોડાજ માણસો Practice કરે છે, અને જેમણે તેમ કર્યું છે અને કરે છે તેઓ આજે વિષમ સંજોગોમાં પણ આનંદ કરે છે.

હંમેશાં શરૂઆત પોતાથીજ કરવી જોઇએ. પોતે છઇએજ નહિ તો પછી જગત્ છેજ ક્યાં? "When there is no head, where is the head ache"–(માથું હોયજ નહિ, તો માથાનો દુખાવો થાય કેમ કરી?). થોડે થોડે પત્ર લાભ આપ્યા કરશો. વસ્તુસ્થિતિ યોગ્ય લાગે તો જણાવતા રહેશો.

તમારા ભાભીની તબિયત સાધારણ ચાલ્યા કરે છે. હવે એ ચીજ દરરોજની પડી–વિચાર કરવા પરવડે એમ નથી. એમ કરતાં કરતાં કોઇ દિવસ સ્વ-સ્વરૂપમાં ભળી જશે. એજ × × ×

*** મીસીસ ચંદુભાઇ આજે બોરપાડ ગઇ છે. તેમની નાની બહેનની દીકરી મોટરથી છુંદાઇ ગઇ પ્રભુશરણ થઇ છે તેથી મળવા ગઇ છે; પાછી આવી રહેશે. ત્યાર બાદ તેમના માતુશ્રી આંધળા થયા છે તેમની પાસે થોડા દિવસ માટે વડોલી જવાનું કહે છે. વૃદ્ધપણામાં ચંદુના સસરા રસોઇ કરે છે અને સાસુને ખવડાવે છે! આ રહ્યો સંસાર!!

૧૧

ૐ

તા૰ ૫–૪–૧૯૨૯

આપે સમર્પણના વિધિ સંબંધે લખ્યું પણ ઉપવાસનો વિધિ એ જોડી શકાતો હોય તો ઘણોજ આનંદ આવશે. મનને હંમેશાં

થોડી થોડી વારે ઉપવાસી બનાવતા રહો તો વળી ઓર આનંદ આવશે. જો સ્વરૂપમાં મસ્તી લેવાતી હોય તો ઉપરના એમાંથી કોઇની જરૂર નથી.

૧૨

ૐ

તા૦ ૧૪-૪-૧૯૨૯

ચંદુને ઇન્ફ્લ્યુએન્ઝા થયો હતો ત્યારે બધા ડોકટરોએ આશા છોડી હતી. તમારા ભાભી અને ચંદુ નિર્ભય હતા. આવી સ્થિતિમાં આશાના કિરણો સ્ફુરે છે. અને ચંદુ સાજો થયો અને આપ બધાની સાથે વિનોદ કરી રહ્યો છે.

"કાંઇ લાખો નિરાશામાં અમર આશા છૂપાઇ છે."

એ મહાત્મા મણિભાઇ નભુભાઇનું વાક્ય જીવનમાં ઉતારવા જેવું છે. ધારો કે અત્યારે નિષ્ફળતાનાં ચિહ્નો ચારે તરફથી દેખાતાં હોય, તો કોઈ ખૂણામાંથી અદૃશ્ય મદદ કેમ નહિ આવી મળશે, એવી શ્રદ્ધા આપણે છોડવી શાને માટે?

જે ગમે જગત્ ગુરુદેવ જગદીશને, તે તણો ખરખરો ફોક કરવો,
આપણો ચિંતવ્યો અર્થ કાંઇ નવ સરે, ઉગરે એક ઉદ્વેગ ધરવો.
હું કરૂં હું કરૂં એજ અજ્ઞાનતા, શકટનો ભાર જેમ શ્વાન તાણે.
નીપજે નરથી તો કોઇ રહે નવ દુ:ખી, શત્રુ મારીને સૌ મિત્ર રાખે.
જેહના ભાગ્યમાં જે સમે જે લખ્યું, તેહને તે સમે તેજ પહોંચે.

વગેરે ભક્ત નરસૈયાના વાક્યો વ્યવહાર દશામાં ઘણા આશ્વાસન રૂપ છે. જે જાણ્યું હોય, વાંચ્યું હોય, તેનો જરૂર પડે ઉપયોગ નહિ કરશું તો પછી તિજોરીમાં રહેલાં રત્નો શા ખપનાં?

## ૧૩

ૐ

રાંદેર–તા૦ ૩–૫–૧૯૨૯

"મસ્તરામ"ના અંગ્રેજી પુસ્તકો વાંચો છો અને તેથી શાંતિ અનુભવો છો જાણી આનંદ! ચંદુ તો પહેલેથી દરેકને કહેતો આવ્યો છે કે વધુ નહિ તો દિવસમાં એકાદ વખત પણ જરૂર રામતીર્થ વાંચવો. જે વાંચે તેને એની ખૂબી સમજાય છે. એમ કરતાં કરતાં જો એ વાત જીવનમાં ઊતરી તો "મસ્તરામજ" બની જવાય! જ્યારે સત્સંગનો અભાવ હોય ત્યારે "રામ" એક ઉત્તમ સત્સંગ છે. અનુભવીઓનાં પુસ્તકો સિવાય બીજા પુસ્તકો વાંચવા નકામા છે.

## ૧૪

ૐ

તા૦ ૨૧–૫–૧૯૨૯

આપે મુંબઇનું સરનામું પહેલાં નહિ લખેલું એટલે ચંદુએ ભુસાવળને સરનામે પત્ર લખેલો, તેમાં લખેલું કે ચંદુ માટે એની માંદગી દરમ્યાન બે વખત બધાએ આશા છોડેલી. ચંદુ તો એ માંદગી દરમ્યાન બેપરવાહ હતો. ચંદુએ એ હકીકત જાણી ત્યારે સ્વ૦ મણિભાઇ નભુભાઈના શબ્દ યાદ આવ્યાઃ–

"કાંઇ લાખો નિરાશામાં અમર આશા છૂપાઇ છે."

તેવી જ રીતે અનેક નિરાશામાં આશાનાં કિરણો છૂપાયેલા છે. ડોકટરે આશાઓ છોડેલી ત્યાં આશાના કિરણો ફૂટયાં અને ચંદુ આપ બધા સાથે વાતચીત કરી રહ્યો છે, પત્ર લખે છે, વિ. શું થવાનું છે તેની કોને ખબર છે? સ્વામી રામતીર્થ વાંચો છો અને આનંદ લૂટો છો જાણી ઘણો જ આનંદ છે. દરેક ઘરમાં

સ્વામી રામના પુસ્તકો રાખવા લાયક છે. ચંદુને તો સ્વામી રામ માટે પક્ષપાત છે. ચંદુના બતાવ્યા પ્રમાણે હવે જો અનુભવ કરાય તો બધી વાત Practical થઇ જાય. સુખ કે દુઃખમાં, જાણે કે અજાણે ૐ નું રટણ મહાસુખદાયી છે. તેના અર્થસહિત થાય તો આનંદ આપે છે, અને સ્વરૂપનું ભાન થાય તો મસ્ત થવાય છે.

૧૫

ૐ

રાંદેર, તા૦ ૭-૧૨-૧૯૨૯

મીસીસ ચંદુભાઇની તબિયત હવે સારી છે, પણ કોઇ કોઇ વખત કાંઇ ઉપાધિ થઈ આવે છે. ચંદુની તબિયત હાલ તો સારી છે, પણ દેહ છે એટલે કાંઇ થાય. અને એ એનો સ્વભાવ છે. માનસિક સ્થિતિ ઉભયની સારી છે.

પરમાત્મા સિવાય કાંઇ છે જ નહિ-બન્યું નથી, અને બનવાનું નથી, તો પછી નાહકના સંકલ્પ ઉઠાવી શા માટે હેરાન થવું? આવા વિચારો રહે છે એટલે ઉપાધિઓ અસર કરી શકતી નથી. સંકલ્પ અને કલ્પના એનું નામ જ જગત્. ઊંઘમાં સંકલ્પ કે કલ્પના નથી, એટલે જગત્ પણ નથી અને તેના સુખ દુ;ખની અસર પણ નથી. ચંદુ નહોતો સમજતો ત્યાંસુધી જગતને સત્ય માની ખૂબ હેરાન થયો, હવે તો જે બનવાનું હોય તે બન્યા કરો; જાણીબૂજીને કોઇ ઉપાધિ ખડી કરવી નહિ. એ જગત્ તો એનું એ રહેવાનું છે. શ્રીકૃષ્ણ, શંકરાચાર્ય, બુદ્ધ ભગવાન્ જેવા આવીને ગયા તેમણે ઉપદેશો કર્યા, પણ જગત્ તેનું તે રહ્યું. જેને લાગશે તે તે રસ્તે ચાલશે-નહિ તો અનુભવથી ઘડાઇ થાકીને પણ વળશે. જે થાય તે સાક્ષી માફક જોયા કરવું, અને બને તેટલું કરતા રહેવું. મૂંગે મોઢે કર્યા કરવું ભાષણો બહુ થયાં, ઉપદેશો પણ પુષ્કળ અપાયા; હવે તો વર્તે તેની ખૂબી છે. આનંદ છે. આનંદમાં રહેવું.

ઝીણા તાવ માટે સુદર્શન સવારમાં (રાતના પલાળી રાખવું, અગર સવારમાં ઉકાળી) લેવું, અને પછી દિવસમાં ત્રણ વખત મધમાં સીતોપલાદિ ચૂર્ણ લેવું. અનુભવ પરથી એમ માલમ પડે છે કે દેશી દવાઓ જેટલું ધાર્યું કામ કરે છે તેટલું અંગ્રેજી દવાઓ કામ કરતી નથી. તાત્કાલિક માટે અંગ્રેજી દવાઓ સારી છે, પણ હંમેશને માટે રોગ નાશ કરવામાં દેશી ઔષધી સારી છે. એટલું ખરૂં કે તેની અસર લાંબે કાળે થાય છે.

૧૬

ૐ

રાંદેર, ૧૦–૧૦–૨૯

......આપણા હૃદયને શંકાશીલ રાખવું નહિ. પૂર્ણ શ્રદ્ધા રાખી પ્રયત્ન કરવો અને યોગક્ષેમનું કામ શ્રીકૃષ્ણ પરમાત્માને સોંપવું. એ જ. હમણાં ચંદુને નવરાત્રિના ઉપવાસ છે.

૧૭

ૐ

તા૦ ૨૫–૧૦–૧૯૨૯

મીસીસ ચંદુભાઇ પગે રહી ગયા હતા, તે આરામ થઇ ગયો છે. શરદી થઇ આવી તે પણ નરમ છે. શરીરના ધર્મ છે એટલે એ તો ચાલ્યા જ કરવાનું, પણ માનસિક સ્થિતિ ઠીક રહે છે એટલે આનંદ છે.

આપણું ધારેલું, ઇચ્છેલું બધું પાર પડતું જ નથી; આપણે આપણી (માની લીધેલી) ઇચ્છા પ્રમાણે બધું થયા કરે એમ માનીએ એ કેમ બને? એ પ્રમાણે નથી થતું એ જ બતાવે છે કે મન અને બુદ્ધિથી પર એક અગમ્ય તત્વ છે જે બધાને નિયમન કર્યા કરે છે. જ્યારે એ તત્વને અનુકૂળ આપણા વિચાર વગેરે ગોઠવીએ ત્યારે જ શાંતિ અનુભવીએ છીએ; અને તેને અનુકૂળ

થવા માટે આપણા શરીર, મન વગેરેને ભૂલવા જ જોઇએ. એ અગમ્યમાં જ્યારે માણસ વિચરે છે ત્યારે આપોઆપ એની મેળે બધું ભૂલી જાય છે. દેહ છે ત્યાં સુધી કયાં ને કયાં એને માટે યાત્રા લખાયેલી છે. નાનપણથી આપણે આપણી પોતાની સ્થિતિ તપાસીએ તો આપણે કેવી કેવી કઠોર યાત્રાઓ પસાર કરી ! અને કેટલીએ કરીશું ! એ દેહના નસીબમાં એવું લખાયેલું જ છે તે કોણ ફેરવી શકે? એ યાત્રાઓમાંથી કોણ બચ્યું છે? પણ સુજ્ઞ માણસ એ બધાને યાત્રારૂપ સમજે છે, પોતાને એ બધાનો સાક્ષી અનુભવે છે અને જીવનયાત્રા સફળ કરે છે. જેને ખબર નથી તે મૂઝાય છે, પડે છે. દેહની સાથે તાદાત્મ્યભાવ ન બંધાઇ જાય, અને કદાચ તે બનતું હોય તો તે તોડવાનો પ્રયત્ન કરવો, એનું નામ તપશ્ચર્યા. જેટલું ધ્યેય ઊંચું તેટલી તપશ્ચર્યા વધારે કરવી પડવાની. દરેકને એ સિવાય છૂટકો જ નથી. અને આપણે તે પ્રમાણે આપણું આચરણ કર્યે જ જતા રહેવું. એ જ.

૧૮

ૐ

તા૦ ૧૯–૨–૧૯૩૦

આશા છે કે સ્વામી રામતીર્થનાં પુસ્તકો જરૂર વાંચશો. એમાંથી ઘણું આશ્વાસન મળે છે. ચંદુને તો એ પુસ્તક ઘણું ગમે છે.

ચંદુ આજે પાછો કેડે રહી ગયો છે. તબિયત હાલમાં થોડે થોડે દિવસે પોતાનો પ્રભાવ બતાવે છે. ચંદુ માને છે કે શરીર પર કાંઇ મમત્વ હોય તે તોડાવવા આ પ્રભુરૂપી પ્રિયાના અડપલાં છે ચંદુને પોતા કરતાં બીજાનું દુઃખ બહુ લાગી આવે છે. કયાં પણ બહાર નીકળ્યા અને દુઃખનું દર્શન કર્યું કે મનમાં કાંઈ આઘાત થઇ આવે છે. એ દુઃખો ફેડવાની ચંદુ પાસે શક્તિ નથી

હોતી, અને એક શરીરધારી પાસે બ્રહ્માંડનાં દુઃખો ફેડવાની શક્તિ હોઇ શકે નહિ. એ ચંદુ સમજે છે છતાં એ માયા કોઇવાર સતાવે છે, આત્મસત્તાનું ભાન ભુલાવે છે. એમાં પણ હેતુ છે એમ વિચારી ચંદુ પાછો શાંતિ લે છે, અને આનન્દ લે છે.

૧૯

ૐ

તા૦ ૧૬-૩-૧૯૩૦

શરીર સંબંધે હવે ચંદુને બહુ વિચાર આવતા નથી તેમજ એને વિષે ચિંતા પણ નથી. કારણ એનું ભવિષ્ય ચંદુ બરાબર જાણે છે. કોઇ પણ દિવસે એણે જવાનું છે અને વ્યાધિથી અગર બીજી રીતે પોતાનું પંચતત્વ પામવાનું છે. ચંદુએ તો વિચાર કરી જોયો કે સુખ કોને કહેવું અને દુઃખ કોને કહેવું. ત્યારે સુખ અને દુઃખની બંધ બેસતી વ્યાખ્યા મળતી નથી. આજે જેને આપણે સુખ માનતા હોઇએ તે કાલે દુઃખરૂપ થાય છે. એટલે ગીતામાં શ્રીકૃષ્ણ પરમાત્માએ ઉત્તમ વાત કહી સંભળાવી કે, જે દ્વંદ્વથી પર (સુખ-દુઃખ ક્ષુધા-પિપાસા, જન્મ મરણ વગેરેથી પર) થઇ શકે છે તે ઉત્તમ છે, અને બધાઓમાં એવો માણસ પૂજ્ય ગણાય છે, અને બુદ્ધિમાન્ છે. એનો અર્થ ચંદુને એટલો લાગે છે કે જો માણસ-જે જે કામો આવી પડે તે કંટાળ્યા વગર કર્યા કરે અને પરમાત્મામાં શ્રદ્ધા રાખી આત્મસ્થ બને તો તેણે તેનું જીવન કૃતકૃત્ય કર્યું એમ માની શકાય.

૨૦

ૐ

રાંદેર-તા૦ ૧૭-૩-૩૨

......અમારા માતુશ્રી પાર્વતી ફાગણ શુદ ૮ ને મંગળે તા૦ ૧૫-૩-૩૩ ના રોજ હાર્ટફેલ થવાથી એકાએક પ્રભુશરણ

થયા છે. અમે બંને ભાઇને હાથે ઢંકાયા એ માતુશ્રીનું સદ્ભાગ્ય અને અમે બંનેને ઋણ મુકત કર્યા.....

૨૧

ૐ

તા૦ ૬-૧-૩૩

આપ બધાં મળીને રામાયણ, મહાભારતનો અભ્યાસ કરો છો જાણી આનંદ. મહાભારત તો હિન્દુ ધર્મનું કિંમતી રત્ન છે. તેમાં સામાજિક, નૈતિક, રાજકીય, આધ્યાત્મિક વગેરે વિષયો ચર્ચેલાં છે. રામાયણમાં તો આદર્શ પતિભાવ, પત્નીભાવ, ભ્રાતૃભાવ, પિતૃભાવ, પુત્રભાવ, માતૃભાવ, વગેરે ચર્ચેલાં છે. એ બધાને વાંચીને વિચારીએ, અને જીવનમાં ઉતારવા પ્રયત્ન કરીએ, તો ઘણું મેળવ્યું કહેવાય. જીવનમાં ઉતારનારને કોઇપણ માન્યતાવાળા સાથે વિરોધ ન હોય, કેમકે આપણે તો જીવન જીવવું છે. અને જેમ જેમ એ બધું વિચારતા જઇએ, તેમ તેમ રાગદ્વેષ નિર્મૂળ થતા જાય અને જીવનનો રસ ઝામતો જાય છે.

ગાંધીજી તરફથી યરોડા મંદિરમાં લખાયલો "ગીતાબોધ" પુસ્તકરૂપે બહાર પડયો છે. સુંદર છે, મનનીય છે, અને તેની કિંમત ફકત રૂ. ૦--૧--૩ સવા આનો છે. અને "આશ્રમવાસીઓને" એ નામથી ગાંધીજીએ લખેલા પત્રો છે તે પણ સારા છે. હાલ અત્રે પણ ઠંડી સારી પડે છે અને હજી પડશે એવાં ચિહ્નો દેખાય છે. એજ. સર્વેને સર્વેના સપ્રેમ યથાયોગ્ય. આશા છે કે થોડો કાળ એકાંત મનન વગેરે માટે તો કાઢતા જ હશો.

ૐ

૨૨

તા૦ ૨૫-૬-૧૯૩૩

આપે અમને ઉભયને ત્યાં બોલાવ્યા તે માટે ઉપકાર. પણ સંજોગવશાત્ હાલ અવાય એમ નથી. જોધપુરથી ગુરુપૂર્ણિમા ઉપર

ત્યાં બોલાવે છે. ત્યાં પણ જવાય કે કેમ તે નક્કી કહેવાતું નથી. જોધપુરમાં બાણુજીના બહેન ઘણાં માંદા છે, અને એવે પ્રસંગે ત્યાં પણ જવું જોઇએ. કાંઈ નિર્ણય થઇ શકયો નથી.

મનુષ્ય-જીવનનું ધ્યેય તો આપને ખબર છે. આપણું વાસ્તવિક સ્વરૂપ શું છે તેનો પણ અનુભવ છે, એટલે તેની ઉપર લક્ષ રાખી ચાલ્યા કરવું. વાંચવા કરતાં વિચાર અને અનુભવ ઉપર ધ્યાન આપવું-એમાં જ ખરી મોજ છે-એમાં જ ખરો આનંદ છે. જેટલા આપણે ઉચ્ચગામી થઇએ, તેટલું જ જગત્ પણ આગળ વધે છે. એ અદ્દશ્ય સહાય જેવી તેવી નથી. એ સેવા ઓછી નથી. આપણા દરેક કર્મમાં આપણે એ સત્યદર્શનનો અનુભવ થયા કરવો જોઇએ. ઊઠતાં બેસતાં, ખાતાં પીતાં, નાહતાંધોતાં, એનું જ સ્મરણ-દર્શન થાય તોજ ખરી મોજ લૂટાય. થોડા વખત થયા આપને પત્ર લખ્યા કરૂં છું, પણ એ સંબંધે ઉલ્લેખ કર્યો નહોતો. આ વખતે ઘણે વખતે વાત લખું છું-એમ ધારીને કે સત્યની વાત તો બધા જાણે છે, છતાં તેનો ફરી ફરી ઉલ્લેખ કરવાથી તેમાં જૂનુંપણું લાગતું નથી, પણ એમ કરવાથી ઊલટો ઉત્સાહ વધે છે. એટલે પુનરુક્તિ દોષ લાગે તો ક્ષમા રાખશો. વિશેષ શું? આનંદ કરો અને તેનો સંદેશો-ત્યાં બેઠા બેઠા અદ્દશ્ય રીતે એની લહાણુ-અહીં સંભળાય એમ કરશો.

૨૩

ૐ

તા૦ ૭-૭-૧૯૩૪

અત્રે સર્વે કુશળ. આપના બા તથા બહેન લલીના સુખરૂપ પહોંચ્યાનો પત્ર મળ્યો હતો, પણ ખાસ કાંઇ જવાબ આપવા જેવું ન હોતું, એટલે પત્ર લખ્યો ન હોતો. આજે આપનો તથા

બહેન લલીનો પત્ર વગેરે મળ્યાં છે. મારા આગલા કાગળમાં લખવા પ્રમાણે વાંચન કરતાં પ્રેકટિસમાં વિશેષ સંયમ ગળાય તો આનંદ મળ્યા કરે. વાંચવું એટલા પૂરતું કે શંકાસમાધાન થાય, ચિત્ત ભમતું હોય તો ઠેકાણે રહે. બધા પ્રેકટિસ કરી શકતા નથી માટે વાંચનની જરૂર છે. એમ કરતાં કરતાં દઢતા આવશે. જ્યારે વિચાર કરતાં મન કંટાળે ત્યારે તેને જપમાં લગાડીએ, અને ફુરસદે જેટલી આપણી તૂટીઓ હોય તે જોઈ-અનુભવી-તેને કાઢવા તત્પર રહીએ. આ મારૂં ટાયલું વખતોવખત જુદા જુદા રૂપમાં કાગળમાં આવ્યા કરે છે. પણ મને એની અગત્ય ઘણી સમજાઇ છે, એટલે હું લખ્યા જ કરૂં છું. પુનરુક્તિ દોષ લાગે તો ક્ષમા કરશો. બહેન લલી પાસે મહાત્માજીવાળો 'ગીતાબોધ' અને 'આશ્રમવાસી પ્રત્યે' બંને ચોપડીઓ છે તેનો પાઠ કરશો. એ જ.

૨૪

ૐ

તા૦ ૧૧-૯-૧૯૩૩

દરેક કામ કરતાં-'હું કોણ? કામ કરનાર કોણ?' એ પ્રશ્ન પૂછી તેનો જવાબ મેળવી કામ શરૂ કરવું, અને કામ પૂરૂં થયે 'તે કોણે કર્યું? હું શું કરતો હતો'-એ પ્રશ્ન પૂછી પછી બીજું કામ શરૂ કરવું. એમાં ખરી મજાહ આવે છે. અજમાવી જુઓ તો ખૂબી સમજાશે. બાકીના વખતનાં રટણ, વાંચન અગર વિચાર કરી આનંદ લૂટવો.

...બહેન લખે છે કે મારા અમદાવાદથી લખેલા પત્રમાં તેનું અસ્તિત્વ બાદ કર્યું છે! પણ એ બહેનને ખબર નહિ હોય કે ખાસ કારણ સિવાય, હું કોઇનાં નામ કાગળમાં જુદાં જુદાં લખતો નથી, પણ તેને બદલે 'સર્વેને સર્વેના સપ્રેમ યથાયોગ્ય' એ પ્રમાણે

લખું છું. હું માનું છું કે 'સર્વે' શબ્દના પ્રયોગમાં તેનું અસ્તિત્વ આવી જાય છે. જો તે શબ્દમાં તેનું અસ્તિત્વ ન આવતું હોય તો 'લાચાર.' બીજી વાત એ હતી કે તે બહેન હાલ ભુસાવલ હશે કે રાંદેર તેની પણ મને માહિતી ન હોતી. કોઇ રીતે ખોટું લાગ્યું હોય તો દરગુજર કરશો. એક વાતથી મને પોતાને ખોટું લાગે છે. તે એ કે એ બહેન આટલાં વર્ષથી રાંદેરમાં મારા સહવાસમાં રહી, પણ જે રીતે ઘડાવી જોઇએ તે રીતે ઘડાઇ નહિ, જે સંયમ કેળવવો જોઇએ તે કેળવ્યો નહિ. એનો પહેલો સ્વભાવ વચમાં ઠીક દબાયો હતો, પણ તેણે પાછું પોતાનું સ્વરૂપ પકડયું. હાલ આપના સહવાસથી દબાયો હોય તો આનંદની વાત છે, અને કાયમની અસર રહે તો સારી. એ બહેનને જુદો પત્ર લખ્યો નથી, માટે એને વંચાવશો. આશા છે કે મારૂં લખેલું ખોટું તો નહિ જ લાગે, અને છતાં તેમ લાગે તો માફી આપશો. શિખામણની વાતો 'કવીનાઇન' જેવી હોય છે, પણ તેજ ફળદાયી છે. મારી પાસે આવનારને મેં વખતો વખત કડવાં ઘૂંટડા પાયા છે, કોઇ બોલ્યું નથી, કારણ એવી ફરજ માથે આવી પડે છે. એટલા જ માટે હું દરેકને રાત્રે પોતાનો હિસાબ લખવાને, અને તેમાંની ત્રુટીઓ દૂર કરવા કહ્યાં કરૂં છું.

## ૨૫

ૐ

તા૦ ૨૮–૯–૧૯૩૪

હું ગયા અઠવાડીયામાં તા૦ ૨૦ મી સપ્ટેમ્બરે રાંદેર સુખરૂપ આવી પહોંચ્યો છું. અહીં આવ્યા પછી ૧–૨ દિવસ તાવ શરદી વિઝીટ લઇ ગયાં.........જોધપૂરમાં ઠીક આનન્દ હતો, સારા સમજદાર લોકો મળવા આવતા હતા. પ્રશ્ન ઉઠાવતા અને એ રીતે આનન્દ લુટાવતા હતા.

એક ગરીબ જુવાન જાટ બાઇ, જે પોતાનો નિર્વાહ પોતાના ઢોર ઉપર અને કંઇક ખેતી ઉપર કરે છે, તેની આત્મદઢતા ખૂબ જોઇ. દહાડો બધી કામમાં છતાં આત્માનન્દમાં મસ્ત રહેતી હતી. તેની વાતમાંની એક બે વાનગી ટૂંકમાં આપું:–

(૧) એક માળી સંત હતો, તે વાડીનું કામ કરતો હતો. તે રસ્તેથી એક રાજા જતો હતો. તેની સાથના નોકરે રાજાને કહ્યું કે આ ખેતરનો માલીક સંત છે. રાજાએ કહ્યું, ત્યારે તો તેના દર્શન કરવાં જોઇએ. રાજા અને નોકર માળી સંતને મળ્યાં અને રાજાએ માળીને પૂછ્યું કે "શું કરો છો?" તે વખતે ખેતરમાં કાંદાનું વાવેતર હતું. જ્યાં બહુ જથામાં કાંદા હતાં ત્યાંથી ઉખેડી જ્યાં આછા હતા ત્યાં વાવવામાં માળી ગુંથાયલો હતો, એટલે સંત માળીએ જવાબ આપ્યો, "અહીંથી ઉખેડી ત્યાં વાવું છું" એટલું મને આવડે છે. રાજા ખુશ થઇ ગયો અને કહે છે કે માળી ખરેખર સંત છે, મને તો ખૂબ બોધ થયો. નોકરે પૂછ્યું 'શું સમજાયું?' રાજા કહે, ચિત્તને સંસારથી ઉખેડી પરમાત્મામાં વાવું છું, એ એનો અર્થ છે.

(૨) એક સંત (ભગવાધારી) એ જાટ બાઇને મળ્યા. તેમણે બાઇને પૂછ્યું કે, તું કોઇ માળાબાળા ફેરવે છે કે? બાઇએ કહ્યું કે મને તો માળા ફેરવવાનો વખત નથી, તેમ આવડતી નથી. પણ મારી માળા તો આ મારે માથે પિત્તળની દેગડી છે, તેના ઉપર ચિત્ત રાખી હું તો કામ કર્યાં કરૂં છું તે છે. એ દેગડી પડી જાય નહિ એની સંભાળ રાખું છું. એ ભગવાધારી માળા ફેરવ્યા કરતા હતા તે ખુશ થઇ ગયા, અને કહેવા લાગ્યા કે કોઇ પાકો ગુરુ મળ્યો છે. એનો (બાઇનો) કહેવાનો આશય એ હતો કે હું પરમાત્મામાં ચિત્ત રાખી મારા સંસારના કામ કરે જાઉં છું. તેમાંથી ચિત્તને ચળવા દેતી નથી. એ બાઇ અભણ હોવા છતાં કબીર

વગેરેનાં ઉત્તમ ભજનો એને કંઠસ્થ છે અને મસ્ત રહે છે. એ જ.
સર્વેને સર્વેના સપ્રેમ યથાયોગ્ય.

૨૬

ૐ

૨૫–૧–૩૫

આપ જરૂર "સ્વામી રામતીર્થ"નું વાંચન દરરોજ થોડું થોડું રાખતા રહેશો, અને ઊઠતાં બેસતાં, હરતાં ફરતાં ૐનું રટણ હૃદયપૂર્વક કરતા રહેશો એટલી મારી નમ્ર વિનંતિ છે. મારૂં આ ગાંડપણ સમજશો નહિ, અને કદાચ ગાંડપણ લાગે તો પણ કોઇ રીતે નુકસાન કરે એવું એ ગાંડપણ નથી. રામતીર્થ વાંચો તેમાંનું જીવનમાં ઉતારવા પ્રયત્ન કરતા રહેશો, અને મસ્ત દશામાં રહેશો. ફરી ફરી લખવાનું થાય તેથી રોષે ભરાશો નહિ. અગ્નિ હંમેશાં બળતો રહેવો જોઇએ, નહિ તો ધુમાડો લાગી નુકસાન કરે.........

૨૭

ૐ

૧૫–૨–૩૫

.........આપ "સ્વામી રામતીર્થ" વાંચો છો જાણી આનંદ. ઉત્તમ પુસ્તકોના સમાગમમાં વખત વ્યતીત થાય એના જેવું રૂડું કયું! એકનું એક પુસ્તક ઘણી વખત વાંચવાથી અમૂલ્ય લાભ મળે છે. એ પણ એક જાતનો વિચારજાપ છે. મુખ્ય વાત મન સાથે હંમેશાં ઝગડા રહેવાની છે. રામતીર્થ જેવાના વાંચનથી એ વાત હૃદય સાથે જડાઇ જાય છે. પછી રસ્તા આપોઆપ મળી રહે છે.........

૧

ૐ

રાંદેર, તા૦ ૯-૮-૨૦

આત્મ સ્વરૂપ ! ભાઇ ગણુપત,

× × × તમારી મનની અસ્વસ્થતા જાણી દિલગીર. એ બધું એમ જ રહેવાનું એનું કારણુ બરાબર નિરીક્ષણુ નહિ કરવાની ટેવ છે. કેટલા માણુસોને પોતાની મરજી પ્રમાણે ઇચ્છિત વસ્તુ મળી છે? જગત તમને આજે જ એવું દેખાય છે? કે પહેલેથી જ એવું ચાલતું આવ્યું છે? ભાઇ, જગત તો પ્રથમથી જ એવું છે. એ તો દરેક ક્ષણે તમને ચીડવવાને માટે તૈયાર છે. મહાઋષિ-મુનિઓનો પણુ એજ અનુભવ છે. જે વસ્તુ અનિવાર્ય છે, તમારા હાથમાં નથી તેને મૂંગે મોઢે સહન કરવામાં જ મજા છે. માણુસ ચીડાઇને પણુ સહન કરે છે અને આનન્દથી પણુ સહન કરે છે. ત્યારે આનન્દથી શા માટે સહન કરવું નહિ? જગતને આપણે બદલીએ એમ છીએ? તેના સ્વભાવને બદલાવી શકીએ એમ છીએ? ત્યારે શું તે પોતાનો સ્વભાવ નહિ બદલે તો આપણે દુઃખી થયા કરવું એવું સૂત્ર છે? ના, તે પણુ નથી. જગતને સુધારવાને બદલે આપણે આપણો સ્વભાવ બદલવાને સ્વતંત્ર છીએ, તો આપણો સ્વભાવ સમયને અનુસરીને બદલી નાખવો. આપણે આપણું ફોકસ બરાબર ગોઠવવું, એટલે આખું જગત

આનન્દમય દેખાશે. આ બધું કાગળમાં દૃષ્ટાંતથી યથાર્થ સમજાય એમ નથી. આપણે આપણું ફોકસ બદલતા જ રહીએ છીએ, પણ તે બદલેલા ફોકસની આપણને ખબર પડતી નથી. જાણીને ફોકસ બદલીએ તો બહુ જ આનન્દ આવે છે. એક નાના બાળકને તેની મા ઉપર ઘણી મમતા છે. તે મા મરી જાય છે એટલે બાળકને બહુ ખેદ થાય છે, આક્રન્દ કરે છે, રડે છે અને આખું જગત્ તેને મન દુઃખરૂપ લાગે છે એટલે તે ચીડાય છે. પણ થોડા દિવસમાં તે પોતાનું ફોકસ કોઇ બીજી જીવતી માતા ઉપર મૂકે છે અને આગળની માને ભૂલી જાય છે. હવે તેણે એ અનુભવ યાદ રાખવાનો છે કે જેમ સગી મા ચાલી ગઇ તેમ આ નવી મા પણ ચાલી જવાની છે. પણ તેનું તે ભાન ભૂલી જાય છે, અને જો કાંઇ નવુંજૂનું થયું તો પાછું એનું એ દુઃખ લાગવાનું. આવી રીતે તે આખી જિંદગી ભોગવતો ચાલ્યો જાય છે. જો અનુભવ આગળ રાખી ભોગવતો ચાલ્યો જાય તો દુઃખ લાગતું નથી, કારણ તે જાણે છે કે એ તો એમ જ છે. એનું નામ જ જગત. જે અનિવાર્ય છે, હાથમાં નથી તે આનન્દથી ભોગવ્યે જ છૂટકો. હવે પરમાર્થમાં ચાલી જાઓ, જગતના પદાર્થ શરીર, મન, બુદ્ધિ વગેરે એવાંજ છે, અને "હું–સાક્ષી" નિરાળો, જેવો ને તેવો જ છું, તેને નથી કાંઇ દુઃખ કે નથી કાંઇ સુખ. સુખ અને દુઃખ મનના ધર્મ છે-તેમાં મારો શો સંબંધ. આમ વિચાર્યું એટલે સ્વરૂપ સ્થિતિ સહેજે થઇ. આવી રીતની બધી વિચારની અને અનુભવની પ્રણાલિકા છે. તે પ્રમાણે જોતા રહેશો તો આનન્દ થશે. થોડે થોડે દિવસે પત્ર લખતા રહેશો અને મનની સ્થિતિ ઉપર કાબૂ રાખવાની ટેવ પાડતા રહેશો.

× × × × ×

૨

ૐ

અમદાવાદ તા૦ ૨૨-૩-૩૯

આત્મસ્વરૂપ ! ભાઈ ગણુપત,

× × તમે લખો છો કે કાંઇ એવું લખશો કે જેથી સ્વરૂપાનંદમાં વિશેષ પ્રગતિ થાય. શું લખવું? કહેવાનું કહેવાઇ ગયું છે. આપણે શુદ્ધ સ્વરૂપ, વિશુદ્ધાનંદ, સાક્ષી, ચૈતન્ય છીએ. ન માનીએ તો પણુ એ વાત સત્ય છે. આપણું સ્વરૂપ દેહ, મન વગેરે ભાવોથી પર છે. જે બધી ગડબડ છે તે મનની છે; અને તે મન પણુ ક્યારે થાય છે કે જ્યારે આપણાં એક જ દેહને સત્ય માની તેનાં સંબંધીઓને સત્ય માનીએ ત્યારે. એ આપણો સુષુપ્તિ અવસ્થાને દરરોજનો અનુભવ છે. જે અવસ્થા આપણે સુષુપ્તિ અવસ્થામાં અજ્ઞાનતાથી અનુભવીએ છીએ તે જ જાગ્રત અવસ્થામાં અનુભવીએ ત્યારે જ ખરી આનંદની ઝડી જામે છે. એટલે જાગ્રતમાં શરીર અને મનમાં અહં મૂકીએ જ નહિ, પણુ એ શરીર અને મનના વ્યવહારને જાણુનાર "હું"માં જ મૂક્યા કરવાનું છે. આપણા એ શરીર અને મનના વ્યવહારને જાણુનાર જૂદો 'હું" છું એ સનાતન સત્ય છે, એ અનુભવે સમજાયું હશે. આપણી જેટલી જેટલી ક્રિયા દરરોજ બદલાતી જાય તે દરેક વખતે એટલું જ પૂછ્યા કરીએ કે, એ ક્રિયા કરનાર કોણુ? એ ક્રિયા કરાવનાર કોણુ? અને હું કોણુ? આ ત્રણુ પ્રશ્ન મૂક્યા જ કરીએ. બહાર બોલીએ કાંઇ નહિ. એમાં આળસ કે પ્રમાદ કરીએ નહિ. આથી તરત જ સમજાશે કે એ ક્રિયા શરીર કરે છે, અને મન તથા પ્રાણુ ક્રિયા કરાવવામાં કારણભૂત છે. "હું" તો બધાંને (બધી ક્રિયાને; સાક્ષી માફક જોયા જ કરૂં છું. એ ક્રિયાઓ થાય કે બંધ રહે ત્યારે પણુ "હું" તો છું જ. તે વખતે

સાક્ષીભાવ રહેતો નથી. આ સાચી અનુભવની વાત છે. એ જ ખરી સ્થિતિ છે. એ અનુભવ જ દૃઢતાને પામવો જોઇએ. એ એટલે સુધી દૃઢ થવો જોઇએ કે જેમ આપણે શરીર છીએ અને બ્રાહ્મણ છીએ, એ જેટલું દૃઢતાને પામ્યા છીએ તેવું થવું જોઇએ. એવી દૃઢતા ન આવે ત્યાં સુધી વખતોવખત ઉપર પ્રમાણે ગોઠવ્યા કરવું જોઇએ. એને કોઇ યોગ કહે છે, કોઈ આત્માની ભકિત કહે છે, કોઇ જ્ઞાન કહે છે અને કોઇ વિચાર કહે છે. એ ઝઘડામાં આપણે પડીએ નહિ, કારણ કે આપણે તો એ બધાથી પર છીએ. એમાં ભકિત નથી, યોગ નથી, કર્મ નથી, જ્ઞાન નથી, છતાં બધું જ છે. જેવું આપણું સ્વરૂપ છે તેવું જ જ્ઞાની, અજ્ઞાની, યોગી, ભકતો અને જેને લોકો પતન થયેલા ગણે છે તે સર્વેનું એ સ્વરૂપ છે—માત્ર તેના અનુભવવા ન અનુભવવામાં ફરક છે. કોઇ એ પ્રમાણે કહે છે કે નહિ અથવા કેમ કરતા નથી એ વિચાર પણ છોડીએ. એટલી આસકિત પણ શા માટે જોઇએ? આમ કરતાં કરતાં બધી વાસનાઓ પાતળી થઇ જશે. અને કોઇ વખત તો એવું થઇ આવશે કે મારે જોઇએ શું? મારે કોનો વિચાર કરવો? મારે સંકલ્પ કેવો? મારે કોને યાદ કરવો? સૌ સૌનાં સ્થાનમાં બેઠાં છે તેમાંથી આપણે તેમનો ભંગ કેમ કરીએ? × × ×

વ્યવહારમાં જે જે કામો આવી પડે તે શરીર પાસે કરાવીએ અને તે પણ પ્રસન્ન ચિત્તથી. કદાચ કોઇ સમયે કામ બગડે તો બીજે સમયે સાવધાન રહીએ, પણ કંટાળો લાવી મનને નિર્બળ ન બનાવીએ. આપણે કર્મ કર્યે જ જઇએ, પણ આસકિત વિના–હું અને મારાપણાની ભાવના વિના.

“હું” અને મારાપણાની ભાવના એ જ માયા છે. એ ખોટા અહંને માયા, સંસૃતિ, મન, બુદ્ધિ, ચિત્ત, જીવ વગેરે નામો

આપ્યાં છે. એ અહં ખોટું છે અગર છે જ નહિ, અને શરીર, મન વગેરેથી પર જે સાચું અહં છે એમાં જ મસ્ત રહ્યા કરવું. × × × તમે લખો છો કે "તમે, મુંબઇ આવી ગયા પછી ખૂબ આનન્દ આવ્યો". પણ ચંદુ ન હશે (એ એક દિવસ બનવાનું છે) ત્યારે શું થશે ? એ પણ ચંદુ પ્રત્યેની આસક્તિ ગણાય. એ પણ તોડવાની છે. ચંદુ પણ તમારૂં પોતાનું સ્વરૂપ છે. સાચી વાત લખાય તેમાં ખોટું માનશો નહિ. ચંદુ લખ્યા પ્રમાણે માને છે અને અનુભવે છે. ટૂંકમાં એ અનુભવને પોતાનો બનાવી દો જેથી ચંદુ જેવાની જરૂર રહેશે નહિ.

આવા કાગળો સંગ્રહી રાખશો, અને વખતો વખત વાંચી તેનો ઉપયોગ કરશો. સમજે તેવા બધાને વંચાવવા છૂટ છે.

× × × × ×

૩

ૐ

અમદાવાદ, તા૦ ૧૦–૪–૩૯

આત્મ સ્વરૂપ ! ભાઇ ગણપત

× × × આપનું સ્વરૂપ તો ઊંચુંનીચું થતુંજ નથી. પણ આ બધા મનનાં ખેલ છે. તેમાં જ આ બધી ધમાલ ઊઠયા કરે છે. મન કહો કે અહં કહો તેમાં ગડબડ થયા કરે છે. એવી બધી ધમાલ ગડબડ વગેરેને જાણનાર આપણાં સ્વરૂપમાં ફેરફાર યત્કિંચિત્ થતો નથી. એ આપણાં ખોટાં અહંને શરીર, મન વગેરેમાંથી ઊઠાવી ઊઠાવી 'આત્મા'માં–અસલ "હું"માં મૂકયા કરવાનો છે. આટલી તપશ્ચર્યા કરશો તો બસ છે. નહિ તો આવેલી તક ચાલી જશે. જીતી બાજી હારવાનો પ્રસંગ આવી જશે. હવે કોઇનું કાંઇ પણ માનશો નહિ. આપણાં પોતાના

અનુભવને ઠોકરે મારીએ તો એના જેવી બીજી મૂર્ખાઈ કઈ? શરીર, ઇંદ્રિયો, મન વગેરેના વ્યાપારો ચાલ્યા જ કરે છે અને આપણે સાક્ષીરૂપે બધું જ અનુભવ્યા કરીએ છીએ. એ શરીર, ઇંદ્રિયો, મન વગેરેના વ્યાપારો છે ત્યાંસુધી સાક્ષીપણું કહીશું, નહિ તો વાસ્તવિક સ્વરૂપ સાક્ષી અસાક્ષી ભાવ વગેરેથી પર, અખંડ, એકરસ છે. એને કેમ વર્ણવીએ કે તે આવું છે કે તેવું છે? જ્યાં કાંઇ પણ સંસારના આઘાતો લાગવા માંડયા કે તરત અસલ ઘર તરફનો રસ્તો લઇ લેવો અને ત્યાં જઇ વિશ્રામ કરવો. જેમ બાળક રમતાં રમતાં કંટાળે કે તરત ઘેર જઇ માતાના ખોળામાં અગર તેની હૂંફમાં ભરાઇ જાય તેમ છે. આ બધી આત્માની ભક્તિ જ છે ને? સાથે સાથે જ્ઞાન, યોગ બધું જ ચાલે છે એટલે કોને નાનો મોટો કહેવો? એ બધાં સાધન આપણને તો ઉપયોગી છે ને? જ્યાં સુધી શરીર છે ત્યાં સુધી યોગ તો કર્યાજ કરવાનો છે. એટલે યોગ ચોવીશે કલાક આદરવાની વસ્તુ છે. જરા પણ ગાફિલ રહેવાનું પરવડે એમ નથી. બીજાના વિચારની જરૂર નથી. આપણો પોતાનો અનુભવ ચળવો ન જોઇએ.

× × × × ×

૪

ૐ

અમદાવાદ તા૦ ૨૧-૪-૩૯

આત્મસ્વરૂપ! ભાઇ ગણપત તથા સાથ સર્વે.

× × × સવારના પહોરમાં ઊઠીએ કે તરત પૂછીએ કે, કોણ જાગ્યું? એટલે સમજાશે કે મન ઊઠ્યું અને તે મને શરીરને જાગ્રત કર્યું. ત્યારે "હું" શું કરતો હતો? "હું" "સાક્ષી" થઇને મન અને શરીરની ક્રિયાઓને જોયા કરતો હતો, અને "હું" તો

જેમનો તેમ નિર્વિકાર, નિર્વિકલ્પ, નિરાકાર વિ. શરીર, મન વગેરે ભાવોથી પર હતો, છું અને રહેવાનો. ન જાણતો હતો ત્યારે અને જાણું છું ત્યારે પણ એકસરખો રહ્યો છું. આ અનુભવની ના કોણ પાડી શકે એમ છે? જાગતાં હોઇએ છીએ ત્યારે આપણે એ અનુભવને ભૂલી જઇએ છીએ, અને મનમાં, શરીરમાં 'હું' ઠોકી બેસાડી હેરાન થઇએ કે સુખી થઇએ તેને કોણ મના કરી શકે? આપણે પોતે જ સુખદુઃખને ઉત્પન્ન કરી પોતે જ અનેક જાતની કલ્પના કરીએ છીએ. એમાં દોષ કોનો? આપણો પોતાનો જ. આ આપણો અનુભવ એ જ ખરું શાસ્ત્ર, અને શાસ્ત્રકારો પણ એમ જ કહે છે ને? નથી શાસ્ત્રોનો દોષ કે નથી શાસ્ત્રકારોનો દોષ. ઊલટો, એમનો આપણે ઉપકાર માનવો જોઇએ કે તેમણે સાફ સાફ વાત કરીને આપણને ચેતવ્યા છે. આથી જ ગીતાકાર શ્રીકૃષ્ણ પરમાત્મા કહે છે, તારે સ્થિતપ્રજ્ઞ થવું હોય તો સર્વ વાસના–કામનાઓને છોડી આત્મામાં ("હું"માં) સ્થિત થવું. એ સ્થિત થવાની ક્રિયા એ જ ખરી તપશ્ચર્યા છે. પ્રકૃતિના સ્વભાવ પ્રમાણે શરીર, મન વગેરે બદલાતા રહેવાના છે. એમાં તું કોનો નિગ્રહ કરવાનો? માટે જ તારે માથે આવી પડેલું કર્મ આસક્તિ વિના (હું અને મારાપણાની ભાવના સિવાય) કર્યા કર અને પ્રસન્નચિત્ત રહે. તું ગાફેલ રહે તે લગાર ચાલે એમ નથી. જરા ગાફેલ રહ્યો, ચૂક્યો, કે સુખદુઃખના વાવાઝોડામાં સપડાયો જ જાણજે. આ મારો સનાતન નિયમ છે. એમાંથી જ્ઞાની, યોગી, ભક્ત, અજ્ઞાની વગેરે કોઇ બચતું નથી. ત્યારે શું જ્ઞાન, યોગ, ભક્તિ વગેરેની ઉપયોગિતા નથી? ના, છે. તારે જોઇએ તો જ્ઞાનથી, ભક્તિથી, યોગથી કે કર્મથી એ અહંના પડદાને ચીરી નાખી સ્વસ્થ થા. પણ યાદ રાખજે કે તારે આ વાત મારા ભક્તોને (જેમને આનંદ મેળવવાની ઇચ્છા

હોય તેવાને) કહેવી, એટલે જેમને ઇચ્છા નથી તેમની સાથે વાદ-વિવાદમાં પડવાની જરૂર નથી. તેને ઠેકાણે લાવનાર હું બેઠો છું. આ જન્મે નહિ તો અનેક જન્મે પણ મારી પાસે આવ્યા સિવાય છૂટકો નથી. એ સીધી રીતે આવશે તો સારી વાત છે, નહિ તો અનેક રીતે પણ લઇ આવીશ ત્યારે જ મને ચેન પડશે. મારા અનંત કાળમાં એક વર્ષનો કે જન્મનો કે જન્મોનો શો હિસાબ છે? એ બધી ચિંતા તારે કરવાની નથી. ફક્ત તારે તો તારો હિસાબ કરવાનો છે. પણ તને કોઇ સરળ ભાવે પૂછે તો વાત છુપાવતો નહિ, નહિ તો દોષિત ઠરીશ. વળી તું સિદ્ધિ બિદ્ધિમાં ફસીશ નહિ. તું પોતે આત્મા સિદ્ધ છે. તેને વળી બીજી સિદ્ધિની ઇચ્છા શી? તું જોતો નથી કે આ બધું થઇ રહ્યું છે તે મારી સિદ્ધિ અથવા મારો ચમત્કાર જ છે. એનાથી વધુ ચમત્કાર બીજો કયો થવાનો હતો? × × × તમે બધા કહેશો કે ચંદુભાઇ ઘડીમાં જ્ઞાન, ઘડીમાં યોગ, અને ઘડીમાં ભકિતની વાતો લખે છે. ના, એ સૌ એક જ છે. કંઇ જ જુદું નથી. જુદી જુદી દૃષ્ટિબિંદુથી એક જ વાત–અનુભવ–લખાય છે. એ જ સાચું વેદાંત છે. ચંદુ વ્યવહારમાં રહી કેમ આચરણ કરી શકાય તે લખી રહ્યો છે. કદાચ લખવામાં દોષ હોય તો ક્ષમા આપશો. ભાવાર્થ સમજી લેશો તો ઉપકારી થઇશ. ××× તમારા સૌનો પ્રેમ લખાવે છે. ચંદુ તો નિમિત્ત માત્ર છે ને? વિશેષ શું? આવા પત્રો બધા માટે હોય છે.

× × × × ×

૫

ૐ

રાંદેર ૧૪–૪–૪૦

આત્મસ્વરૂપ! ભાઇ ગણપત,

× × × કરવાનું કંઇ નથી પણ આત્મામાં દૃઢતા ન હોય તો વખતો વખત થોડી થોડી વારે મનને આત્મામાં જોડયા

કરવાની ટેવ પાડવાની છે. આમ કરતાં કરતાં ઘાટ બેસી જશે. આપણું અને આખા બ્રહ્માંડનું વાસ્તવિક સ્વરૂપ તો 'આત્મા'–સાક્ષી–પરબ્રહ્મ–વગેરે છે, એટલે ઊઠીયે ત્યાંથી પ્રશ્ન પૂછતાં જ ઊઠીએ કે, કોણ ઊઠ્યું? શરીર ઊઠ્યું. શરીરને કોણે ઉઠાડ્યું? મને ઉઠાડ્યું. અને 'હું' શું કરતો હતો? 'હું' તો શરીર ઊઠ્યું, મને તેને ઉઠાડ્યું એ ક્રિયાને ચોવીશે કલાક 'સાક્ષી' માફક જાણ્યા કરતો હતો. એ શરીર, મન વગેરે જાગતાં હતાં ત્યારે કે ઊંઘતા હતા ત્યારે પણ 'હું' તો અખંડિત જાગ્યા કરતો હતો. 'મારા'માં કંઇ ફેરફાર થયો નથી, થવાનો નથી. શરીર મન વગેરેના ભાવને લીધે 'સાક્ષી' ભાવ કહેવો પડે છે. બાકી 'હું' **સાક્ષી અસાક્ષી ભાવથી પર** જ છું. 'હું' શું દુઃખને રડું? કે શાંતિભાવનું વર્ણન કરૂં? આ બ્રાહ્મી સ્થિતિ છે. આ સ્થિતિ ગીતાની ભાષામાં કહીએ તો અંત સુધી રાખવાની છે. જેને વિષયો અને મન ઉપર સંયમ છે તેને માટે સરળ છે. જેને વિષયો ઉપર અને મન ઉપર સંયમ નથી તેને માટે અઘરી છે. આ વાત એટલી બધી સરળ છે કે નાનું બાળક, સ્ત્રી, ભણેલો કે અભણ આટલું કર્યા કરે તો શાંતિ-મય જીવન ગાળી શકે. જગત્ તરીકે જોઇએ ત્યારે લાગે છે કે તે બદલાયા કરે છે. એ બદલાતા જગતને સત્ તરીકે માનીએ તો શાંતિ આવવાની કયાંથી? એ બદલાતાં જગત્‌માં એક અવિકારી તત્ત્વ રહેલું છે તેનો અનુભવ કરતા રહેવાનો છે. બંગડી વિકારી છે–સોનું અવિકારી છે. જગત્ એટલે નામ અને રૂપ. વિશેષ શું લખું? આપ અગાધ છો, આ સાડાત્રણ હાથનું પીંજરું નથી, એટલું તો ઘૂંટયા જ કરજો. × × ×

---

૧

ૐ

રાંદેર, તા૦ ૭-૭-૨૩

પરમાત્મસ્વરૂપ અ. સૌ. બહેન મણિબહેન,

× × આપનો પત્ર આજ મળ્યો. વાંચી દિલગીર કે ચિ. ભાઇ...ને ડીફ્થીરિયાની બિમારી થઇ છે. આશા છે કે ઘટતાં પગલાં વખતસર લેવાથી આરામ થઇ જશે. હમેશાં આપણું સર્વસ્વ પ્રભુને હૃદયપૂર્વક અર્પણ કરી દેવું જોઇએ; અને એ અર્પણ કરવાનો હૃદયમાં *અહંકાર પણ ઉત્પન્ન થવો જોઇએ. પ્રભુ પ્રકૃતિ દ્વારા—આપણે પોતેજ—સર્વ કાર્યો કરી રહ્યાં છે, અને તેની—આપણી ઇચ્છા પ્રમાણે બધું થયા જ કરે છે; તેમાં આપણી મરજી—વ્યક્તિની ઇચ્છા કરી મનને નાહક ચંચળ કરવું નહિ—યાને શોક કરવો નહિ. આપણે સમજીને સર્વ પ્રભુને અર્પણ કરી કાર્ય કરતાં રહીયે તો આનન્દ રહે છે. બાકી પ્રભુને દરેક વ્યકિતને પ્રકૃતિ દ્વારા પોતાના તરફ ખેંચવી છે એટલે અનેક રીતે—સુખથી યા દુઃખથી—ખેંચી જવી છે. આપણું વ્યકિતપણું ભૂસી સમષ્ટિ સાથે એક થઈ કાર્યનો બોજો મનમાં લાવ્યા સિવાય—કારણ દરેક કાર્ય પ્રકૃતિ કરી રહી છે, હું તો કેવળ સાક્ષી—પરમાત્મા—છું એમ સમજી

* ભાવના.

કર્યાં કરીએ તો આપણે હમેશાં પ્રભુમાં જ રહીએ છીએ અને આખા જગતમાં આપણું–પ્રભુનું સ્વરૂપ અનુભવી આનન્દ લૂટી શકીએ. એ આનન્દ સંપૂર્ણપણે લુટાવા માટે પ્રકૃતિ મથી રહી છે. આપણા અહંકારથી દરેક ક્ષણે આપણે મુક્ત રહેવાની માત્ર ટેવ પાડવાની છે. જ્યાં સુધી શરીર છે ત્યાંસુધી સુખદુઃખના પ્રસંગો આવ્યા જ કરવાના, અને તે બધા ભોગવ્યે જ છૂટકો; પણ તેમાં લપટાયા સિવાય ભોગવી શકાય તેજ મનુષ્ય જન્મની ખરેખરી સાર્થકતા. એ જ જીવનમુક્તિ. બિલકુલ ગભરાયા સિવાય ચંદુએ દોરી આપેલા માર્ગે તરફ ચાલ્યા જાઓ. પછી તો જેવી મરજી. × × ×

લિ૦ પ્રેમી ચંદુના જય સચ્ચિદાનંદ

૨

ૐ

રાંદેર, તા૦ ૯–૯–૨૪

આ કાગળ બધાને વંચાવશો.

ચિ. બહેન *મનાસ્વરૂપે બિરાજમાન ચંદુનો પોતાનો આત્મા !

× × × અત્રે આનંદ ચાલે છે. આપ જાણતા હશો કે મનુષ્યજન્મ કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે શત્રુઓનો સંહાર કરી પોતાના સ્વરૂપની પ્રાપ્તિ અર્થે છે–એ ઘણી વાર કહેવાઇ ચૂકયું છે. વિરોધી સંજોગોમાં પણ માણસ પોતાની શાંતિ જાળવી શકે અને સ્વરૂપના આનંદમાં મસ્ત રહે એ જ ખરૂં જીવન કહેવાય. જ્યાંસુધી શત્રુઓની જાળમાં મનુષ્ય ફસાયલો હોય ત્યાંસુધી તે મનુષ્ય કહેવાય ખરો કે? એ આપ જ જવાબ આપો. હવે તો એ શત્રુઓને કેમ જીતવા એનો પ્રયત્ન કરવો જ પડશે; નહિ તો અશાંતિ અને અનાનંદ કર્મમાં લખાયલા સમજવા. એ તમારા અત્યાર

* શ્રી મણિબહેનના પુત્રી.

સુધીના અનુભવ ઉપરથી જોઇ લ્યો, અને એ શત્રુઓને જીતવા માટે હું દેહ, મન, બુદ્ધિ, વગેરે નથી, પણ હું તો સાક્ષાત્ સચ્ચિદાનંદ દેવ છું, એ જ અનુભવી પરમાનન્દ લૂટવા જેવો છે. અહંકાર–ચાહે તો તે શરીર, સગાંસંબંધી, પૈસો ટકો, વગેરેનો હોય, પણ તેને ઠેકાણે હું સાક્ષાત્ પરમાત્મા છું એ અહંકાર ગોઠવવાનો છે, અને તે એક દિવસમાં ગોઠવાઈ જશે એમ માનવાનું નથી, પણ તેને માટે સતત પ્રયાસ કરશો તો ફાવશો. એક પરમાત્મસ્વરૂપ ભગવાન્ શ્રીમદ્ શંકરાચાર્ય કહે છે–

मा कुरु जनधनयौवनगर्वम् हरति निमेषात् कालः सर्वम् ।
मायामयमिदमखिलं हित्वा ब्रह्मपदं त्वं प्रविश विदित्वा ॥

માણસે ત્રણ ચીજનો ગર્વ કરવો નહિ. ૧ જન, ૨ ધન, ૩ યૌવન. કારણ એ ત્રણે આંખ મીંચવાની સાથ ચાલ્યા જાય એવા છે, એમ સમજી, માયાથી બધા હણાયલા હોવાથી, બ્રહ્મના સ્વરૂપને ઓળખી, તેમાં તું પ્રવેશ કર. × × ×

લિ૰ મામા

૩

ૐ

આ કાગળ બધાને વંચાવશો

રાંદેર–તા૰ ૯–૯–૨૪

ચિ. બહેન *વસંત સ્વરૂપે બિરાજમાન ચંદુનો પોતાનો આત્મા !

× × × ચિ. બહેન મનાના કાગળમાં ઘણું લખી નાંખ્યું છે તે વાંચી લેશો. હવે તમારૂં જીવન બદલાઇ ગયું છે. વિદ્યાર્થી જીવન મટી સંસારી જીવન થવાનું છે તે માટે બધી તૈયારી કરતાં હશો. માણસે શાંતિ ગુણ ખાસ કેળવવો જોઇએ. સ્રીમાં નીચે

* શ્રી મણિબહેનના પુત્રી.

પ્રમાણે ગુણો હોવા જોઇએ અને તે આ પત્ર વાંચી મોઢે કરી લેશો. ચિ. બહેન લક્ષ્મી,* મના વગેરેને પણ વંચાવશો. ૧ ધૈર્ય, ૨ ચાતુર્ય, ૩ શીલ, ૪ પતિપરાયણતા (શુભ કાર્યોમાં), ૫ કાર્યકુશળતા, ૬ સહનશીલતા, ૭ હૃદય મૃદુ, ૮ હૃદય વિકારરહિત, ૯ હૃદય નિશ્ચળ રાખવું.

આટલું જેનામાં ન હોય તે સ્ત્રી થવા લાયક જ કહેવાય નહિ; એ ગુણો ન હોવાને લીધે ગૃહસ્થાશ્રમ એક જેલખાનું અને નરક બની જાય છે. આમાંથી આપ સર્વેમાં કેટલા ગુણો છે તે શોધી લેશો અને તૂટી હોય તે સુધારી લેવા પ્રયત્ન કરશો. ચંદુને તો ખરેખર સ્ત્રીઓ જોઇએ છે. ઉપર લખેલા ગુણવાળી સ્ત્રીઓ થશે ત્યારે હિંદુસ્તાનનું દળદર ફીટશે. તમો ત્રણે બહેનોમાંથી કેટલા પાસે ચંદુ આશા રાખી શકે? આવા ગુણો જે સ્ત્રીઓમાં હશે તે જ નર પેદા કરી શકશે; બાકી તો વેશધારી મુછાળી નાર જ (મરદો) કહેવાશે. અહંકાર તો કાઢી જ નાંખશો. કરકસર કરતાં શીખજો. પોતાની વસ્તુઓને જાળવતાં અને ઠેકાણે રાખતાં શીખજો. પ્રભુ પરાયણ રહ્યા સિવાય તો છૂટકો જ નથી. પોતે દેહ નથી, મન નથી, બુદ્ધિ નથી, પણ સાક્ષી-આત્મા-પરમાત્મા છે એ અનુભવ કર્યા સિવાય દુઃખમાંથી છુટાય એમ નથી. × × ×

લિ૦ મામા

૪

ૐ

રાંદેર, તા૦ ૨૩-૩-૨૫.

પરમાત્મસ્વરૂપ બહેન મણિ બહેન,

× × × થવાનું થાય છે, નહિ થવાનું થતું નથી; ધીરજ રાખવી અને સત્યને પંથે ચાલ્યા જવું, એ સૂત્ર ગોખી રાખી દરેક

* શ્રી મણિબહેનના પુત્રી.

જણુ ચાલ્યો જાય તો સુખ અભાવ સ્થિતિમાં આનન્દ કરે છે. ચંદુ હમણાં જ કલાપિની 'આપની યાદ' નામની કવિતા ગાઇ રહ્યો છે અને સંભળાવી રહ્યો છેઃ-

"કિસ્મત્ કરાવે ભૂલ તે ભૂલો કરી નાંખું બધી,
"છે આખરે તો એકલી ને એક યાદી આપની."
"ભૂલી જવાની છો બધી લાખો કિતાબો સામટી,
"જોવું ન જોવું છો બને જો એક યાદી આપની."

ચંદુ સંસ્કૃત બહુ ભણ્યો નહિ એ ચંદુને મન ઠીક છે. નહિ તો પંડિતાઇનો બોજો નાહક ગરદનને નીચે નમાવી મૂકત. બે જ રીતે આનન્દ મળે છે. એક તો એ કે ક્યાં તો પોતે કાંઇ જ નથી-જે કાંઇ છે તે જ સર્વ છે. અને બીજી વાત એ કે પોતે જ સર્વત્ર, સર્વરૂપ છે. પહેલી રીતથી જેટલો આનંદ છે, તેટલોજ બીજી રીતથી આનંદ છે. પહેલી રીતમાં દુઃખ અભાવ છે. બીજી રીતમાં મસ્તી ભરી છે. પહેલી રીતથી દુઃખાભાવ કરી, બીજી રીતથી મસ્ત થઇ વિચરવું. ચંદુ બંને રીતનો યોગ્ય સમયે ઉપયોગ કર્યાં કરે છે અને જગતની દૃષ્ટિએ કાંઇક ગાંડા જેવો ફરે છે. નથી ખાવાની પરવા, નથી ઓઢવાની પરવા, નથી જાહોજલાલી પરવા, નથી ગરીબાઇના બોજા નીચે દુઃખ. બધી સમાન સ્થિતિઓ છે. મૂળ કેન્દ્રની લાંબી ટૂંકી રેખાઓ છે. સુખ એ વ્યાવહારિક દૃષ્ટિએ કેન્દ્રની લાંબી લીટી છે અને (સુખાભાવ) દુઃખ એ ટૂંકી લીટી છે. દુઃખ એવો કોઇ પદાર્થ નથી, પણ ઓછું સુખ એનું બીજું નામ દુઃખ. જેમ અંધારૂં એ કાંઇ પદાર્થ નથી અથવા પ્રકાશનો અભાવ એમ નથી-પણ ઓછું અજવાળું એનું નામ અંધારૂં. થોડોક વિચાર કરી મનમાં ગોઠવશો તો સમજાશે. મોજ લૂંટવી હોય તો પધારો મસ્તના દરબારમાં-ત્યાં અખૂટ

દોલત ભરી છે. દરરોજ ખજાના લુંટાય છે અને પાછા ભરાય છે! હાલ તો એ જ.

મસ્તી! મસ્તી! મસ્તી!

ૐ ૐ ૐ

શાંતિઃ શાંતિઃ શાંતિઃ

લિ૦ સ્વરૂપ મસ્ત ચંદુ.

૫

ૐ

રાંદેર તા૦ ૧૧–૪–૨૫

પરમાત્માસ્વરૂપ અ. સૌ. મણિબહેન તથા સાથ સર્વ–

આ કાગળ ઉતાવળમાં લખી રહ્યો છે, કારણ હમણાં જ... ઓરપાડ જવું છે...ચારે તરફના બોજામાં મન કંટાળતું હોય ત્યારે પ્રભુ શરણે જવું, એટલે પ્રભુને શરીર, મન, વિ. અર્પણ કરવું. એટલે મનની દોડ અટકી જાય છે. ચંદુ તો એવી રીતે કરી શાંતિ ઘણી વખત અનુભવી ચૂકયો છે......સર્વત્ર ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ નું ભાન! એમ કરી શાંતિ અનુભવો. પ્રભુ ઉપર શ્રદ્ધા રાખવાથી તે બધું સુધારી લે છે. નિરાશામાંથી આશા પ્રકટે છે. × × ×

લિ૦ ચંદુભાઇના સપ્રેમ જય સચ્ચિદાનંદ.

૬

ૐ

રાંદેર, તા૦ ૧૬–૪–૨૫

પરમાત્મસ્વરૂપ અ. સૌ. મણિબહેન,

× × × આપના પત્ર ઉપરથી સમજાય છે કે રા. ભાઇ...ની તેમજ અ. સૌ....બહેનની તબિયત બરાબર નથી, તેમજ નોકર

ચાકર વગેરેની હાડમારી છે. આપણે જે કાંઈ અનુભવ્યું હોય, વાંચ્યું હોય તેનો દુઃખદ પ્રસંગે યાદ કરી આચરણ કરવું જોઈએ. શ્રીકૃષ્ણ પરમાત્માએ જ્યારે અર્જુનને વિષમવાદ થયો ત્યારે ઉપદેશ કર્યો હતો—જ્યારે હિંમત હાર્યો શોક મોહમાં ડૂબ્યો ત્યારે ઉપદેશ કર્યો હતો તે યાદ કરી આશ્વાસન મેળવવું અને આસ-પાસના જે પી શકે તેટલું પાવું. સંસાર એ ધર્મક્ષેત્ર અને કુરુક્ષેત્ર છે. ધર્મ કરવાને આવ્યા છીએ અને સાથે સાથે વિરૂદ્ધ સંજોગો સાથે લડાઈ કરી તેમાં જીત મેળવી ધ્યેય પર પહોંચવાનું છે. અર્જુનની માફક ગભરાઈ ગયે સિદ્ધિ નથી. સંસાર એટલે સર્યો જાય. તેમાં એક સરખી સ્થિતિ રહેતી નથી, અને રહેવાની નથી. માટેજ જ્ઞાનરૂપી ખડ્ગથી એ બદલાતી સ્થિતિમાં વગર ગભરાયે કામ લેવાનું છે. થઈ ગયું હોય તેના ઉપર હવે વિચાર કરવાનો પ્રસંગ નથી. હાલ કેમ છે અને હવે શું શું કરવું એટલું જ વિચારવાનું છે. સાક્ષી-દ્રષ્ટા ઉપર દૃષ્ટિ રાખી નિર્લેપતાથી જાણે કામ કરતા હોઈએ તેવી રીતે કામ કરે જવાનું છે. ચંદુને પણ ગભરામણના પ્રસંગો આવ્યા છે, આવે છે, પણ તેવે વખતે વાંચેલા વિચારેલા પ્રસંગો યાદ કરી ચાલુ સ્થિતિને આનંદમય કરવા પ્રયાસ કરી આનંદે છે. જ્યાં મનુષ્યકૃત હારી જાય ત્યાં દૈવકૃત છે એમ વ્યાવહારિક દૃષ્ટિ કરી સંતોષ માને છે. બાકી યથાર્થ દૃષ્ટિથી જુએ છે તો જગત પણ નથી, અને તેની વાતો પણ નથી. એ તો જીવતાં પૂતળાં કોઈના પ્રેરેલાં કામ કરી રહ્યાં હોય તેવું લાગે છે. વિષમ પ્રસંગો ઉત્પન્ન થાય નહિ તો જગત્ તરફ વૈરાગ્ય—યથાર્થ ઉત્પન્ન થાય નહિ. એમાં દોષ કોનો કાઢવો? વ્યાવહારિક દૃષ્ટિથી જીવન છે ત્યાંસુધી એવું અનુભવાયા કરવાનું. અહંકાર કરવા "હું" જ ન રહ્યો તો "તું"જ ક્યાં છે! જે કોઈ છે તે છે. જ્યાંસુધી જળો પાણીમાં ડૂબેલો રહે

છે ત્યાંસુધી પાણીમાં ને પાણીમાં ગમે ત્યાં લઇ જાઓ પણ તેનું વજન લાગતું નથી. ઘડાને પાણીની બહાર કાઢયો કે તરત જ વજન લાગવાનું. તેમ મનને જ્યાંસુધી બ્રહ્મ–પ્રભુમાં ડૂબેલું રાખીશું ત્યાંસુધી જગતનો બોજો લાગવાનો નહિ. પ્રભુને આપણાથી ભિન્ન જોયા કે દુઃખરૂપી બોજો તરત જ લાગવાનો. વસ્તુસ્થિતિ બધાની એમ થયા જ કરે છે.

"આ દિવસ પણ વહી જશે" નું સૂત્ર યાદ કરી હિંમત ધરવી અને પ્રભુ સહાય થશે એમ શ્રદ્ધા રાખવી. અંગ્રેજીમાં કહેવત છે કે, "રોમ એક દિવસમાં બંધાયું નહોતું" તેમ દરેક પ્રસંગને–ફેરફારને વખત અને સંજોગો જોઇએ છે.

પત્ર ફરી ફરી વાંચી વિચારો અને વંચાવો–આપણા સંકલ્પો આપણને હેરાન કરે છે. માટે સંકલ્પને રોકતા જાઓ અને સ્વરૂપ સ્થિતિ કરો, એ જ ઇલાજ છે. "સર્વસંકલ્પસંન્યાસી યોગારૂઢસ્તદોચ્યતે"–સર્વ સંકલ્પનો સંન્યાસ–રોકાવટ એ જ યોગારૂઢ સ્થિતિ. આ કૃષ્ણ પરમાત્માનું વાકય ચંદુને બહુ જ ગમે છે અને તેમ જ કરે છે. લખતાં લખતાં પેનમાં સાહી ખૂટી એટલે હોલ્ડરથી ચલાવવું પડે છે. તેમજ એક વસ્તુ ખૂટે એટલે હાજર હોય તેનાથી ચલાવી લેવું. વિશેષ શું લખવું? પત્ર લખવામાં વિષય હાથ આવે તો પત્ર લખવામાં પ્રોત્સાહન મળે છે. એથી પત્ર પહોંચે છે (પહોંચ મળે છે) તો તેની શી અસર થાય તે સમજાય.

× × × × ×

૭

ૐ

રાંદેર તા૦ ૩–૧૦–૨૫

પરમાત્મા સ્વરૂપ સૌ૦ મણિબહેન!

× × × આપના તરફની ઉપાધિઓ વધી પડી છે જાણી દિલગીર. ચિ. બહેન......ની તબિયત ઠીક નથી, પણ શું થયું

છે તે લખ્યું નથી. માનસિક ઉપાધિની અસર શરીર પર થઇ છે કે શારીરિક ઉપાધિની અસર છે? ગમે તેટલી ઉપાધિઓનો ઇલાજ એકજ છે, અને તે પોતાના સ્વરૂપ પર મનને વખતો વખત ગોઠવવાથી દૂર થાય છે. બાકી જ્યાંસુધી જગત છે ત્યાંસુધી ઉપાધિઓ રહેવાની. એ ઉપાધિઓ વૈરાગ્ય કરાવવામાં અગર થયેલા વૈરાગ્યમાં દૃઢતા કરે છે. એ સૂચન છે કે જગતના પદાર્થોમાં મન ગયું કે અસ્વસ્થતા કર્મમાં લખાયલી છે. જગતના પદાર્થો એટલે પંચમહાભૂતથી માંડી શરીર, મન, બુદ્ધિ, પ્રાણ, વગેરે બધા જ જગતના પદાર્થોમાં આવી જાય છે. જગતના પદાર્થો અગ્નિ જેવા છે. તેને અડકયા કે દાઝયા જ સમજવું. ૐ નું લાંબું અને દીર્ઘ ઉચ્ચારણ કરવું અને પછી તેની સાથે સ્વરૂપનો વિચાર કરવો એટલે સ્વરૂપમાં દૃઢતા બહુ જલદી થાય છે.

વચમાં ચંદુને સલેખમ હતો, દાઢ દુઃખતી હતી, પણ હવે તદ્દન આરામ છે. ચંદુ એકલો પડયો પડયો મસ્તીની મોજ ભોગવે છે. આનંદ ચાલે છે!......દરેક જણે સ્વરૂપ તરફ આખા દિવસમાં થોડી થોડી વારે વળતા રહેવું, એ જ સહેલામાં સહેલો માર્ગ છે. સ્વરૂપ મસ્તી વધતી જાય છે. × × ×

લિ૦ ચંદુભાઇના જય સચ્ચિદાનંદ

૮

ૐ

રાંદેર, ૧૦-૧-૨૬.

પરમાત્મસ્વરૂપ સૌ. બહેન મણિબહેન તથા સાથ સર્વે,

× × × આપના તરફનો પત્ર મળ્યો. ત્યાંની રચના વાંચી દિલગીર. ચંદુની તબિયત હાલ નરમગરમ ચાલે છે. હરસે લોહી

પુષ્કળ પડતું હતું તે ગઇ કાલથી નરમ છે. વચમાં તાપીદાસ કાકાની મુલાકાત હોય છે, એટલે કવીનાઇન લેવું પડે તેની અસર હરસ ઉપર થાય છે. દવા ચાલુ છે અને આશા છે કે હવે નરમ પડી જશે. × × ×

ચંદુને તો એક ચૈતન્યનો વિશ્વાસ છે. માટે તે દરેકનું વાસ્તવિક સ્વરૂપ છે તેની ઉપર લક્ષ રાખી સંસારરૂપી કુરુક્ષેત્રમાં ઝોકાવું. હવે ગભરાયે સિદ્ધિ નથી. જે જે આવી પડે તે સંજોગો જોઇ વર્તતા રહેવું. અલબત, જે પ્રમાણે ચાલે છે તે પ્રમાણે વિહ્વલતા પ્રાપ્ત થાય, પણ તેનો કાંઇ હાલ નાહક વિચાર કરે વળે એમ નથી. સંજોગો પ્રમાણે વર્તી લેવું. એમ વર્તતાં ભૂલ થવાના ઘણા પ્રસંગો આવવાના, પણ તેને માટે પણ તૈયારી કરી રાખવી પડે છે અને તે સામે ઊભા રહેતા શીખવું પડશે. દરેક પ્રસંગ પ્રભુ કાંઇ નવું નવું શીખવવા માટે લાવે છે અને એ પ્રમાણે સંપૂર્ણતાએ પહોંચવામાં સહાયક નીવડે છે. એક પથ્થરનો ટુકડો મહેલ અગર મંદિરમાં જડાવા પહેલાં કેટલા ટાંકણા–ઘા સહન કરે છે? તેમજ આપણે બધાએ પ્રભુરૂપી મંદિરમાં જડાવા માટે અનેક આઘાતો સહન કરવાના છે. કોઇને એક જન્મે તો કોઇને અનેક જન્મે એમ થયા વગર છૂટકો નથી. સત્યને પંથે ચાલવું, ધીરજ રાખવી, શાંતિ ધરવી, ક્ષમા ગુણ કેળવવો–જે થવાનું છે તે થાય છે, નથી થવાનું થતું નથી. એક રાઇ પૂર વધતું નથી કે રાઇપૂર ઘટતું નથી. માટે ધીરજ રાખશો અને બધાને આસપાસ ધીરજ આપશો. જે સમજે તેણે ધીરજ વગેરે રાખવા ઘટે અને તેમાં જ ખરો આનંદ છે.

× × ×

૯

ૐ

શાંદેર–તા૦ ૧૭–૪–૨૬

સચ્ચિદાનંદસ્વરૂપ! સૌ. બહેન મણિબહેન.

× × ×

સૌ. બહેન......ના નણંદ તથા ભત્રીજીના પ્રભુ શરણ થયાના સમાચાર વાંચી દિલગીર. પ્રભુનું ધાર્યું થાય છે, અગર પ્રારબ્ધ પ્રમાણે બન્યા કરે છે; એમાં કોઇનું કંઇ ચાલતું નથી. પણ બ્રહ્માનંદમાં મસ્ત રહેવું માણસના હાથની વાત છે–એ જ પુરુષાર્થ છે. આસપાસના સંજોગો માણસને પ્રભુ તરફ પ્રયાણ કરાવવા સાધન રૂપ બને છે; એ બતાવે છે કે તમારૂં કોઇ નથી–શરીરજ આપણું નથી, તો તેના સંબંધી અને સંજોગો આપણા કેમ હોઇ શકે? એમ બધા સંજોગો સાનુકૂળ ચાલ્યા કરે તો માણસને વૈરાગ્ય ઉત્પન્ન થાય જ નહિ. અને પછી કોઈ પ્રભુ તરફ પ્રયાણ કરવા પ્રેરાય જ નહિ. બનવાનું બન્યા કરે છે, એમાં ઘટતું એ નથી અને વધતું એ નથી. સંજોગોના વિચાર કર્યા કરશું તો ત્યાંના ત્યાંજ રહી જવાના! આપણે તો 'હું કોણ?' અને વિચાર કરનાર કોણ? મારે અને જગતને શો સંબંધ? મારે અને પરમાત્માને શો સંબંધ? વગેરેનો નિર્ણય મેળવી, દૃઢતા કરી, તે પ્રમાણે વર્તતા રહેવું એ જ કર્તવ્ય બાકી રહે છે. જ્યાંસુધી દેહાધ્યાસની નિવૃત્તિ થાય નહિ ત્યાંસુધી એવી રીતે વિચાર કરવાની, જોવાની ટેવ ચાલુ રાખે જવી એ જ કર્તવ્ય છે. જગત્ છે અને ચાલ્યા કરવાનું, અને નહિ વિચારશું તો અટકી જવાનું નથી.

× × ×

૧૦

ૐ

શાંદેર, તા૦ ૨૧-૯-૨૬

સચ્ચિદાનંદસ્વરૂપ સૌ. બહેન મણિબહેન તથા સાથ સર્વે,

× × ×

આપણે આપણું કામ કર્યે જવું-લગામ શ્રીકૃષ્ણ પરમાત્માના હાથમાં સોંપવીઃ ચાહે તો તે ધોરી સડક ઉપર રથ ચલવે કે ચાહે તો આડો ચલવે. અર્જુનની માફક આપણે સંસાર સંગ્રામમાં દૃઢતાથી લડતા રહેવું-માર્ગ કાપતા રહેવું. વિઘ્નો આવે તેનાથી ન ડરતાં આગળ ધપાવ્યા જવું. વિઘ્નો તો આવવાના જ. શ્રીકૃષ્ણ, રામચંદ્રજી જેવા પણ બચ્યા નથી.

ચંદુના હરસ નરમ પડે છે-પાછા ઉભળે છે-શારીરિક નિર્બળતા ભોગવી લે છે પણ મનને નિર્બળતા આવતી નથી-અને કદાચ આવી જાય તો યે શું? ભૂલ સુધારી પાછા દૃઢ બનવું. × × ×

જોધપુરથી, ભુસાવલથી બોલાવવા માટે કાગળ ઉપર કાગળ આવે છે પણ શું કરવું? શરીર સ્વાસ્થ્યની ખામી અને સંજોગો કયાં પણ જવા દેતા નથી. હશે! રામજીકી મરજી!

× × ×

૧૧

ૐ

શાંદેર, તા૦ ૧૦-૧૦-૨૬

સચ્ચિદાનન્દસ્વરૂપ સૌ. મણિબહેન!

× × ×

ૐ વગેરેનો જાપ ચાલે છે કે? અગર મનન કાંઇ થાય છે કે? સૌ. બહેન...કહ્યા પ્રમાણે કરે છે કે? દરેક જણ કરે તો

બહુ સુંદર વાત છે. દરેક માણસે કાં તો ગીતા, સ્વામી રામ, યોગવાસિષ્ઠ, વગેરે આધ્યાત્મિક પુસ્તકમાંથી કાંઇ ને કાંઇ તો જરૂર દરરોજ વાંચવું જોઇએ. જેઓ વેદમૂર્તિ સાક્ષાત છે-જેમની વૃત્તિ તદાકાર થઇ રહી છે-તેમને કદાચ જરૂર ન હોય, પણ સામાન્ય કોટિના માણસ માટે તો વાંચન અગર શ્રવણની ઘણી અગત્ય છે. તો જ સંસારને ભૂલવાની ટેવ પડે. સંસારને ભૂલીએ અને તેને બદલે પ્રભુ દર્શન કરીએ તો જ આનન્દ માણીએ.

× × ×

ઉપર પ્રમાણે લખ્યા પછી આપનું કવર મળ્યું છે......દુકાન સંબંધી હકીકત જાણી. એ ઉપરથી સમજાય છે કે પાછી કાપડની દુકાન ખોલવા વિચાર છે. દરેક ધંધામાં ખંત, જાત મહેનત, જાતિ દેખરેખ, તેમાં જ ઓતપ્રોતપણું, વગેરે હોય તો સફળતા મળે છે જ. એ જ. દા. પોતે.

૧૨

ૐ

રાંદેર, તા૦ ૧૩-૮-૩૨

સચ્ચિદાનંદ સ્વરૂપ ! સૌ. મણિબહેન

× × × આળસને લીધે જ પત્ર લખાયો ન હતો. બાકી તબિયત તો બંનેની સાધારણ ચાલ્યા કરે છે. વખતોવખત તબિયત સંબંધી શું લખવું ? કોઇ દિવસ કાંઇ તો કોઇ દિવસ કાંઇ એમ ચાલ્યા કરે છે. મીસિસ ચંદુભાઇ મોટા શું થાય ? એમના પોતાનામાંથી જ પરવારતા નથી. રાતના શાંતિ લઇ શકે છે. તે વખતે થોડો વખત કાંઇ વાંચવાનું અને તેથી મનને આનંદ આપવાનો વખત રાખ્યો છે. ચાર પાંચ જણા બીજા

સંતના એકઠા થાય છે એટલે શાંતિથી આનંદ લઈએ છીએ, અને દિવસ નિર્ગમન કરીએ છીએ.

જ્યાંસુધી શરીર છે ત્યાંસુધી ઉપાધિઓ આવ્યા જ કરવાની. પણ તેમાં આનંદ લૂંટી શકાય છે એ જ મહા કૃપા છે. જ્ઞાની, મહાત્મા, વગેરે કોઇની ઉપાધિ મટી નથી, અને ટળવાની નથી. પણ સાથે જ્ઞાન, ભક્તિરૂપ હથિયાર હોય તો આનંદ કરી શકાય છે. નાનપણથી એ તરફનું લક્ષ છે અને કાંઇક સંસ્કાર પડયા છે એથી આનંદ છે. મૂંઝવણ થતી નથી. મૂંઝવણ ઉપર વિચાર કરવાથી કાંઇ વળે તેમ નથી. એથી એ બલાને ખૂણામાં ફેંકી દઇ આનંદ લૂંટવો એમ નક્કી કર્યું છે, અને એવી રીતે કરવા બધાને સલાહ છે. દેહ ઉપર મનને બેસવા દેવું નહિ. દેહનો વિચાર આવે કે બધા સગાં, સંબંધીઓનો, સંજોગોનો વિચાર આવે છે તેથી એ વિચારવા યોગ્ય જ નથી, એમ કરી તેનો વિચાર ઓછો આવવા દેવો. થવાનું થયા કરે છે તેમાં આપણે "સાક્ષી આત્મા" ને શું? જાણે અજાણે પણ દેહના ઉપર મમત્વ આવી ચઢે છે કે બધા આનન્દમાં ભંગાણ પડી જાય છે. માટે રસ્તો એટલો જ કે એ દેહરૂપી બાધા મરી જ ગઈ છે–દેહ એ મુડદું જ છે–એને આપણે ઉઠાડી ચલાવીએ એમ એ મુડદું ચાલે. જેમ મુડદાંનો વિચાર આવતો નથી તેમ એ દેહનો પણ વિચાર શાને માટે કરવો? જે જીવે છે તેને ભય છે, પણ જે મૂઓ તે નિર્ભય છે. શ્રીકૃષ્ણ પરમાત્મા જ્યારે અર્જુનને ઉપદેશ કરે છે ત્યારે એમજ સમજાવે છે કે બધા તારી દષ્ટિમાં જીવતા છે, પણ મારી દષ્ટિમાં બધા મરી રહેલા છે.

યોગવાસિષ્ઠમાં શ્રી વસિષ્ઠ મહારાજ રામચંદ્રજીને એમ જ કહે છે કે, જગત્ છે જ ક્યાં? જ્યારે જગત છે જ નહિ ત્યારે તેનો

વિચાર કેવો સંભવે ? અને કદાચ જગત્ હોય તો પરબ્રહ્મ સિવાય બીજું કાંઇ નથી. બધે એક જ તત્ત્વ વિલસી રહ્યું છે તેનો અનુભવ કરીએ ત્યારે વાસના, દુઃખ વગેરે કાંઈ હેરાન કરતા નથી.

શરીર દુઃખી થતું હોય તો તેનો દવાથી ઇલાજ કરીએ; અને રોગની શાંતિ થઇ તો વાહવાહ અને નહિ થઇ તો વાહવાહ ! આપણું કહી શકીએ એવું તત્ત્વ આખા જગતમાં કોઇ છે જ નહિ, અને છે તો તે આત્મતત્ત્વ ! એટલે જો તેને આપણું માનીએ ત્યારે તો કાંઇ દુઃખ છે જ નહિ. × × ×

૧૩

ૐ

રાંદેર-તા૦ ૧૬-૯-૧૯૩૩

સચ્ચિદાનંદસ્વરૂપ સૌ. બહેન વસંત તથા સાથ સર્વે–

......વધુ આનંદની વાત તો એ છે કે આપને પ્રભુ તરફની જાગ્રતિ થઇ છે. મનુષ્ય જન્મ થવાનો ધ્યેય તો પ્રભુ પ્રાપ્તિ કરી લેવાનો છે. તમારા આટલા વૈભવ સાથે એ તરફ જવાની વૃત્તિ થઇ છે એ તમારા શુભ સંસ્કારની વાત છે. એક સંત લખે છે કે, આ સંસારમાં ત્રણ વસ્તુ દુર્લભ છે. (૧) મનુષ્યજન્મ (૨) મુક્તિની ઇચ્છા (૩) મહાત્મા પુરુષોનો સમાગમ. પૈસાટકા, ઘરબાર, સંતાન, સગાંસંબંધી, મિત્ર વગેરે તો મળે, પણ પ્રભુ તરફ જવાની-તેને પ્રાપ્ત કરવાની પ્રબળ ઇચ્છા થવી એ મહા ભાગ્યની વાત છે.

હું મુંબાઇ આવ્યો હતો ત્યારે આપને કાંઇ કાંઇ સૂચન કર્યાં હતા. તેમાં હું ભૂલતો નહિ હોઉં તો એક સૂચન કર્યું હતું કે આખા દિવસમાં કેટલા શુભ અને કેટલા અશુભ કર્મો કર્યાં તેનો રાતના સૂતા પહેલાં વિચાર કરવો. અશુભ કર્મો કર્યાં હોય તેમાંથી

બીજે દિવસે કાંઇ પણ અશુભ કર્મ ન કરૂં એવો સંકલ્પ કરવો. દાખલા તરીકે, ક્રોધ થયો હોય તો રાતના સૂતાં પહેલાં વિચાર કરવો કે મારે આવતી કાલે ક્રોધ કરવો જ નથી. બીજે દિવસે સવારે પાછો સંકલ્પ કરીએ કે આજે મારે ક્રોધ કરવો જ નથી. એવો જો દૃઢ સંકલ્પ કર્યો હોય તો ક્રોધનો પ્રસંગ પ્રાપ્ત થવા છતાં ક્રોધ જરૂર અટકી જશે. આથી આપણી ત્રુટિઓ નીકળતી જશે અને હૃદય શુદ્ધ થતું જશે. પછી શુભ કર્મો કર્યાં હોય તેનો વિચાર કરીએ. દાખલા તરીકે, કોઇને પાંચ રૂપિયા આપ્યા એ થયું શુભ કર્મ, પણ તેમાં અહંકાર આવવાનો સંભવ છે. માટે વિચારીએ, શુભ કરનાર હું કોણ માત્ર? મારાથી તો પાંદડું પણ હાલતું નથી. માટે જેની શકિતથી આ શુભ કર્મ થયું તેને એ બધું માન ઘટે છે. આમ કરવાથી અહંકાર નિવૃત્ત થાય છે. જ્યાં આવી વૃત્તિ થાય ત્યાં અંતઃકરણ એકદમ નિર્મળ થઇ જાય છે, અને પ્રભુ તરફનો પ્રેમ એકદમ કૂદકે અને ભૂસકે આગળ વધે છે.

મહાત્મા શ્રી ગાંધીજીનું પ્રિય ભજન "વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડ પરાઇ જાણે રે" મોઢે કરીએ, અને એ ભજનમાં કહેલા બધા ગુણો આપણા જીવનમાં ઉતારવાને પ્રયત્ન કરીએ.

લિ૦ ચંદુમામાના સપ્રેમ આશિષ

૧૪

ૐ

અમદાવાદ, તા૦ ૨૮-૧૦-૩૭.

સચ્ચિદાનન્દસ્વરૂપ ! સૌ. બહેન વસંત,

× × ×

આપના પત્રમાં હતું કે ભક્તિ, શ્રદ્ધા વગેરે વધે એવું કાંઇક મારે લખવું, પણ હું શું લખું? લખાણ તો આપણા શાસ્ત્રમાં

ઘણું લખાઇ ગયું છે. શ્રી ભગવદ્ગીતાના શ્લોક મોઢે કરવાના શરૂ કરી દ્યો, અને સાથે સાથે એના અર્થ પણ સમજતા જાઓ. સ્વામી શ્રી રામતીર્થના પુસ્તકો વાંચો અને તેની ઉપર વિચાર કરો. સ્વામી શ્રી વિવેકાનંદના ગુરુ શ્રી રામકૃષ્ણ પરમહંસના બોધવચનો વાંચો; એમાંથી ઘણું જાણવાનું મળશે. આપ કાંઇ પ્રશ્ન પૂછો તો તેના જવાબ હું લખું. વાંચતા કાંઇ ન સમજાય તો તે પુછાવો.

મને એમ લાગે છે કે કાંઇક પદ્ધતિસર પણ જાણવું જોઇએ. જો તેમ થાય તો સમજવામાં ઘણી સરળતા આવી જાય છે. મનુષ્યજન્મ કેવળ ભોગ ભોગવવા માટે નથી. એ બધી ઇંદ્રિયોના ભોગો તો પશુ પક્ષિ યોનીઓમાં પણ મળે છે. પણ મનુષ્યને મન, બુદ્ધિ, વિ. આપવામાં આવ્યા છે તે વિવેક કરી, મનુષ્ય જન્મનો હેતુ શો તે સમજવા માટે છે, અને તેમ કરી વિષયો ઉપર કાબુ મેળવી પ્રભુ તરફ જવા માટે મનુષ્ય જન્મ છે, એમ મારૂં માનવું છે અને તેથી જ મારૂં આ તરફ જવું થયું છે. વિષયોનો વિચાર કરતાં ઉપર લખવા પ્રમાણે મને સમજાયું અને ગીતા વગેરે એ બાબતની સાક્ષી પૂરે છે. જન્મવું, ભણવું, ગણવું, પરણવું, છોકરાં વગેરે પેદાં કરવાં, એમના લગ્ન કરવાં, તેમને ભણાવવા એમાં જ માણસનું જીવન સમાપ્ત થતું નથી. અત્યારે પણ ધર્મની એજ દશા થઇ રહી છે કે ઉપર પ્રમાણે બધો વ્યવહાર કરવો અને ત્યાર બાદ ફુરસદ મળે તો જ પ્રભુનું સ્મરણ વગેરે કરવું, જેથી લોકો કહે કે આ માણસ ધાર્મિક છે! ધર્મ તો હૃદયનો પ્રશ્ન છે. એ વાત હૃદયમાં પ્રવેશ કરે ત્યારે મનમાં એક જ તાલાવેલી થાય છે કે પ્રભુના કેમ કરી દર્શન કરૂં, તેને કેમ મેળવું, શાંતિ અને શાશ્વત સુખ કેવી રીતે અનુભવું? આ બધા તેના (જિજ્ઞાસુના) મનના મનોરથો હોય છે. તે બોલતો નથી

પણ આ તેના હૃદયની આગ હોય છે, અને તે મેળવવા માટે હંમેશાં પ્રયત્નશીલ રહે છે. સંસારના પદાર્થો છેહ દેવાવાળા છેઃ તેની એને બરાબર ખબર હોય છે. આજે મિત્ર હોય તે કાલે શત્રુનું પણ કામ કરે, અગર તેને છોડી પ્રભુધામમાં ચાલ્યો જશે. આ બધા દુનિયાના અનુભવો પોતાની આંખ આગળ બનતા જુએ છે, અગર પોતાને પણ આવા અનુભવો થાય છે. એટલે જગતના પદાર્થોની દરકાર ન કરતાં એ પોતાનું ધ્યેય છે તેના તરફ દૃષ્ટિ રાખી, વૈરાગ્ય કરી, વિવેક સહિત આગળ ને આગળ ચાલ્યો જાય છે. તેમજ દુનિયામાં બનતા બનાવોથી ગભરાતો નથી, કારણ તે જાણે છે કે પ્રકૃતિનો એ સ્વભાવ છે, એમાં નવું કશું બન્યું નથી. પોતાની ઇંદ્રિયો અને મન ઉપર કાબૂ મેળવતો જાય છે અને આનંદ કરે છે. પણ તેનો આનંદ બીજા ન સમજે એવો હોય છે. અનુભવીઓ હોય તે એ વાત સમજે. જેમ ડોકટરો સમજે કે કઇ દવા કયા રોગ ઉપર અપાય છે અને એથી કેવો આનંદ થશે તેમ. એકલી પાઠપૂજાથી સમાપ્તિ થતી નથી–શરૂઆતમાં તેની જરૂર હોય છે, પણ ત્યાં જ અટકી જવાનું નથી. જ્યાંસુધી હૃદયશાંતિ થાય નહિ ત્યાંસુધી તેનાથી અટકવાનું નથી.

હમણાં તો નાસ્તિકવાદનું જોર વધારે છે. પુષ્કળ શકિતનો દુરુપયોગ થઇ રહ્યો છે. સાચી વાત સાંભળવાની પણ લોકોને ફુરસદ નથી. તેમજ કયા માણસ પાસે જવાથી સાચો રસ્તો મળશે એની પણ ગમ નથી. એમ થવાનું કારણ પણ લોકોને મળ્યું છે કે, બહારથી તો લોકો વાતો બનાવીને કરે છે પણ અંદરથી પોલં પોલ નીકળે છે. પણ હું તો માનું છું કે ધર્મ તો વર્તવાની વસ્તુ છે, આચરણમાં ઉતારવાની વસ્તુ છે; એકલી બોલી જવાની કે ભાષણ કરી જવાની વસ્તુ નથી. હું માનું છું

કે માણસ આખી ગીતા કંઠસ્થ અર્થ સાથે બોલી જાય અને વર્તનમાં મીંડું નીકળે. આ બધાનો અર્થ એટલો જ થયો કે જો પ્રભુ તરફ જવું જ હોય તો સુંદર ચારિત્ર પહેલાં બનાવવું, પછી એવા પુસ્તકોનો અભ્યાસ કરવો. આપણી ઇચ્છા પ્રમાણે ન થાય તો દુ:ખ ન લાગવું જોઇએ, પણ હંમેશાં પ્રયત્નશીલ રહેવું.

પત્રમાં લખવાથી બધું સ્પષ્ટ થતું નથી. જાતે મળો ત્યારે પૂછશો, અને રામકૃષ્ણ પરમહંસના બોધવચનો જરૂર વાંચો. એમાં શંકા કરશો નહિ. વિશેષ તો શું લખું? હાલ આટલું તો કરો અને આનંદ કરો. ... ... લિ૦ ચંદુમામાના શુભાશિષ

૧૫

ૐ

અમદાવાદ, તા૦ ૯–૧૧–૩૭

સચ્ચિદાનંદ સ્વરૂપ ! સૌ. મણિબહેન.

× × ×

આપ મનની શાંતિ ભોગવો છો અને જાપ વગેરે કરો છો જાણી આનંદ. તેમજ શેઠ છબિલદાસભાઇ* પણ વાંચન વિચારમાં લાગ્યા રહ્યા છે જાણી વિશેષ આનંદ.

બાહ્ય ઉપાધિઓ તો આવ્યાજ કરવાની પણ તેને નહિ માનવામાં મજા છે. આ શરીર જ મહાઉપાધિ છે અને મન તેને હું કરી માને એ મહાન વ્યાધિ છે. મન જો આત્મામાં–પ્રભુમાં–સાક્ષીમાં શમી ગયું તો પછી શરીર રહો કે જાઓ બંને સરખું છે. મન જ માયા છે. ક્યારે કેમ ઉત્પન્ન થાય છે એ કહી શકાતું નથી. મન જો સમજાઇ ગયું, પકડાઇ ગયું તો માયા પણ પકડાઇ ગઇ સમજવી. × × ×

* મણિ બહેનના પતિ.

સૌ. બહેન લક્ષ્મીને પણ કહેશો કે ૐનો ખૂબ જપ કરે અને સ્વામી રામતીર્થના પુસ્તકો જરૂર વાંચે. વહેલું મોડું એ રસ્તે આવ્યા સિવાય શાંતિ મળવાની નથી, માટે જેટલા જલદી ચેતીએ તેટલું સારૂ. કેમ કરશે કે?

× × ×

લિ. ચંદુભાઇના જય સચ્ચિદાનન્દ

૧૬

ૐ

રાંદેર તા૦ ૨૩-૨-૩૮

સચ્ચિદાનંદ સ્વરૂપ! બહેન મણિબહેન

...... ગઇ કાલે મંગળવારે અમો બધા હરિપુરા કોંગ્રેસમાંથી સુખરૂપ રાંદેર આવી ગયા છીએ...... કોંગ્રેસ વખતે ઠંડી સારા પ્રમાણમાં પડી. જોધપુરવાળા બાબુજી સાથે હતા તે ગયા રવિવારે કોંગ્રેસમાંથી બારોબાર જોધપુર ગયા છે.

...... શરીર વગેરેને ભૂલી આત્મસ્થ રહેવામાં જીવનનું સાફલ્ય છે. આઘાતો આવવાના અને જવાના-(કારણ જગત)- તેમાં મનનું સમતોલપણું રાખવાનું છે. માણસે પોતે જ પોતાના પ્રયાસથી શાંતિ મેળવવાની છે. ગુરુ કે શિષ્ય, સગું કે વહાલું કોઇ કામમાં આવતાં નથી; એ બધા માર્ગદર્શક હોઇ શકે, પણ આપણી શાંતિ તો આપણે પોતાની મેળે મેળવવાની છે. એ જ ખરો પુરુષાર્થ છે. બધું સીધે સીધું ચાલતું હોય ત્યારે તો બધા શાંતિ રાખે, પણ કપરા પ્રસંગો આવે ત્યારે શાંતિ રાખવાની છે, અને તે આત્માનુભવથી જ આવે. બીજો કોઇ ઇલાજ નથી. ભકતો, જ્ઞાનીઓ, યોગીઓ બધા રોયા (રડયા) છે અને રોય (રડે) છે, પણ એમાંથી જેને આત્માનુભવ થયો છે તેઓ જ બચ્યા

છે. કોઇના આગળ આપણું દુઃખ રડવાથી દુઃખ ફેડાતું નથી, પણ દુઃખની યાદ તાજી થાય છે. દુઃખ એની પણ કોઇ વ્યાખ્યા નથી. મારી સમજમાં તો આત્માનુભવથી વંચિત થવું એ જ દુઃખ છે. જે જે કામ સામે આવે તે કર્યે જાઉં છું. કયા કામને શ્રેષ્ઠ માનવું અને કયા કામને કનિષ્ઠ માનવું ? દરેક કાર્ય (આપણું) આત્માના રંગથી રંગાયલું હોય એટલું જ જોવાનું છે. મારૂં તો દરેક કાર્ય પ્રભુમય થયા કરે છે, કારણ મારૂં શરીર વગેરે એનાથી કયાં ભિન્ન છે ? જગતમાં એકજ તત્ત્વ છે–બીજું તત્ત્વ છે જ નહિ. હું મારૂં અહમ્ ઉપાડી ભેદ પાડું એમાં મને કોણ રોકે અને અભેદ અનુભવું (અહમ્‌ને ન ઊઠવા દઇને) તો પણ રોકે કોણ ? આ રીતે વિચારવાનું છે. જગત તો બોલ્યા જ કરવાનું છે, પણ આપણને જે ઠીક લાગે તે, હૃદયપૂર્વક, કોઇનું બૂરુ ચિંતવ્યા સિવાય, કરે જવું એ જ વ્યવહારમાં વર્તવાનો માર્ગ છે. કાંઈ પણ દુઃખમય કે વિરોધી લાગે ત્યારે એટલું જ વિચારવાનું છે કે અહમ્ એકદમ ઊઠયું છે અને હવે પોતાનો પ્રભાવ ચલાવવા માંડયો છે. એ અહમ્‌ની જાગ્રતિને રોકવી એજ યોગ, એજ ભક્તિ, એજ જ્ઞાન છે. ચોપડી વગેરે આમાં કાંઇ કામમાં આવતાં નથી. આ તો જીવન જીવવાની કૂંચી છે.

× × × × ×

લિ૦ ચંદુભાઇના જય સચ્ચિદાનંદ

૧૭

ૐ

અમદાવાદ ૯–૨–૩૯

સચ્ચિદાનંદ સ્વરૂપ ! બહેન મણિબહેન.

× × ×

ભૂતપિશાચના સંબંધમાં ચંદુની માન્યતા એવી છે કે આપણું મન જ ભૂતરૂપ બની જાય છે. જ્યારે સર્વત્ર આત્મા સિવાય

બીજું કાંઇ નથી ત્યાં ભૂત પિશાચ કેવાં? આપણે આત્મા છીએ-સાક્ષી છીએ-એમાં જો દૃઢ હોઇએ અને રહીએ તો સામા માણસની કોઇ પણ વાત આપણને અસર કરી શકતી નથી. આત્માને કાંઇ અસર પહોંચતી નથી. જ્યારે શરીર અને મનને "હું" તરીકે માનીએ ત્યારે જ જગતની ઉપાધિ ચારે તરફથી આપણને ઘેરી લે છે; પણ તે શરીર, મન આદિ આપણે છીએ જ નહિ તો કોણ કોને અસર કરી શકે? જો સૌ. બહેન......ને ખરાબ સ્વપ્ન આવતાં હોય તો રાતે સૂતી વખતે હાથ-પગ, મોઢું ઠંડા પાણીએ ધૂએ, ૐ નો જાપ કરે, અને ૐ એક કાગળ ઉપર લખી ઉશીકા નીચે મૂકી સૂઇ જાય તો કાંઇ અસર થશે નહિ, પણ મીઠી ઊંઘ આવશે અને આનંદ થઇ જશે. સાથે સ્વામી રામતીર્થમાંથી ઉપાસના અને પ્રાણાયામ ઉપરના ભાષણો બેત્રણ વખત ફરી ફરી વાંચે. બધી નિર્બળતાઓ ધોવાઇ જશે અને આખું વાતાવરણ પ્રફુલ્લિત લાગશે.

આપણને કોઈ કાંઇ કરી શકતું નથી. માટે બિલકુલ ગભરાશો નહિ. આપણે આપણા મનને અમુક જાતનો રંગ આપીએ છીએ, અને રંગ જ્યારે દેખાય ત્યારે ગભરાઇએ શાના? ભૂત કેવું અને પિશાચ કેવું? અને કદાચ સ્વપ્નમાં દેખાયું તો તેથી ડરીએ શાના? સ્વપ્નું મનને આવ્યું કે આત્માને આવ્યું? તો જેને (મનને) સ્વપ્નું આવ્યું હોય તેનો જાણનાર મનથી-સ્વપ્નથી-"હું" જુદો છું. એવાં તો લાખો સ્વપ્નો અને લાખો જગત્ ઉત્પન્ન થયા કરે છે અને કરશે, પણ તેથી મને (આત્માને) શું? આ સૌથી સહેલો શાંતિનો ઉપાય છે તે છોડી દૂર કયાં જવું? લગાર પણ ગભરાવ નહિ. બધું શાંત થઇ જશે. થોડોક વિવેક કરવો જોઇએ. વિવેકનો અર્થ સત્ય શું છે તે શોધી કાઢવું જોઇએ, અને તે શોધ્યા પછી તેમાં તલ્લીન રહેવું જોઇએ. જોઇએ તો આ કાગળ સૌ. બહેન...ને

વાંચવા મોકલી આપશો, અગર બંગલે બોલાવી પાસે બેસી સમજાવશો. ખૂબ શાંતિ આવી જશે. જરા પણ ચિંતા કરશો નહિ.

આપને એક ફેરા લખી આપ્યું હતું તે યાદ હોય અગર લખેલું હોય તો સૌ. બહેન...ને આપશો. તેની શરૂઆત નીચે પ્રમાણે થાય છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| હું સત્ છું રે લાલ, | ૐ | ૐ | ૐ | ૐ | ૐ |
| હું ચિત્ (ચૈતન્ય) છું રે લાલ, | ,, | ,, | ,, | ,, | ,, |
| હું આનન્દ છું રે લાલ, | ,, | ,, | ,, | ,, | ,, |
| હું સાક્ષી છું રે લાલ, | ,, | ,, | ,, | ,, | ,, |
| હું શરીર નથી રે લાલ, | ,, | ,, | ,, | ,, | ,, |
| મારે માતા પિતા નથી રે લાલ, | ,, | ,, | ,, | ,, | ,, |
| મારે સગાં સંબંધી નથી રે લાલ, | ,, | ,, | ,, | ,, | ,, |
| મારે શત્રુ મિત્ર નથી રે લાલ, | ,, | ,, | ,, | ,, | ,, |
| મારે કોઇ રોગ નથી રે લાલ, | ,, | ,, | ,, | ,, | ,, |
| મારે જન્મ મરણ નથી રે લાલ, | ,, | ,, | ,, | ,, | ,, |
| હું મન નથી રે લાલ, | ,, | ,, | ,, | ,, | ,, |
| મારે સુખ દુઃખ નથી રે લાલ, | ,, | ,, | ,, | ,, | ,, |
| મારે રાગ દ્વેષ નથી રે લાલ, | ,, | ,, | ,, | ,, | ,, |
| મારે બંધ મોક્ષ નથી રે લાલ, | ,, | ,, | ,, | ,, | ,, |
| મારે કામ ક્રોધ લોભ મોહ નથી રે લાલ, | ,, | ,, | ,, | ,, | ,, |

... વગેરે, વગેરે ખૂબ હૃદયપૂર્વક બોલવું જોઇએ.

બધાં દુઃખો ટળી નાં જાય તો ચંદુ જુમ્મેદાર છે. હૃદયપૂર્વક શ્રદ્ધાથી બોલો. જગતનો કોઇ પણ પદાર્થ નથી કે તમારી

સામે ચૂંચાં કરે. (આ પ્રમાણે) ભાઇ...જાતે કરે તો બધી ઉપાધિમાંથી છૂટી જાય, પણ તેમ કરશે નહિ માટે તમારે એની પાસે બેસી ઉપર લખ્યા પ્રમાણે જોરથી બોલ્યા કરવું; એ એની મેળે આ વાત પકડી લેશે. એને એમ ન કહેવું કે તું પણ આ પ્રમાણે બોલ......

લિ. ચંદુભાઇના જય સચ્ચિદાનંદ.

૧૮

ॐ

અમદાવાદ, તા૦ ૧૭-૨-૩૯

સચ્ચિદાનંદ સ્વરૂપ! સૌ. બહેન વસંત

......આપની શારીરિક સ્થિતિ સારી નથી એ જાણ્યું, તેમજ માનસિક સ્થિતિ પણ જેવી જોઇએ તેવી નથી. ચંદુ આપને એક જ વાત પૂછે છે કે, આપ કોણ છો? આપ શરીર છો કે મન છો કે સાક્ષી છો? જો આપ શરીર હો તો શરીર પંચભૂતનું છે, આપનું નથી. ત્યારે જે શરીર તમારૂં નથી, તમે નથી તેની તમે ચિંતા શું કામ કરો છો? એની ચિંતા પંચ મહાભૂતને સોંપવી જોઇએ, કારણ તે તેનું છે. કદાચ માનો કે તમે તેનો વિચાર કરો, તો એવી રીતે કરવો જોઇએ કે જેમ તમારૂં લૂગડું તમારાથી જુદું છે-લૂગડાંને ડાઘો પડવાથી તમે એમ કહેતા નથી કે મને ડાઘો પડયો. લૂગડું જેમ તમારાથી જુદું છે તેમ તમે શરીરથી પણ જુદા છો; માટે શરીરને કાંઇ થાય તેથી મને આમ થયું છે કે તેમ થયું છે એમ ચિંતા હોઇ શકે નહિ.

હવે મનની વાત લઇએ. તમે પોતે જ લખો છો કે મન નિર્બળ બન્યું છે, મનમાં વિચારો આવે છે. તો "મન નિર્બળ બન્યું છે, મનમાં વિચારો આવે છે" એ વાતને તમે પોતે જાણો

છો, જેથી મનથી તમે જાણનાર-સાક્ષી-જુદા છો. જે પદાર્થને આપણે જાણીએ તે પદાર્થથી આપણે જુદા. આપણે શરીરને જાણીએ, ઇંદ્રિયોને જાણીએ, મનને જાણીએ, બુદ્ધિને જાણીએ, ચિત્તને જાણીએ, પ્રાણો જાણીએ, એટલે એ બધાથી આપણે જાણનાર-સાક્ષી-જુદા છઇએ એ નિઃસંદેહ વાત છે. તો શરીર ઇંદ્રિય, મન, બુદ્ધિ, વગેરેના ધર્મ આપણને લાગુ જ કેમ પડે? એટલે હું કેવો? અશરીરી, ઇંદ્રિય, મન, વગેરેથી જુદો. જેથી શરીર, મન, વગેરેના સુખ કે દુઃખ મને (સાક્ષી-આત્માને) સ્પર્શ કરતા જ નથી.

આપ પોતે લખો છો કે મન નિર્બળ બન્યું છે, પણ તમે પોતે મન તો નથી જ ને? તમે તો જેમના તેમ છો, એટલે હવે એક જ વિચાર કરવાનો રહ્યો કે, "હું (સાક્ષી-ચૈતન્ય-આત્મા) નિર્બળ વગેરે ભાવોથી પર છું. મારે તો કોઇ સગું વહાલુંએ નથી, સંબંધીએ નથી, શત્રુ મિત્ર નથી, કોઇ રોગ નથી, જન્મ મરણ નથી, કામક્રોધ નથી, લોભ મોહ નથી, રાગદ્વેષ નથી, બંધ કે મોક્ષ નથી, કોઇ જાતનો ભય નથી, સુખ નથી કે દુઃખ નથી." પણ આ વસ્તુ બહાર બોલવાની નથી, અંતર અનુભવવાની છે, અને તે પ્રમાણે ભાવ લાવવાનો છે. આટલું ઉપર લખ્યું તેટલું ભાવ સહિત રટણ કરો, અને ભાવમાં ઉતારી તો જુઓ! આનંદ-આનંદ આવશે. સુખ, દુઃખ, રોગ, વગેરેના વિચારો બધા ચાલ્યા જશે. જો તમે આ પ્રસંગે અમદાવાદ હોત તો વધારે સ્પષ્ટીકરણ થાત. બરાબર ફરી ફરી આ વાંચી જોશો એટલે ચંદુ શું કહેવા માંગે છે તે સમજાઇ જશે. × × ×

શ્રી રામતીર્થ વાંચો છો તે સારૂં કરો છો. તેમાંથી વખતો વખત વાંચ્યા કરશો.

એ સિવાય જે પુછાવવા જેવું હોય તે પુછાવશો. લગાર પણ સંકોચ રાખશો નહિ......

લિ૦ ચંદુમામાના શુભાશિષ

૧૯

ૐ

અમદાવાદ તા૦ ૩-૭-૩૯

સચ્ચિદાનંદ સ્વરૂપ! સૌ. બહેન મનોરમા.

× × × આપની બહેનપણીની આફતની કહાણી વાંચી મન અંદરથી રડી રહ્યું છે. દુઃખનો વિચાર એ નિર્બળતા છે. નિર્બળતાના વિચારથી કોઇને બળ મળતું નથી. એટલે એ મનના વિચારને કાઢે છૂટકો છે. જે વિચાર આપણામાં નવું બળ આપે તેને પકડવા જોઇએ. નિર્બળતા એ જ પાપ છે. જ્યારે માણસ નિર્બળ બને છે ત્યારે પાપ તરફ પ્રેરાય છે. માટે મનને નિર્બળ બનવા દેવું જોઇએ નહિ. ત્યારે મનને બળ મળે એનો ઉપાય યોજાય તો જ બધી બલાઓમાંથી છૂટીએ. આપણા ઉપર જ અમુક વિઘ્ન આવે છે એવું નથી. જ્ઞાની, યોગી, ભકતો કે જેટલી મહાન વ્યકિત થઇ ગઇ તેમના દરેકની ઉપર એક યા બીજે રૂપે વિઘ્નો અગર આફતો આવી છે જ. પણ તે વખતે તેમણે શાંતિથી સહન કર્યું અને તેથી તેઓ મહાન થયા. એવી તો કેટલીએ વ્યકિત હશે જેમને આપણા કરતાં વિશેષ દુઃખો પડયાં હશે-જેને જગત્ ઓળખતી પણ ન હશે. પણ તે સર્વેએ દુઃખને વખતે હિંમત છોડી ન હોય પણ હસતે મુખડે તેમનો સામનો કર્યો હશે અને કરે છે. આ બધું દુઃખ કોની ઉપર છે તેનો આપણે વિચાર કરતા નથી માટે જ એ દુઃખો મહાન લાગે છે. આપણે પહેલો વિચાર એ કરવો ઘટે છે કે એ દુઃખોનો ધક્કો કયાં સુધી

પહોંચે છે? વિચારતાં દેખાશે કે એનો ધક્કો મન સુધી પહોંચે છે, મનની પેલે પાર એ ધક્કો લાગતો નથી. આપણા દરરોજના અનુભવની વાત છે કે ઊંઘમાં ઊંઘી જઇએ છીએ ત્યારે સુખ કે દુઃખ એમાંથી કોઇ આપણને લાગતા નથી. એટલે જ્યારે આપણે શરીરને ભૂલ્યા, મનને ભૂલ્યા, બુદ્ધિને ભૂલ્યા ત્યારે એ સુખ-દુઃખ, મારા તારા (રાગદ્વેષ) કામ, ક્રોધ, લોભ, વિ. થી પર થયાં. એટલે સમાધાન એટલું જ આવ્યું કે, જાગ્રતમાં એ શરીર, મન, બુદ્ધિ, વિ.ને ભૂલવાં. પણ ભૂલાય કેમ કરી? જો આપણે જાગ્રત થઇએ કે "હું" આત્મા છું, "સાક્ષી" છું, શરીરના બધા વ્યાપારને તેમજ મન, બુદ્ધિ વગેરેના વ્યાપારને જાણીએ છીએ, અને એ બધાથી આપણે જુદા છીએ, એમ વિચારથી અનુભવી તેમાં દૃઢ થઇએ તો જ બને. આજે નહિ, તો થોડા દિવસ, મહિના કે વર્ષો પછી, કે જન્મો પછી એ અનુભવ કર્યા સિવાય છૂટકો નથી. આપણા દુઃખો વગેરે એટલા માટે હોય છે કે આપણે પ્રભુ તરફ, આત્મા તરફ વિશેષ દૃઢતાથી જઇએ. જે જે પદાર્થને આપણે જાણીએ તે બધાથી આપણે જુદાં છીએ એ આપણા અનુભવની વાત છે. એટલે આપણું ખરૂં સ્વરૂપ (આત્મા) બધાથી જુદું છે જ. એમાં જવા આવવાપણું, જન્મવા કે મરવાપણું છે જ નહિ. એ તો દેહનું જવું આવવું થાય છે. આપણે જનારનું દુઃખ લાગે છે તેનું કારણ પણ જનારની ઉપયોગિતા, પ્રેમ (મોહ) વિ. છે. બાકી શરીર દૃષ્ટિથી પણ કાંઈ ગયું નથી. પંચ મહાભૂત પંચ મહાભૂતમાં મળી ગયા. આપણે જે રડાવે છે તે આપણો મોહ છે. ઉપર લખેલું સમજાય તો એ શ્રેષ્ઠ માર્ગ છે. એ સિવાય પણ બીજા રસ્તા એ દુઃખને ભૂલવાના છે. પ્રભુના નામનો સતત જપ કરીએ, પ્રભુનું ભજન ભાવપૂર્વક કરીએ, એનું ફુરસદ હોય તો

ધ્યાન ધરીએ, અને પ્રભુ સર્વત્ર છે, નજીકમાં નજીક છે એટલે મારાં અને સર્વેનાં રોમેરોમમાં, અણુમાં એજ છે, એટલે દુઃખ હોય કે સુખ હોય તે બધું તેને છે. મારી બધી ક્રિયાઓ અને ક્રિયામાં એજ પ્રેરક જ્ઞાતા છે. પછી મને દુઃખ કેવું? થવાનું થાય છે, ન થવાનું થતું નથી; રતીભર ઘટતું નથી કે રતીભર વધતું નથી. એમાં મારે શોક કેવો? મોહ કેવો? આટલું પણ ન થતું હોય તો સ્વામીશ્રી રામતીર્થ જેવાના પુસ્તકો વાંચો. દરરોજ થોડું થોડું વાંચો, અને વાંચ્યા પછી પચાવવા પ્રયત્ન કરો. એમ કરી સત્સંગ મેળવવો. મનુષ્ય-અનુભવી-સાથે સત્સંગ થાય તો સારો, પણ આજકાલ જો આપણને પરીક્ષા કરતાં ન આવડે તો તે અવળે માર્ગે લઇ જાય અગર પોતાના સ્વાર્થને માટે ખાડામાં પણ ઉતારે અને ધારેલા ધ્યેયને ન પહોંચતાં ક્યાંય આપણું નાવડું અથડાવી મારે. માટે પુસ્તકો દ્વારા સત્સંગ મેળવવાની વાત લખી છે. મને જે સમજાયા છે તે રસ્તા લખ્યા છે. એમાં લખ્યા પ્રમાણે જો આચરણ થાય તો જરૂર લાભ થયા વિના રહે નહિ. કાગળમાં પૂછ્યા સિવાય શું લખું? માટે કાંઇ ગૂંચ હોય તો પુછાવશો. × × ×

લિ૦ ચંદુમામાના શુભાશિષ–

× × × પત્ર પહોંચ સરખી મળશે ખરી કે?

૨૦

ૐ

અમદાવાદ, તા૦ ૨૯–૭–૩૯

સચ્ચિદાનન્દ સ્વરૂપ! સૌ. બહેન મનોરમા,

અત્રે સર્વે કુશળ. આપનો પત્ર મળ્યો વાંચી આનન્દ કે ગયા પત્રથી આશ્વાસન મળ્યું. આ પત્રમાં મનમાંથી નિર્બળતાના

વિચારો કેમ કાઢવા તે પૂછાવ્યું. પત્ર લખવામાં આળસ છોડશો કે? પહેલું તો એ વિચારવું કે જે જે પદાર્થને હું જાણું તે તે પદાર્થોથી "હું" જુદો છું. શરીરને "હું" જાણું એટલે શરીરથી જુદો. આથી શરીરના રોગો અને સંબંધીઓ હું નથી અને તે મારા નથી-એ તો શરીરના કહેવાય, ઇંદ્રિયોને "હું" જાણું એટલે બધી ઇંદ્રિયોથી જુદો, તેમજ મન તથા બુદ્ધિને જાણું એટલે મન, બુદ્ધિ વગેરેથી "હું" જુદો. શરીરના સુખ-દુઃખો, તેમજ મન વગેરેના સુખ-દુઃખોને હું જાણું એટલે શરીર, મન, વગેરે સુખ-દુઃખો "મને" સ્પર્શ કરતા નથી. આમ વખતો વખત બોલતાં જઇ પછી એ ભાવ પ્રકટ કરવો. બને તો એક ઓરડીમાં જઇ એકાંત બેસી પહેલે મોટેથી બોલવું શરૂ કરવું કે, "હું શરીર છું?" એમ પ્રશ્ન પૂછવો. જ્યાં સુધી હૃદયમાંથી જવાબ ન મળે ત્યાં સુધી એ પ્રશ્ન સતત પૂછે રાખવો. થોડીવાર થયે અંતરમાંથી જવાબ મળશે કે, "ના, હું શરીર નથી." ત્યારે આ શરીરના સુખ-દુઃખો અને તેના સંબંધીઓના સુખ-દુઃખ મને સ્પર્શ કરે છે? તરત જ એક પછી એક અંતરમાંથી જવાબ મળવા લાગશે. "ના, એ સુખ-દુઃખો મને સ્પર્શ કરતા નથી." ત્યાર પછી બીજો પ્રશ્ન પૂછવો કે, "મન હું છું?" ના, મન હું નથી; ત્યારે મનના સુખ દુઃખો મને સ્પર્શ કરતા નથી, કારણ શરીર, મન, વગેરેને હું જાણું છું, અને હું બધાથી જુદો હતો, છું અને રહેવાનો. આપણને નાનપણથી ઊંધો અભ્યાસ કરવાની ટેવ પડી ગઇ છે કે, "હું શરીર, મન, વગેરે છું." એ ઊંધા અભ્યાસને સાચી ટેવ પાડવી છે. આ નિર્બળ વિચારને કાઢવાનો સહેલામાં સહેલો અને અનુભવસિદ્ધ ઇલાજ મેં બતાવ્યો છે. એ ટેવ આજે નહિ પાડીશું તો કોઇ દિવસ પાડયા સિવાય છૂટકો નથી. આ સિવાય બીજો રસ્તો જ નથી. આટલું થઇ જાય પછી આગળ વધવું કે, હું શરીરને જાણું, મનને જાણું,

બુદ્ધિને જાણું, એટલે એ બધા ભાવોથી પર, બધાને જાણવાવાળો "સાક્ષી" છું. એ સાક્ષી કેવો? "અશરીર, અમન, અબુદ્ધિ, એટલે નિરાકાર, નિર્વિકલ્પ, નિર્વિકાર, સત્ છું, જન્મ મરણ રહિત છું." હવે મને સુખ કેવું અને દુ:ખ કેવું? રાગ (હું અને મારૂં) કેવો, અને દ્વેષ (તું અને તારૂં) કેવો? મને ભય શાનો? મારામાં અશાંતિ કેવી? મારે સગાં કેવાં અને સંબંધી કેવાં? મારે આ શરીર જોડે સંબંધ નથી તો તેના સંબંધી જોડે સંબંધ હતો જ ક્યારે? પણ આ બધું અંતર સમજવાનું–અનુભવવાનું છે; બહાર બોલવાનું નથી. બહાર તો જેવી ભાષા બોલતા હોઇએ તેમ જ બોલીએ. આમ અંતર આનંદની માત્રા વધતી જશે.

પછી આગળ વધતા જવું. પછી ઊંઘમાંથી ઊઠીએ ત્યારે પહેલો પ્રશ્ન પૂછીએ કે, કોણ ઊઠ્યું? તરતજ સમજાશે કે મન ઊઠ્યું, અને એ મને ઇંદ્રિયો જેમજ શરીરને જાગ્રત કર્યાં, અને "હું" (ખરો "હું") તો તેમનો તેમ રહ્યો છું, આ બધી ક્રિયાઓને જાણી રહ્યો છું. એવી રીતે વ્યવહારમાં દરેક ક્રિયા બદલાય કે પૂછીએ, એ ક્રિયા કોણે કરી, અગર એ ક્રિયા કોણ કરશે? આમ જો કર્યા કરશું તો મારી તો ખાતરી છે કે દરેક રીતે, હરેક સ્થિતિમાં આનંદ સિવાય કાંઇ અનુભવી શકીશું નહિ. આ પત્ર વારંવાર વાંચી જોશો અને હૃદયમાં બરાબર ઠસાવશો તો જરૂર દુ:ખને દેશવટો મળશે અને આનંદનો ઝરો વહ્યા કરશે. આ મહાવરો (પ્રેકિટસ) કરો. તમને એમ જ લાગશે કે આટલામાં બધી ગીતા, બધા ધર્મો આવી ગયા. વિશેષ શું? પાછું પૂછાવી ઉપકારી કરશો × × × × હાલ શ્રી......બહેન તરફથી કાંઇ પત્ર નથી તેમ જ તમારા પત્રમાં તે સંબંધે કાંઇ ઉલ્લેખ નથી. તેમના સંજોગો પ્રતિકૂળ હશે, પણ એ તો હિંમતવાળાં અનુભવી બાઇ છે, એટલે હિમાલય જેવી મુશ્કેલી આવે તોયે ડરે એમ નથી.

કારણ, અનુભવે એમ સમજાય છે કે આત્માને-સાક્ષીને કાંઇ લેપન નથી. કદાચ ભૂલેચૂકે નીચે આવી જવાય તો જરૂર અસર થાય, પણ પાછા સાક્ષ તરફ મનનું વલણ આવવું જોઇએ.

× × ×

લિ૦ ચંદુમામાના શુભાશિષ.

૨૧

ૐ

અમદાવાદ, તા૦ ૧૩-૮-૩૯

સચ્ચિદાનંદ સ્વરૂપ ! બહેન મણિબહેન

× × ×

આપનું ગાયત્રીનું રટણ ચાલુ હશે, નહિ તો કાયમ રાખશો. બળતાં હૃદયને શાંતિ આપવા રટણ એક અગત્યનો પાઠ ભજવે છે. પણ એના અર્થ અને ભાવસહિત રટણ અનેરો આનંદ આપે છે. આ મારો જાતિ અનુભવ છે. મનને વખતોવખત તપાસતા રહેવું પડે છે. એ મનને એની મરજી પ્રમાણે છૂટું મૂકયું કે જાતજાતના ઘોડા દોડાવે છે, એક પછી એક સંકલ્પની હારમાળા ચાલુ થાય છે. એ સંકલ્પને પૂર વેગમાં ચાલતો હોય ત્યારે અધવચમાં તોડી નાંખવો જોઇએ, અને તે વખતે "હું કોણ ?" એ પ્રશ્ન પૂછવાથી જલદી દોડ અટકી જાય છે. હું તો 'સાક્ષી" "પરબ્રહ્મ" છું એના વિચારમાં મન ગૂંથાયું કે તરત એ મનનું મનપણું ઊડી જાય છે અને પોતે સાક્ષાત્ બની જાય છે. એ જ સર્વ તપ, જપ, ભક્તિ, યોગ, જ્ઞાન, વગેરેનું અંતિમ ધ્યેય છે. એટલે આ વખતે ભાવ ઉત્પન્ન થાય છે અને એક મસ્ત દશા અનુભવાય છે. મેં ઘણા પ્રયોગો કરી જોયા અને મને ઉપર જણાવી તે કૂંચી લાધી છે, અને તેથી જ શાંતિ મળે છે અને

રહી શકે છે. આવો યોગ જો આપણને મળે તો પછી જીવનનું ધ્યેય સિદ્ધ થયું ગણાયું. બાકી સંસાર તો એક યા બીજે રૂપે એનો એ છે. એનો જેટલો વિચાર કરીએ તેટલી અશાંતિ દેખાવાની. આ પ્રેકટિસ કર્યા સિવાય છૂટકો નથી.

આપને કદાચ લાગતું હશે કે ચંદુભાઇ તો એમના કાગળમાં એકજધારી આત્માની વાતો લખ્યા કરે, પણ તેને બીજામાં મજા આવતી નથી. બહુ હૃદયમંથનને અંતે આ એક જ વાત સત્ય લાગી છે એટલે એ વાત જ—એ અનુભવ બીજા શબ્દોમાં લખાયા કરવાનો. ઠીક લાગે તેણે તેમ કરવું, નહિ તો કાતરિયા ગેપ માણસનું કથન સમજી ફેંકી દે તો વાંધો નથી. ખરો "હું" તો કાંઇ ફેંકી દઇ શકાવાનો નથી. એ "હું" તો કાયમ જ રહેવાનો. બધું ચાલ્યું જશે પણ એ "હું" કયાં જશે?

× × ×

૨૨

ૐ

અમદાવાદ, તા૦ ૪-૧૦-૩૯

સચ્ચિદાનંદ સ્વરૂપ! મણિબહેન તથા સાથ સર્વે,

× × × ભાઇ...ના ધર્મપત્ની પ્રભુ શરણ થવાના સમાચાર વાંચી દિલગીર થયો. એ ભાઇને માથે ભારે આફત આવી પડી. કોઇ એવું ન રહ્યું કે જ્યાં જઇ પોતાની હૈયા વરાળ કાઢી શાંતિ મેળવે. આપ એવું સ્થાન તેમને માટે છો એમની આપના કુટુંબ પ્રત્યે હાલ લાગણી છે. આપે પૂરતું આશ્વાસન આપ્યું હશે. થનાર અને થઇ ગયલી વસ્તુ ઉપર માણસ વિચાર કર્યા કરે તો ચાલુ પણ બગડે, તેથી જે આવ્યું હોય તે મૂગે મોઢે સહન કરે જ છૂટકો. એમની મૂંઝવણનો પાર નહિ હશે,, પણ શું કરી શકાય?

સર્વેને સદ્દબુદ્ધિ મળો અને તે દ્વારા નવો માર્ગ કાઢવા શક્તિમાન થાઓ એટલું માણસ પ્રાર્થી શકે. દુ;ખનો વિચાર કર્યા કરીએ તો દુઃખ જ નોતર્યા કરીએ. "હું કોણ?" "આ બધો બોજો કોના ઉપર છે?" વગેરે વિચાર થાય તો ઘણું આશ્વાસન મળે. અગર બધું પ્રભુનું છે, મારૂં કાંઇ નથી, એની ઇચ્છા પ્રમાણે થાય છે, એમ કરી સમર્પણ કરે તો પણ શાંતિ મળે. આપણે પ્રભુને આપણી મરજી પ્રમાણે દોરી શકતા નથી, પણ પ્રભુની મરજી એજ આપણી મરજી એમ કરી અહમને ઓગાળી નાંખવાનો છે.

આ બધું લખવું સહેલ છે, પણ અણી વખતે તેવું થવું મુશ્કેલ છે; અશકય નથી. આટલું પણ ન થઇ શકે તો સતત રટણમાં મનને લગાડી દેવું. એટલી શ્રદ્ધા રાખે કે મને તો કાંઇ આવડતું નથી, પણ હું તો તારૂં નામ રટયા કરૂં. તારે પ્રભુ! જે કરવું હોય તે કર્યા કર. આ દરેક જણ સહેલાઇથી કરી શકે એમ છે. મને કમને પણ કર્યા કરે તો કોઇ દિવસ ઘાટ બેસી જશે. વિશેષ શું લખું?

× × ×

૨૩

ૐ

રાંદેર, તા૦ ૩-૭-૪૦

સચ્ચિદાનંદ સ્વરૂપ! બહેન મનોરમા,

× × × એકાદ વખત તમે અત્રે આવી જાઓ તો ઘણો લાભ થાય. આ વિષય Practical છે, અને તે સામે બેસી સમજો તો વિશેષ લાભ. મુંબાઇ આવવાના સંજોગો નથી તેમજ હવે મને મુંબાઇ આવવા તરફ પ્રીતિ થતી નથી. જ્યારે ખરો સમજવાનો સમય હતો ત્યારે તમે કોઇ તૈયાર થયા નહિ. પણ તમારી ખાસ લગની તૈયાર થશે ત્યારે કોઇ મળી રહેશે. આ મારો અનુભવ છે.

જીવ અને આત્મા બંને જુદા નથી, પણ જુદા થયા હોય એમ ભાસે છે. જેમ ચંદુ મામા એક જ છે, પણ કોઇ એને મામા, કાકા, ભાઇ, વિ. કહે છે તેમ. ચંદુ એક દષ્ટાંત આપે તેનાથી બરાબર સમજી લેશો.

સમુદ્ર, મોજું અને જળ એ ત્રણે વાસ્તવિક રીતે એક જ છે, પણ આમ વ્યવહાર દશાથી જોઇએ તો ત્રણે એક નથી લાગતા પણ જુદા જુદા ભાસે છે. મોજું એ જળ છે, સમુદ્ર એ જળ છે, પણ નામ રૂપની ઉપાધિથી જુદા જુદા લાગે છે અને એમ કથન પણ થાય છે.

મોજું = જળ + નામ ( મોજું ) + રૂપ ( આકાર )

સમુદ્ર = જળ + નામ ( સમુદ્ર ) + રૂપ ( આકાર )

આમાં જળ તો સામાન્ય છે, પણ નામ + રૂપની ઉપાધિથી ભિન્ન ભાસે છે. મોજું એ જીવને સ્થાને છે, સમુદ્ર ઈશ્વરને સ્થાને છે, અને જળ (ઉપાધિરહિત દશામાં) જેમનું તેમ બ્રહ્મ છે. બ્રહ્મ સાકારરૂપે ભાસે છે, નિરાકાર રૂપે પણ ભાસે છે, અને સાકાર પણ નથી અને નિરાકાર પણ નથી, પણ જે છે તે છે. જેને જ્ઞાનથી ( દિવ્ય દષ્ટિથી, અલૌકિક દષ્ટિથી, યોગ દષ્ટિથી, ઋષિ દષ્ટિથી) સમજાઇ ગયું છે તે સર્વત્ર એક જ દષ્ટિથી જુએ છે (અનુભવે છે). એને માટે ભિન્નતા પણ નથી—અભિન્નતા પણ નથી. પણ મન વાણીથી પર, ન બોલાય તેવું થઇ જાય છે. ગૂંગાએ ગોળ ખાધો પણ નથી કહેવાતો કે નથી સમજાવાતો તેવો થઇ જાય છે. મોજું હતું ત્યારે પણ જળ તો કાયમ છે. સમુદ્ર હતો ત્યારે પણ જળ તો કાયમ છે. તેથી જળ ઉત્પન્ન થયું જ નથી, એ તો જેમનું તેમ છે. માટે વસિષ્ઠ મહારાજ કહે છે કે જગત્ ઉત્પન્ન થયું જ નથી, જેને ઉત્પન્ન થયું ભાસે છે તે તેની ભ્રમણા છે.

હવે આપનો બીજો પ્રશ્ન લઇએ.

સમજો કે આપણી સાત્વિકી વૃત્તિ ઉત્પન્ન થઇ. પછી રાજસી ઉત્પન્ન થઇ. એટલે સાત્વિકીનો લય અને રાજસીની ઉત્પત્તિ એ બંને અવસ્થાને જાણનાર 'સાક્ષી' રૂપે આપણે ઊભા રહ્યા છીએ. ત્યારે એ બંને વૃત્તિની વચ્ચે જે શાંત રૂપે (બંને વૃત્તિની વચ્ચે) જે અનુભવનાર છે તેજ 'સાક્ષી' યા 'પરમાત્મા' આપણું સ્વરૂપ છે. આવી રીતે જો બંને અવસ્થાને સવારથી ઊઠીએ ત્યારથી તપાસતા રહીએ તો સ્વરૂપનો અનુભવ જલદી થાય. આ ઊંડા ઉતરી શાંતિથી જોશો તો મારા લખવાનો અને સમજાવવાનો આશય સમજાશે. આથી વિશેષ સરળતા મારી ભાષામાં આવતી નથી. જો એક વખત પણ આવી જાઓ તો એકદમ સ્પષ્ટતાથી સમજી શકશો. તમે સમજ્યા છો તેપણ સામે હો ત્યારે બરાબર સમજાય. આપના બધાના પ્રેમ માટે હૃદયપૂર્વક ઉપકાર, અને આપના તરફ નથી આવી શકાતું તે માટે દિલગીર.

× × ×

આપની બહેનપણીને શુભાશિષ. આપની બહેનપણીને લઇ એક વખત રાંદેર આવી જાઓ......સાથે શ્રી મણીબહેનને ખેંચતા આવશો. અમારૂં ગામડીયું ઘર દેવીઓના પધારવાથી પાવન થશે.

× × ×

લિ૦ ચંદુમામાના શુભાશિષ

૧

ૐ

રાંદેર, તા૦ ૮-૧૧-૩૦

આત્મસ્વરૂપ ભાઈ જનુ, મધુ* વિ.

આપનો પો. કા. મળ્યો. કેટલાક અંગ્રેજી વાકયો લખ્યા હતા તે ઉપરથી લાગે છે કે તમારા જીવને ઉચાટ રહે છે. શ્રી રામતીર્થ કહે છે કે શંકા (donbt) હોય તો તેને કાઢી જડમૂળ કરી નાંખવી. એ આપણી શંકાજ અનેક વિઘ્નો પેદા કરે છે. શંકા હોવાથી-રહેવાથી–આપણી પ્રભુ ઉપરની શ્રદ્ધા ઓછી થાય છે. શ્રીમદ્ શંકરાચાર્ય કહે છે: का तेऽष्टादशदेशे चिन्ता वातुल तव किं नास्ति नियंता ॥ અરે ભાઇ! તને અઢાર ખંડમાં શી ચિંતા છે? કેમ તારો કોઈ નિયંતા નથી? આમાંથી આપણી વિશેષ ઉન્નતિ થવાની છે એમ કેમ નહિ? કદાચ થોડો વખત થોભવું પડયું તો ઘણા પાઠો અને અનુભવો શિખવાનાં મળશે. x x x આપણું તો કોઇ અનિષ્ટ કરી શકે એમ છેજ નહિ. ચંદુનું આખું જીવન બોધરૂપ છે. હતાશ થવાનું કાંઇ કારણ છેજ નહિ. છોડો બધી વાત તે "મન મોહન" ઉપર. તે આપણી સંભાળ લીધેજ જાય છે અને હજી પણ લેશે એમાં શંકા કરવી નહિ. "જે ગમે જગત્ ગુરુ દેવ જગદી-

* શ્રી જનાર્દનના નાના ભાઇ ડો. મધુસૂદન.

શને, તે તણો ખરખરો ફોક કરવો; આપણો ચિંતવ્યો અર્થ કાંઇ નવ સરે, ઊગરે એક ઉદ્વેગ ધરવો." વગેરે શ્રી નરસિંહ મહેતાના શબ્દો ફેંકી દેવા જેવા છે? શું બિન અનુભવી છે? શ્રીકૃષ્ણ પરમાત્મા એજ વાત કહે છે, "સર્વધર્માન્ પરિત્યજ્ય, મામેકં શરણં વ્રજ". આપણે તો વ્યવહાર દશામાં તેનું જ શરણ ગ્રહણ કરવાનું છે, અને પરમાર્થ દશામાં તો પરબ્રહ્મ સિવાય કાંઇ છેજ નહિ. પછી જ્યાં બીજો પદાર્થ જ નથી ત્યાં સુખદુઃખ કોને અને શેમાં લાગે? ॐ અગર ગાયત્રીનું રટણ એજ આપણો યજ્ઞ! यज्ञानाम् जपयज्ञोऽस्मि ॥ હૃદયપૂર્વક અર્થ સહિત રટણ કરશો તો આનંદનો પાર રહેશે જ નહિ. કેમ તે પ્રમાણે અનુભવ કરી જોશો કે? અને તે આનંદની વાત અત્રે પણ લખી જણાવશો કે? ચંદુનું જીવન ઉપર લખ્યા પ્રમાણે કાંઇક ચાલ્યું જાય છે. વ્યવહાર ચાલ્યો જાય છે તેનું ચિંતવન કરવું એજ મહાદુઃખ છે, એજ પાપ છે. જો તેનું-વ્યવહારનું-ચિંતવન થતું નથી તો પછી કોઇ ઉપાધિ દેખાતી જ નથી. આનન્દ છે. આનન્દ કરો અને આનન્દ પ્રસરાવો. એજ.

લિ૦ પ્રેમી ચંદુ.

૨

ॐ

અમદાવાદ, તા૦ ૨-૧૧-૩૭

આત્મસ્વરૂપ ભાઇ જનુ વિ.

તમારી તબિયત ઘણી સારી છે અને હવે કોઇ જાતની શારીરિક કે માનસિક ફરિયાદ નથી વાંચી બધાને ઘણો જ આનંદ થયો. આનંદમાં રહેવું એ મનુષ્ય જન્મનો પહેલો હક્ક છે. સાંસારિક ઉપાધિઓ આવ્યા જ કરવાની. કોઇ એમાંથી બચ્યું નથી, બચતું નથી, બચવાનું નથી. ઘણીખરી આપણી માનસિક

ઉપાધિઓ હોય છે. વ્યવહારમાં નીચેના સૂત્રો ગોખી રાખવા જેવા છે:—

(૧) આપણે જગતના દેવાદાર છઇએ–દેવું ચૂકવવા આવ્યા છઇએ–દેવું ચૂકવીએ તેમાં ફરિયાદ શાની? ઊલટો આનંદ, કે દેવું જલદી અપાય છે અને ઋણમુક્ત થઇએ છીએ. (૨) થવાનું થાય છે, ન થવાનું થતું નથી. (૩) આપણે જાતે જેટલી બને તેટલી ઓછી ભૂલો કરવા પ્રયત્નશીલ રહીએ. (૪) ગમે તેવા સંજોગોમાં શાંતિ અને ધીરજ રાખીએ. (૫) ન્યાય તોળવો-એક તરફી ફેંસલો આપવો નહિ. (૬) સામા માણસના વર્તન માટે ક્રોધ કે ઈર્ષ્યા ન કરીએ. આપણે સૂચન આપી શકીએ. (૭) સત્યને પંથે ચાલીએ.-આટલું યાદ રાખવા જેવું છે. બાકીનું જેટલું લંબાવીએ તેટલું લંબાય.

સૌ…… અને સૌ…… બન્ને સગી બહેનો માફક રહે. તેમાં સૌ…… એ વધુ સાવધાન રહેવાનું રહ્યું. સૌ…… એ જે નવા ઘરમાં આવ્યા તેને અનુરૂપ વર્તન કરવા પ્રયત્નશીલ રહેવાનું. જ્યાં સ્ત્રીવર્ગ શાંતિ રાખે ત્યાં પુરુષવર્ગમાં શાંતિ રહેતાં વાર લાગતી નથી. આપણા હિંદુ સંસારમાં કુટુંબકલેશમાં કારણભૂત સ્ત્રીઓજ મોટે ભાગે હોય છે. છોકરીઓને પારકે ઘેર મોકલવાની હોય છે, એટલે આપણા ઘરમાં જ ઉત્તમ સંસ્કારો પાડયા હશે તો જ્યાં જશે ત્યાં-વેરીમાં પણ–વાસો કરી શકશે. ગીતાના સત્તરમા અધ્યાયના ત્રણ શ્લોકો શારીરિક, વાચિક અને માનસિક તપ સંબંધે છે. બધાએ આબાલવૃદ્ધે મોઢે કરી લેવા, અને દરરોજ મોઢે વખતોવખત બોલવા. એમાં બધી કૂંચીઓ આવી જાય છે. આ બધું લખી રહ્યો છું તે આપણા ઘરમાં કેમ શાંતિ જળવાય એ હેતુથી, મારી પોતાની સ્ફુરણાથી લખી રહ્યો છું. હમણાં હમણાં મને લખવાના ઉમળકા આવવા માંડયા છે. ચંદુ દોષમુક્ત

છે એમ તો માનતો નથી. પોતે પણ દોષમુક્ત થવા પ્રયત્નશીલ છેજ. જેમનો તેના પ્રત્યે પ્રેમ છે તે બધાને કડવા ઘૂંટડા (પ્રેમના ઘૂંટડા) પાય છે. આશા છે કે આપ બધા પ્રેમ ભાવે સ્વીકારશો. ત્રુટી તરફ જોશો નહિ.

લિ૦ પ્રેમી ચંદુ

૩

ૐ

અમદાવાદ તા૦ ૨૯-૧૨-૩૭

આત્મસ્વરૂપ ભાઇ જનુ, મધુ વિ.

"સ્થિતપ્રજ્ઞ"ના લક્ષણોવાળું ગુજરાતી સ્તોત્ર દરેક જણ સમજીને બોલે તો જરૂર શાંતિ કેળવાય. કોઇને પણ એકે દિવસે શાંતિ આવી ગઇ હોય એવું ઘણું ઓછું બને છે. પણ એને કેળવવી પડે છે, અને તે માટે પ્રયત્ન જારી રાખવો પડે છે. જરા પણ અશાંતિ થાય કે તરત જ રટણ, સ્તોત્ર, ધ્યાન, વિચાર આમાંથી કાંઇ પણ કરવું જોઇએ. એવે વખતે આગળની ટેવ હોય તોજ શાંતિ આપે. આપણા ઘરમાં અશાંતિ થાય એટલે તેની અસર છોકરીઓ ઉપર તત્કાળ થાય છે. આપણા બધાનું અડધું જીવન તો ગયું, પણ આપણે તો તેમને કેળવી એવી રીતે મૂકવાં છે કે વિરુદ્ધ વાતાવરણમાં આનંદથી રહી શકે. આપણે જો આપણા નાનપણના સંસ્કારોનો વિચાર કરીએ તો એ જ અનુભવ મળશે. મને વીત્યું છે, વીતે છે, માટે મારા અનુભવ ઉપરથી વાત લખું છું. મારી સાથે બધા જ સંમત થાય છે અને તમે બધા પણ એ જ સાક્ષી પૂરશો × × × સાક્ષી ભાવ ઉપર દેહભાન જાણી જોઇને ભૂલી રહેવામાં મને તો શાંતિની ચાવી મળી છે. માટે જ હું એ વાત વખતો વખત લખે જાઉં છું, પુનરુક્તિદોષ વહોરી લઉં છું. કદાચ એને ગાંડપણુ કહેવાય પણ શાંતિજનક

ગાંડપણ છે××× હરિપુરા કોંગ્રેસમાં જવા વિચાર થાય છે એટલે ફેબ્રુઆરીમાં બધા આવીશું એમ લાગે છે. તે વખતે જોધપુરથી બાબુજી સહકુટુંબ રાંદેર આવવા લખે છે. 'એક પંથ ઔર દો કાજ' જેવું થશે.

લિ૦ કાકાના શુભાશિષ.

૪

ૐ

અમદાવાદ, તા૦ ૧૯–૩–૩૮

આત્મસ્વરૂપ ભાઈ જનુ, મધુ વિ.

ચિ. બહેન......ઘેર આવી ગઈ અને તબિયત સુધારા પર છે જાણી બધાને આનંદ થયો છે. તદ્દન સારૂં થતાં સુધી બધા નિયમો અને દવા વિ. નું પાલન કરે અને મનને શાંત રાખે અને તે માટે ૐ નો કે બીજો કોઈ એને ગમે તેનો જાપ તો જરૂર કરે. હું જાપ વિ. ની વાત લખું ત્યારે બૈરાંઓને તો માથાવાઢ જેવો લાગતો હોઈશ; અગર મારૂં એક ગાંડપણ સમજતા હોય. જોધપુરથી સૌ.......નો પત્ર હતો તેના જવાબમાં લખ્યું છે કે સ્ત્રીઓને આધ્યાત્મિકતાની પુરુષ કરતાં વિશેષ જરૂર રહે છે–એક પોતાની શાંતિ માટે અને બીજી પોતાની સંતતિને ઉચ્ચ સંસ્કારો પડે તે માટે. જે સ્ત્રીમાં પ્રભુતા, શાંતિ, ઉદારતા, દયા, ક્ષમા, પ્રેમ વગેરે સદ્‌ગુણો ખીલ્યાં ન હોય તે સ્ત્રીપણાના નામને લાયક છે કે કેમ એ પ્રશ્ન છે. આપણે તો છોકરાં છોકરીને એવાં કેળવવાં છે કે જે વેરીમાં વાસો (પ્રેમપૂર્વક) કરી શકે. જેટલા મહાન પુરુષો થઈ ગયા તેને પેદા કરનાર અને સંસ્કાર નાંખનાર તેની માતાઓ હતી અને એથી જ સ્ત્રીઓનો દરજ્જો મોટો ગણાયો છે. હિંદુસ્તાનમાં સીતામાતા એ સ્ત્રીઓનો આદર્શ હોવો જોઈએ.

શ્રી રામચંદ્રજી અયોધ્યા પાછા ફર્યા બાદ સીતામાતાને રામચંદ્રજી પર્ણકુટીમાં મોકલી દે છે, ત્યારે પણ સીતામાતાને શ્રી રામચંદ્રજીનો વાંક વસતો નથી. ભાવનગરવાળા દક્ષિણામૂર્તિના અધ્યાપક શ્રી નાનુભાઇએ સીતા ઉપર ચોપડી લખી છે તે દરેક સ્ત્રીએ વધુ નહિ તો એકાદ વખત વાંચી જવા અને વિચારવા જેવી છે. એ ચોપડી બધા સાથે મળી રાતના દરરોજ પા-અડધો કલાક પણ વાંચો તો નુકસાન થવાનું નથી એની ખાતરી આપું છું, અને તે ચોપડી રાંદેરથી શ્રી નારૂભાઇ પાસેથી લઇ આવશો અગર મંગાવી લેશો. આનો અર્થ એવો નથી કે સ્ત્રીઓએ જ બધું કરવાનું છે અને આપણે પુરુષોએ કોરા ઘડા જેવા રહેવાનું છે. એને માથે તો જુમ્મેદારી છે કે એણે મોક્ષગામી થઇ પોતાની સહધર્મચારિણીને એ માર્ગે લઇ જવાની છે, અને એ આપણા લગ્ન વખતે બન્નેના કોલકરાર છે. અલબત્ત, સ્ત્રીએ પુરુષના માર્ગને સરળ બનાવવાનો છે-શાંતિમય જીવન ઘરમાં રાખવાનું છે. તો જ પુરુષ શાંતિનો માર્ગ શોધી શાંતિને માર્ગે સહધર્મચારિણીને લઇ જઇ શકે. મારી કલમ ચાલી જાય છે અને આ બધું લખાઇ રહ્યું છે. મારા હિંદુ-સ્તાનના નાના બાલુડાઓ એ રસ્તે વિચરે, એ મારી જિંદગીની એક અભિલાષા હતી અને છે. મહાત્મા ગાંધીજીએ પણ એવું જ કહ્યું છે. એમણે કહ્યું છે માટે લખું છું એમ પણ નથી. વળી તમે કહેશો કે આજે તો કાકાની પાછી ચસકી લાગે છે. ના, ના, કાતરિયું ઠેકાણે છે. મારા અલ્પ જીવનમાં અને મારી અલ્પ શકિતના પ્રમાણમાં મેં ઠીક ઠીક કહ્યું છે, પણ તેના ફળ જેવાં જોઇએ તેવાં આવ્યાં નથી એમ મને લાગ્યા કરે છે. પણ હું નિરાશાવાદી કયાં છું? મારી તપશ્ચર્યામાં ખામી છે એમ હું માન-નારો રહ્યો, એટલે તે માર્ગે વર્ત્યો જાઉં છું. મારા આવા આવેલા કાગળો સંઘરી રાખી ફુરસદ વખતે કોઇ કોઇ દિવસ અવલોકન

કરી જશો તો ખૂબ શાંતિ આપશે અને આગળ વધશો. કેમકે આજકાલ શ્રી રામતીર્થ, વિવેકાનંદ, ગાંધીજી જેવાનું સાહિત્ય વાંચવા તરફ વખત ક્યાંથી મળે ?

લિ. પ્રેમી ચંદુ

૫

ૐ

અમદાવાદ, તા૦ ૨૮–૬–૩૮

આત્મસ્વરૂપ ભાઇ જનુ, મધુ વિ.

આપણે થોડો વખત મળ્યા પણ અધ્યાત્મ સંબંધે વાત કરવાની તક જોઇએ તેવી સાંપડી નહિ. આપ બધા મારા પ્રત્યે પ્રેમ બતાવો છો, પણ મારાથી તેનો જોઇએ તેટલો બદલો વળતો નથી. મારી પાસે કાંઇક અધ્યાત્મશકિત છે. બીજી શકિત અગર બળ નથી. તે શકિતનો પણ જેટલો ઉપયોગ થવો જોઇએ તેટલો થતો નથી. આપણે તો બ્રાહ્મણ રહ્યા એટલે આપણું ધન અગર બળ પ્રભુ ઉપરનો વિશ્વાસ હોવો જોઇએ. બહારના દેશો સાથે સંબંધ થવાથી આપણે તેનું અનુકરણ કરતા થયા, અને આપણો વારસો પ્રભુપરાયણ થવાનો છે તે ભૂલતા જઇએ છીએ અને તેથી અશાંત જીવન જેમતેમ જીવી રહ્યા છીએ. પ્રભુ સર્વેને એ તરફ વાળો એ પ્રાર્થના છે. આપણા મનમાં ઊગી જવું જોઇએ કે અન્ન જળ વિ. સિવાય ચાલે, પણ પ્રભુ સિવાય ઘડીભર જીવી શકીએ નહિ. એથી આપણી દરેક ક્રિયા પ્રભુમય કરવા પ્રયત્નશીલ રહીએ. ન મળે આપણું વાંચન કે ન મળે સંતસમાગમનો અવસર! નહિ તો એવા સંતોના ચાબકા પડતા રહે તો પરાણે પણ તે તરફ વળવા પ્રેરણા મળતી રહે. ઘરમાં દરેકે દરેક જણ તે પથગામી થાય તો સંસાર એક નંદનવન બની જાય. એવી

દશામાં દરેક જણુ પ્રભુ સિવાય બીજા કશાથી ડરતો હોય નહિ તેમ જ જે સંજોગો આવી પડે તે હસતે મુખડે ભોગવતો રહે.

સૌ...દવાની સાથે પ્રભુ તરફનો પ્રેમ અને તે માટે ૐનું રટણુ જરૂર કરતી રહે એટલું ઇચ્છું.

લિ૦ કાકાના શુભાશિષ.

૬

ૐ

અમદાવાદ, તા૦ ૨૮-૧૧-૩૮.

આત્મસ્વરૂપ ભાઇ જનુ, મધુ વિ.

આપણું બધું જ કામ પ્રભુ કરી રહ્યો છે અથવા આત્મતત્વ કરી રહ્યું છે, એ દિવ્ય શક્તિ સિવાય કશું જ થઇ શકતું નથી એવો દૃઢ નિશ્ચય થવો જોઇએ. એટલે આપણો ક્ષુલ્લક અહંભાવ આપોઆપ નિવૃત્ત થઇ જાય છે. આપણી અને પરમાત્મા વચ્ચે આપણો અહંકાર એ અંતરાય છે. એ અહંકારને લઇને જ આપણે સુખી દુઃખી થઇએ છીએ. એટલે સુખમાં છલકાટ ન આવે અને દુઃખમાં ગભરામણુ ન થાય. એ બધો બોજો તે આત્મા-સાક્ષી-પ્રભુ ઉપર છે. મારી ઉપર કાંઇ બોજો નથી. બોજાને બાજુ ઉપર રાખીએ કે તે બોજો માથા ઉપર રાખીએ, તો પણ બોજો તો છે એની ઉપર જ છે. માટે નાહકનો બોજો પોતાના માથા ઉપર રાખી હેરાન શા માટે થવું? આટલો વિચાર કરે તો માણસ વ્યવહારમાં આનંદથી વિચરી શકે છે. આવા વિચારો પોતાની સન્મુખ રહેવા જોઇએ. જોઇએ તો આ કાગળનો દરરોજ પાઠ કરો અને તેમ અનુભવો તો પૂરી શાંતિ રહેશે. લગાર પણુ વિહ્વળતા થાય કે સમજવું કે અહંકારે ક્યાંક પ્રવેશ કર્યો છે. વિશેષ તો શું લખું? જેને શાંતિ જોઇતી હોય તેને આ વિચાર સંભળાવો. એથી બેવડો

લાભ છે. આપણી દૃઢતા વધશે અને સામાને પણ શાંતિ લાગશે. આ કાગળ ફરી ફરી વાંચો અને દરરોજ (એક પણ દિવસ પડે નહિ) થોડો સમય આનો અનુભવ કરો. તમે કોણ છો એ સમજ્યું છે એટલે સમજવામાં મુશ્કેલી આવશે નહિ. બધા આનન્દમાં રહો, આનંદની હેલી વરસાવો ! આનંદ ! આનંદ ! આનંદ !

લિ૦ પ્રેમી ચંદુ.

૭

ૐ

અમદાવાદ, તા૦ ૨૮-૮-૩૯

આત્મસ્વરૂપ ભાઈ જનુ, મધુ વિ.

બન્ને ભાઇઓ ચિંતા કરશો નહિ. અત્યારસુધી જેણે નિભાવ્યું છે તેજ નિભાવી લેશે. એટલું ખરૂં કે પ્રસૂતિવેદના થયા પછી જ બાળક જન્મે. એ કુદરતી નિયમનું ઉલ્લંઘન થઇ શકે એમ નથી. આપણે જ આવું છે અને બીજે નથી એવું નથી. ત્યાં બીજી જાતની ઉપાધિ હશે. કુટુંબના માણસો સારા મળે છે અગર સરળ સ્વભાવના હોય છે તો પ્રસૂતિ વેદના આનંદથી ભોગવી શકાય છે. બાકી તમે લખો છો તેમ સાક્ષી (દ્રષ્ટા) થઇ ભોગવ્યા કરીએ, અને સ્વપ્નના જેવો ખેલ છે અને તે બધો સ્વપ્ન દ્રષ્ટાનો ખેલ છે એમ અનુભવી શકીએ તો પછી બધી ઉપાધિઓ આનંદથી ભોગવાય છે. બધાને ઉપાસના કરી બોલાવ્યા છે એટલે એમાં દોષ કોનો ? હવે એ ભૂત (પંચમહાભૂત—શરીર વિ. ની) ઉપાસના છોડી ચૈતન્યની ઉપાસના કરીએ એ અનુભવ શીખવે છે. અને ઉપાસના કરી આણ્યા છે તેનું ઋણ હસતે મુખડે ચૂકવીએ. સોગંદપૂર્વક કહું છું કે ચૈતન્ય સિવાય કાંઇ નથી. આપણું મન ઉત્પન્ન થઇ, અહંભાવ પેદા કરી, બેપણાને પેદા કરે છે અને

તેથી જ બધી ભાંજગડ થઇ છે. એટલે હવે બધાં જ સગાંસંબંધી, શત્રુ, મિત્ર, ઝાડપાન, પશુપક્ષી વગેરે બધાં બધાં જ પોતે પોતે ચૈતન્ય ચૈતન્ય છે એ ઉપાસના બની રહે એ પ્રાર્થના. સાચી પ્રાર્થના જ આ છે. સાચી પ્રાર્થનામાં પોતે શૂન્યવત્ બની જાય. સર્વત્ર ચૈતન્ય સિવાય દર્શન નહિ. પછી માંગવું બાંગવું વિ. કાંઇ નહિ. બધું જ મળી રહ્યું છે. આપણી જ બધી થાપણ છે. કોઇ વખત જલદી મળે છે અને કોઇ વખત એ થાપણ મોડી મળે છે. અને કોઇને જરૂર પડે છે ત્યારે લઇ પણ જાય છે! આપણાં સગાંસંબંધી, પૈસોટકો બધી જ એ થાપણ છે. પણ એ ભાવ બહાર બોલવામાં મજાહ નથી. અંદર અનુભવવામાં મજાહ છે. આવી જાતની મસ્તી તમે બધા અહર્નિશ અનુભવો એ આકાંક્ષા ખરી.

લિ૦ પ્રેમી ચંદુ

૮

ૐ

અમદાવાદ, તા૦ ૨૧–૯–૩૯

આત્મસ્વરૂપ ભાઇ જતુ, મધુ વિ.

ગાંધીજી જેવા પોતાની ડંફાસ અને કામકાજનું પ્રદર્શન ન કરે, બાકી સાધારણ માણસો તો એવાજ રહેવાના. એવા જો પ્રદર્શન ન કરે તો તેમની ગણતરી સમાજમાં ન થાય એની એમને ધાસ્તી રહે છે સાધારણ મનુષ્યો મનુષ્યો જ રહેવાના. દેવકોટીમાં પ્રવેશે એટલે મનુષ્યપણું ખોવાઈ જાય એની એને ધાસ્તી રહે છે! પતન પણ અહંભાવમાં જ થાય છે. મને તો આમાં વ્યવહારની કેટલીક સમજની ખામી લાગે છે. આ બધા પરથી આપણે માત્ર લેતા જઇએ અને નમ્રતા કેળવીએ. ગાંધીજી અને સુભાષ બોઝનો સબંધ જોઇ લ્યો. ગાંધીજી લગાર

પણ બબડતા નથી. બોઝ સાહેબ ગમે તેમ બોલે છે, પણ ગાંધીજી સંપૂર્ણ સંયમ જાળવે છે, અને એથી જ ગાંધીજી સમક્ષ શ્રી બોઝ પોતાનું શિર ઝુકાવે છે અને ઝુકાવવું પડે છે. મને પોતાને તો ગાંધીજી એક આદર્શ જીવી રહ્યા છે એમ સમજાય છે. હું તો આમ જ શીખ્યો છું, શીખતો રહું છું. મારી પોતાની નાની ભૂલ મને મહાન લાગે છે, અને સામા માટે એની પ્રકૃતિ છે અને સુધારે એવી પ્રાર્થના કરી લઉં છું-પછી એ પ્રાર્થનાનું ફળ મળે છે કે નહિ તેની અધીરાઇ છોડી દઉં છું, અને પ્રાર્થના ફળે તો કહું છું કે પ્રભુની એમ જ ઇચ્છા છે એટલે એમ થયું. પણ એ બીજ વવાયાં તે વહેલાં મોડાં ઊગશે ખરાં. બીજી વાત સાથે સાથે લખી દઉં કે કોઇને પણ આપણા ગજે માપવા નહિ. દરેક માટે જુદો ગજ રહે છે. આપણે પોતાને માટે આદર્શ બહુ જ ઊંચો રાખવો, આપણી લગાર પણ ત્રુટીને ચલાવી ન લેવી— એમાં સહન કરવાનું કાંઇ નથી, પણ ઊલટો આનંદ છે. લોકોની ભાષામાં સહન કરવાનું કહેવાય. એટલા માટે હું સંયુક્ત કુટુંબને તપશ્ચર્યાનું તીર્થસ્થાન માનું છું. જો બધા સમજદાર હોય તો સ્વર્ગ છે. સંયુક્ત કુટુંબજીવનમાં ગુણ દોષ બન્ને છે. જે જાણી જોઇને એકાંત સેવન કરે છે તે ખુશીથી તપશ્ચર્યા કરે છે, અને આમાં મને કમને તપશ્ચર્યા થાય છે. એથી ગૃહસ્થજીવનની તપશ્ચર્યા આનંદથી કરાય તો ખૂબ મજાહ છે.× × × બધાના સમાચાર પૂછવાના. એમ કરતાં કરતાં એકમેકના કુટુંબ પ્રત્યે પ્રેમભાવ વધતો જાય છે. આપણે આપણું કર્તવ્ય બજાવીએ અને તે પણ હૃદયપૂર્વક. સામો માણસ કર્તવ્ય ન બજાવે એ તેનો પ્રશ્ન છે. એ જ ગીતાનો નિષ્કામ કર્મયોગ છે. આપનો બધાનો પ્રેમ છે એટલે બોધપ્રદ વાતો લખવાની ધૃષ્ટતા કરૂં છું. મારો તો એવો અનુભવ છે કે બોધપ્રદ વાતો લખતાં કે કહેતાં સામાનો બોજ પણ વહોરવો

પડયો છે, પણ તેનું મને દુઃખ નથી. મારૂં કર્તવ્ય બજાવ્યું એ જ મારી સફળતા છે. એટલે બીજો બદલો કયો માગું? અને શુભ બદલો માગું તો મૂર્ખતા જ કહેવાય ને? × × × કારખાનાની સ્થિતિ સંબંધે જાણ્યું. જ્યાં સુધી ચાલે ત્યાં સુધી નભાવવું રહ્યું. ચિંતા કરે વળે એમ નથી. બીજે ક્યાંય તૈયારી થઇ હશે ત્યારે જ બનશે. કદાચ થોડો વખત બેકાર રહેવું પડે. જે આત્મામાં, પ્રભુમાં શ્રદ્ધાવાળો છે તે ડરતો નથી. તે તો પ્રભુના દરેક કાર્યમાં શુભ શુકન જ જુએ. જર્મની, પોલાંડ, ચિન વિ. તરફ જોઇએ તો ત્યાંના લોકોની શી સ્થિતિ હશે? તે લોકો શું કરતા હશે? આ બધા આપણે માટે પ્રભુએ મોકલેલા અનુભવ જ છે ને? એટલું યાદ રાખવું કે આનન્દથી રસ્તા મળ્યા છે, પણ મોઢું વકાસી બેસી રહેવાથી રસ્તો મળતો નથી. આનન્દના વિચારો કરીશું તો આનન્દ જ મળશે અને દુઃખના વિચારો કરીશું તો તેવા વિચારોનું આકર્ષણ રહ્યા કરશે, માટે જે આવે તે પ્રેમપૂર્વક સહન કરે જવું અને ચિંતા પ્રભુને સોંપી દેવી. અલબત્ત, આપણા પ્રયાસમાં કચાસ ન રહેવા દઇએ. ડૉક્ટર ઠેઠ સુધી બધા ઇલાજ શાંતિપૂર્વક શ્રેષ્ઠ સાધનથી કરે, એનું ફળ તો પ્રભુના હાથમાં હોય.

લિ० પ્રેમી ચંદુ.

૯

ૐ

Ahmedabad, 19-10-39

Dearest Blessed Self,

.........'s anger, it seems, has now subsided. Chandu does not feel for the attitude of......He knows...nature full well. On the contrary, Chandu advises you not to feel for the trivial affair. As

long as we are in the world, such occurances happen daily, and our aim in the life should be to be all calm and collected when things contrary to our thoughts occur. This is *Jnanam*. Please, for Chandu's sake be in Bliss. Think that you are the Atman and not this little quarantine of 5 ft. & 6 inches. Say at the top of your voice that you are *Brahman* and nothing else, and be in Bliss.

yours
Chandu.

૧૦

ॐ

અમદાવાદ, તા૦ ૧૫-૧૧-૩૯

આત્મ સ્વરૂપ ભાઇ જનુ, મધુ વિ.

ચંદુને હાલ તો ત્રણ સૂત્રો બહુ યાદ આવ્યા કરે છે. (૧) ઉપવાસ કરો-મનનો (૨) સમર્પણ કરો-શરીર, મન, વિ. જેટલું આપણું કહેવાય તે બધું પ્રભુને અર્પણ (૩) "તું મન મત બન"-તું પોતે સાક્ષાત્ સચ્ચિદાનંદ છે તે સંકલ્પ ઉઠાવી નાહક બીજો શું કરવા બને ? સવારમાં ઊઠતા વાર આટલા ત્રણ સૂત્રના સંકલ્પ મૂકી દેવા અને વખતો વખત યાદ આપતા જવું એટલે દહાડો બધો આનંદ જ છે.

લિ. પ્રેમી ચંદુ.

૧

ૐ

વરસોવા (અંધેરી થઇને) તા૦ ૪–૬–૩૧

આત્મસ્વરૂપ ! ભાઇ નારૂશંકર,

× × × ધાર્મિક, નીતિમય અને આધ્યાત્મિક જીવનની ખોટ સર્વત્ર છે. × × × તમારી × × ×ની સાથેની વાતચીતથી ઘણો આનંદ થયો. ભક્તો જ્યારે પોતાનું જીવન ઘડે છે, ત્યારે તે રસ્તે જનારા ઘણાં ઓછા હોય છે, ટીકા કરનારા વિશેષ હોય છે, પણ અંતે તો લોકો તેમને સંભારતા થાય છે. આ તો સાધારણ નિયમ છે. મહાત્માજી અત્યારે અપવાદ રૂપ છે, પણ પહેલાં ટીકા ખમવામાં એમણે કચાશ રાખી નથી. × × × પ્રકરણ એક દૃષ્ટાંત છે. હજી આજે પણ કંઇ કરે અને તે લોકોની મરજીને અનુકૂળ ન હોય તો લોકો ઉશ્કેરાઇ જાય છે. લોકો તો એવાજ રહેવાના છતાં પોતાનું નાવ ઝોંકાવેલું રાખે છે, ડરતા નથી તો આપણે એટલો બોધ કેમ ન લઇએ ? × × × એ તમને ખખડાવ્યા તેથી ડરી ગયા હોય એમ નથી લાગતું પણ બળ મળ્યું છે એમ સમજાય છે. × × × એમ માને છે કે એમનું જ્ઞાન આગળના યોગીઓ કરતાં પાકું થયું છે. પણ ચંદુ તો માને છે કે બાળક આપણાં કરતાં આગળ છે, કારણ કે આપણાં જ્ઞાનનો તેનામાં આગળનાં જ્ઞાન કરતાં ઉમેરો થશે. × × ×

સત્યાગ્રહીની સમજણુ પાકી, દઢ અને અચળ હોય છે, અને તે સત્યને વ્યવહારમાં મૂકતો જાય છે. ભૂલ થાય ત્યાં સુધારે છે. શરીર, મન અને બુદ્ધિ તો પરિમિત છે, માત્ર સત્યજ અપરિમિત છે. અપરિમિત પરિમિતમાં પૂર્ણ પરિણમે નહિ, પણ આખા સમૂહને સાથે લઇએ તો આપણામાં વ્યક્તિ તરીકે જે અધુરૂં હોય તે બીજામાં વિકસેલું દેખાય છે. આમ જોતાં જોતાં આપણી દષ્ટિ જેમ જેમ વિકસવા માંડે છે તેમ તેમ અપૂર્ણમાં પૂર્ણનું ભાન થતું ચાલે છે, અને એક જ વિવિધ રૂપ થઇ રહ્યું છે તેનો સાક્ષાત્કાર થાય છે. × × ×

આપણાથી મથુરાના ચોબાજી જેટલું ખાઇ શકાય નહિ પણ તેથી તેની અદેખાઇ કરી જેટલું ખાતા હોય તેટલું પણ છોડી દઇએ કે ? આપણે તો આપણામાં જેટલી શક્તિ હોય તેટલી સંપૂર્ણપણે વાપરી કામ કરીએ. ભલે ગાંધીજી જેવું કામ ન કરી શકાય, પણ ગાંધીજી પોતાની શક્તિ બહારનું કામ કરી શકતા નથી. શક્તિ બહારના કામમાં તો પ્રભુને મૂકવો પડે છે. × × × શરીર અને મન કોઇ દિવસ સ્થિર થવાનાં નથી. જો સ્થિર થાય તો એ શરીર અને મન રૂપે રહેવાનાં નથી, કારણ કે એનો સ્વભાવ જ એવો છે. જ્ઞાન એમ કહે છે કે જે જેવું છે તેને તેવું જુઓ. આપણું વાસ્તવિક સ્વરૂપ આત્મા છે. શરીર અને મન તો આત્માને કામ કરવાનાં સાધનો છે. સાધનને સાધ્ય ન મનાય. માટે દરરોજ થોડા થોડા સમયે આત્મામાં ડૂબકી મારવાની ટેવ રાખવી જોઇએ. કામ કરતાં કરતાં અશાંતિ જેવું લાગે કે તરત જ આત્મા તરફ સીધા ચાલ્યા જવું. એટલે શરીર, મન વગેરે સ્વાભાવિક રીતેજ બળ મેળવી બહાર આવશે. આમ કરી શરીર, મન વગેરે પાસે વળી પાછું કામ લેવું. આમ કરતા રહેશો તો તમને બળની ખોટ જણાશે નહિ. બધાજ મહાપુરુષો ઉપરની

રીતે અથવા બીજી રીતે-જેને જેમાં શ્રદ્ધા બેસે તે રીતે-બળ અને ઉલ્લાસ મેળવતા રહે છે. માટે દરરોજ થોડી થોડી વારે ડૂબકી મારતા શીખ્યા છો તે રીતે કરતા રહેશો એટલે તમે હંમેશાં આનન્દમાં જ રહેશો.

૨

ૐ

અમદાવાદ, તા૦ ૨૨-૮-૩૯

આત્મસ્વરૂપ! ભાઇ નારૂશંકર,

× × × હવે કાગળની પૂર્ણાહુતિની આરતી કરવાનો સમય થયો. એ આરતીનો મોટો મહિમા "જે કોઇ ગાશે, ભણે શિવાનંદ સ્વામી વૈકુંઠે જાશે." તેમ આપણે પણ પ્રેમપૂર્વક પોતાના સ્વરૂપનો વિચાર કરીએ અને તેમાં એટલા બધા ઓતપ્રોત થઇએ કે આપણાં દેહ, ઇંદ્રિયોની કપૂરની માફક આરતી થઇ જાય અને સાચો આત્મભાવ જાગે. એ આત્મભાવ તો સદોદિત જાગ્રત છે; ફકત કહો કે મનભાઇ પોતાની જૂની ટેવ પ્રમાણે ભૂલી જાય છે, અને એનું કારણ પણ દેખીતું છે કે મન એને યાદ કરવા જાય તો મનનું અસ્તિત્વ રહેતું નથી. એથી એને યાદ કરવું ગમે કયાંથી? મનભાઇની એટલી કુટેવ છે, અને એ કુટેવ છોડે તો જ સુખી થાય. ભકત કબીરજી જેવાને પણ લખવું પડ્યું કે "મન તોહે કિસ બિધકર સમજાવું". ચંદુને તો લાગે છે કે બધા ભકતો, યોગીઓ અને જ્ઞાનીઓએ મનોનાશ ઉપર જ ભાર મૂકયો છે. ભકિતથી કે યોગથી કે જ્ઞાનથી એ મનોનાશ આપોઆપ થાય છે. જ્યાં દૃઢતા થઇ ગઇ કે પછી એ બધાનો આશરો લઇએ કે નહિ એ આપણી મરજીની વાત છે. સૌથી પ્રથમ તો જાદુગરીના ખેલમાં

બંધાઇ ગયા છીએ તેમાંથી બહાર નીકળવાનું છે. એ બહાર આવવા માટે જે જે પ્રયત્નો કરવા પડે છે તે જ સાચું તપ છે.

૩

ૐ

અમદાવાદ તા૦ ૨૮–૮–૩૯

આત્મસ્વરૂપ ! ભાઈ નારૂશંકર,

× × × આપના તરફ મેઘરાજાની કૃપા થઇ જાણી આનંદ થયો. અત્રેથી પણ દુકાળનો ભય તો ગયો જ છે. લોકોમાં શાંતિ છવાઇ છે. ખેડુતોનાં મોં હસતાં થયાં તો સૌને આનંદ જ આનંદ છે × × × અધિક માસમાં તાપી સ્નાનની વાત વાંચી. એમાં તો જેવી જેની ભાવના તેને લોકો ધર્મ માનવાનાં. બધાને જ્ઞાનની વાતો નહિ ગમે કે બધાંને વિવેક દૃષ્ટિ પણ ન મળી શકે. કદાચ થોડી ઘણી મળે તો અમુક વાતો હૃદયમાં ઠસી ગઇ હોય છે તે નીકળવી મુશ્કેલ પડે છે. જો આપણે હૃદયના સાચા પ્રેમથી કહેતા હોઇએ તો × × × ને વહેમ ટાળવા કહી શકાય. પણ સાથે સાથે આપણાં ઉપર નાસ્તિકતાનો આરોપ આવે તો તે સહન કરવા તૈયાર રહેવું જોઇએ. તમારાં માતુશ્રી રોકાયાં એ ઠીક થયું. આપના કહેવાથી ન ગયાં હોય તો એ પાપ થયું નથી. આપને માટે નદીએ નાહવું, ઉપવાસ કરવા, ફળાહાર કરવો વગેરે તિતિક્ષાની દૃષ્ટિએ સારૂં છે, પણ તેમ કરવાની શરીર અને મનની અશકિત હોય તો એ બન્નેને ચીમળાવીને કશું ન થાય. તબિયત સારી ન હોય છતાં ઉપરના નિયમો પાળવાનો આગ્રહ રાખવો એ તો શરીર ઉપર ઘાતકીપણું વાપર્યું ગણાય. બાકી તો કોઇ જ્ઞાને પૂર્ણ નથી કે અક્કલે અધુરો નથી. તમારા સૌ. બહેન કેમ ચાલે છે? "કાયા તુંને કભી ન સુખ પાયા, કાયા તુંને કર દિયા

કાયર". શરીરને ગમે તેટલું સંભાળશો છતાં અંતે તો પોતાના સ્વભાવ ઉપર જવાનું જ. એનો અર્થ એ નથી કે એનો કંઇ ઇલાજ ન કરવો. ઇલાજ કરવામાં આળસ કે પ્રમાદ ન હોય.

૪

ૐ

જોધપુર, મહારાજ દેવીદાનજી આશ્રમ. તા૦ ૯-૯-૩૯

આત્મસ્વરૂપ ! ભાઇ નારૂશંકર,

× × × ચંદુને જ્યાં જાય ત્યાં આનંદ જ આનંદ છે. લોકો આવે છે તો પણ આનંદ છે. કોઇ નથી આવતું તોપણ આનંદમાં રતીભાર કમી નથી આવતી. આ વખતે ઝાઝા લોકો નથી આવતા. લાગે છે કે લોકો હવે અધ્યાત્મ વિષયથી અગર મારા કથનથી કંટાળ્યા હોય. મને તેનું દુઃખ નથી. સ્વરૂપ સ્થિતિમાં વિશેષ દૃઢતા થયા કરે છે. આપને બધાંને કંટાળો આવે છે પણ ચંદુ પાસે હતું તે બધું જ આપ સૌને ચરણે ધરી દીધું છે. જરા ચંદુને ખાતર તો આત્મચિંતવન કરો. × × ×

૫

ૐ

અમદાવાદ, તા૦ ૨૦-૧-૪૦

આત્મસ્વરૂપ ! ભાઇ નારૂશંકર,

અત્રે સર્વે કુશળ. આપનો પત્ર આજે મળ્યો, વાંચી સમાચાર જાણ્યા છે × × × આપની તબિયત નરમ ગરમ ચાલે છે જાણી દિલગીર. સૌ. બહેન અમથીએ પણ આપને તાવ આવ્યાની હકીકત કહી હતી. સ્વરૂપ સ્થિતિ કોઇ દિવસ કોઇની ગઇ નથી અને જવાની નથી. એ તો મનની સ્થિતિ ડામાડોળ થયા કરે છે. આપ તો જેમના તેમ હતા, છો અને રહેવાના. × × ×

આપને મારી વાત ગળે ઉતરતી નથી. તમે તો એમ જ માનો છો કે મનની સ્થિતિ ચોવીસ કલાક જેવી ને તેવી રહેવી જોઇએ. જ્યાં સુધી શરીર છે ત્યાં સુધી તેટલા પૂરતું મન રહેવાનું. એ મન એના સ્વભાવ પ્રમાણે વર્તવાનું. જો મનનું ચક્ર અટકી જાય તો એક જડ જેવી અવસ્થા આવી જાય. પણ આપણા એક અનુભવને આપણે વિસરી જઇએ છીએ. અને મનમાં "હું" પણું મૂકી વિચારીએ કે ગમે તે ક્રિયા કરીએ તો ડામાડોળ સ્થિતિ થવાની. માટે પહેલું તો તેમાંથી "હું" પણું ઉઠાવી પછી વિચારશો તો બધું સરળ થઇ જશે, અને એજ ખરી સ્થિતિ છે! તમે પોતે 'નારૂશંકર' છો તે વખતો વખત ગોખવું પડે છે કે? એમાં નિશ્ચલ થઇ ગયા છો? બીજા કોઇ પણ નામથી કોઇ પૂકારે તો જવાબ તરત આપશો? પછી બીજી ભૂલ એ થાય છે કે આત્માનો અનુભવ થાય ત્યારે બધી વાસના પૂર્ણ થવી જોઇએ, એ વાત સાચી નથી. પણ ગમે તે સ્થિતિ આવે–સારી કે નરસી–તે સ્થિતિ આપણને ડોલાવતી નથી, એજ મોટામાં મોટી સિદ્ધિ છે, આપણે જોઇએ છે શાંતિ, તે આવી જાય એટલે ધ્યેયને પહોંચી ગયા. આપે મહર્ષિ રમણની ચોપડીની વાત લખી તે વાંચ્યું, પણ શું તેમને દુઃખ ન આવ્યા? તેમને ચોરોએ માર્યા પણ છે. આજે એમના પ્રશંસક અને નિંદા કરનારા બન્ને છે. મેં એમના સંબંધે બહુ વાંચ્યું નથી; પણ એમના પ્રસંશકો મળવા આવે છે, ત્યારે તેમની વાતથી જાણવા મળ્યું છે. ઉપાધિથી તમે સ્વાભાવિક રીતે મુક્ત છો. ઉપાધિને છોડવાની નથી પણ ઉપાધિ હોવા છતાં મને તેનો સ્પર્શ હતો નહિ, હાલ નથી અને રહેવાનો નથી. જે કામ થાય તે હું અને મારૂં ધ્યાન રહી થાય છે તેની ફિકર નથી. પણ દરેક કામ થયા પછી વિચારો કે કોણે કર્યું અને કામ શરૂ કરતાં પહેલાં વિચારો કે

કામ કોણ કરનાર છે. આટલો પણ વિચાર ન કરીએ તો બીજું શું થાય? આ બધા જ કામો નિષ્કામ ભાવે થયા જ કરે છે, પણ આપણે અહમ્ મૂકી વર્તીએ છીએ તે દુઃખનો હેતુ થાય છે. એ અહમને તો જાતે જ દૂર કરવાનું છે. બીજા કોઇનું કાંઇ ચાલે એમ નથી. બીજી વાત એ છે કે ચિંતા કરીએ તો પણ આપણી મરજી પ્રમાણે થાય કે નહિ થાય. કોઇ વખત થાય પણ ખરૂં. પણ આપણી મરજી પ્રમાણે થવું જ જોઇએ એમ અહમ્ પુકારે છે. બાકી જરા ઊંડા ઉતરી જોઇએ તો બ્રહ્માંડના કાર્યો આપણી ઇચ્છા પ્રમાણે જ થાય છે. સ્વરૂપની શોધ એ જ સ્વરૂપ નાશ છે. તમે તો બધાના વાલી છો, પણ સગીરપણું માની લીધું છે, તેને મૂકી દેવાનું છે. તમે તો સગીર કે વાલી કંઇ નથી.

લિ. પ્રેમી ચંદુ.

૬

ૐ

અમદાવાદ, તા૦ ૩૦-૧-૪૦

આત્મસ્વરૂપ ! ભાઇ નારૂશંકર,

× × ×

(૧) પ્રત્યેકનું અજ્ઞાન તે અવિદ્યા કહેવાય, અને સમષ્ટિનું અજ્ઞાન તે માયા કહેવાય. એટલે આપણા પ્રત્યેકના જન્મનું કારણ અવિદ્યા થાય છે. માણસને જ્ઞાન થાય છે ત્યારે માણસ વ્યક્તિગત વાસના કરતો નથી. પણ જ્ઞાનના ઉત્તરકાળમાં એના વિચારો સમષ્ટિહિતના હોય છે. હવે એ સમષ્ટિહિતના વિચારો પણ ફળીભૂત થવા જોઇએ. એટલે એ વિચારો ઘણાના એકઠા થાય તે પૂર્ણ થવા માટે કોઇ વ્યક્તિ આવવી જોઇએ. એટલે એવા માણસના જન્મમાં અવિદ્યા કારણ નથી પણ માયા

કારણ થાય છે. એટલે એવા માણસને જ્ઞાન પોતાની મેળે થવું જોઇએ, અને એમની મારફત કામ થાય તે અલૌકિક હોય-સાધારણ માણસથી એવા કામ ન થાય. આથી એની મુકિતનો પ્રશ્ન રહેતો નથી. આવો માણસ તે અવતારી પુરુષ કહેવાય. પત્રમાં મારાથી બહુ સ્પષ્ટ ન થાય પણ આપણે મળીએ ત્યારે વધુ ચર્ચા કરીશું. (૨) શકિતનો નાશ થતો નથી. વિચાર એ શકિત છે. વાસના એ વિચાર છે, એટલે વાસનાનો નાશ થતો નથી. એક જન્મમાં સો વાસના ઊઠે તે બધી ફળીભૂત થતી નથી. તેમાંથી ધારો કે પચ્ચીસ ફળીભૂત થઇ તો બાકીની પોણોસો સંચિત થઇ. વાસના હું કરૂં, અને બીજા ભોગવે એ તો ન બને. એ તો મારે જ ભોગવવી રહી. સંચિત થયેલી વાસનામાંથી જે પ્રાધાન્ય હોય તે ભોગવવા શરીર ધારણ કરવું રહ્યું. આથી શરીર એ પ્રારબ્ધનું છે. એ તો એણે ભોગવવું રહ્યું. જ્ઞાન થયા પછી સંચિત બળી જાય પણ પ્રારબ્ધ નષ્ટ થતું નથી. પણ જ્ઞાની શરીરને માનતો નથી. એટલે પ્રારબ્ધને પણ માનતો નથી, તેથી તે પ્રારબ્ધ પણ ભોગવતો નથી. પણ બીજાને સમજાવવા માટે જ્ઞાનીઓ પ્રારબ્ધ ભોગવે છે એમ કહી શકાય. આમાંથી ન સમજાય તે પુછાવશો. બહુ ટૂંકાવીને લખ્યું છે. આના ઉપર બરાબર વિચાર કરશો તો બધું સ્પષ્ટ થશે.

દા. પોતે.

૭

ૐ

મહાત્મા દેવીદાનજી દેવસ્થાન, જોધપુર.
(મારવાડ.) તા૦ ૧૯-૯-૪૧

આત્મસ્વરૂપ ! ભાઇ નારૂશંકર,

આપ દરેક જણ ગમે તે વિચાર કરવાને સ્વતંત્ર છો. બીજાં નવાં શરીરો મળશે અને તે આજનાથી સારા હશે એ વાત તો

ભવિષ્ય પર છોડવાની રહી ! આપ પોતે જ લખો છો કે એક દિવસ ખૂબ આનન્દમાં—ત્યારે કયા વિચારે આનન્દ આપ્યો તે તો આપના અનુભવની વાત છે. જે લોકો સારા કામ કરી ગયા તેના વિજયની કૂંચી એક જ હતી–કે જે જે કામ કર્યું તે હૃદય-પૂર્વક કર્યું-પછી તે નાનું હોય કે મોટું. એક વ્યાવહારિક વાત લઇએ તો પણ કહી શકાય કે જેણે શરીર આપ્યું તેણે પહેલેથી નક્કી કર્યું હતું કે આ શરીર પાસે આટલું જ કામ લેવું. તેમાં આપણે પોતે વિઘ્ન નાખ્યું કે તેણે આવું શરીર કેમ ન આપ્યું ? એટલે આપણે તેને આપણી મરજી પ્રમાણે ચલાવવા માંગીએ છીએ. સર્વોપરિ સત્તાને આપણી પોતાની મરજી પ્રમાણે ન નચાવાય. એ જ આપણું અજ્ઞાન. એ જ આપણો મોહ. એ જ આપણી લાલસા. આપણે વગર ભૂલે કામ કરતા શીખીએ. ભૂલ થાય તો પાછી સુધારીએ. વળી ભૂલ થાય તો સુધારીએ. પણ હતાશ ન થવાય એમાં આપણી શોભા. આપણે ફક્ત નિમિત્ત માત્ર છીએ તેમ આખું બ્રહ્માંડ પણ છે. બીજી વાત, આપણને લોકો કેમ ઓળખતા નથી એ એક લાલસા છે. ભલે કદર કરતાં નથી, પણ કામ પોતાની મેળે વખત જતાં બોલી ઊઠશે. જો હવે આત્મિક દૃષ્ટિએ વિચારીએ તો મારા અનંત શરીરો હતાં, છે અને રહેશે તો બાકી રહેલું આપોઆપ થઇ જશે. પણ આપણે આપણો અહમ્ ઉઠાવી અમુક પાસે જ કામ કરાવવું છે તે કેમ નહિ કરે એ વિચાર આપણને નિર્બળ કરી મૂકે છે.

આ શરીરમાંથી નીકળતાં ખેદ નથી થવાનો એ વાત અત્યારે સાચી લાગે તેટલી કદાચ અંત સમયે સાચી ન લાગે. તે પહેલાં કોણ શરીરમાંથી નીકળવાનું છે અને કોણે શરીરમાં પ્રવેશવું છે અને 'હું કોણ' ? એ વિચાર આપણે કરીએ તો વધુ બળવાન બનીએ. આપ જેવા આવા વિચાર ન કરશો તો બીજા

કોની પાસે આશા રખાય? મારા વિચારો જે હું મોઢેથી કહી શકું તેટલા લખાણમાં લાવી શકતો નથી એ મારી નિર્બળતા છે, પણ તેનું મને દુ:ખ નથી. (કોઇ વખત લખાણમાં મુકાય છે ખરા.)

લિ૦ પ્રેમી ચંદુ

૮

ૐ

રાંદેર તા૦ ૧૨–૯–૪૨

આત્મસ્વરૂપ ! ભાઇ નારૂશંકર,

× × × મારી પાસે પૂણીઓ છે તેમાંથી જોઇતી મોકલી આપીશું × × × મને તો કોઇ રટણ વગેરે કરે તો ખૂબ આનંદ થાય. જીવનમાં માણસ એકાંત શોધે છે કારણ પોતે એકલો છે, એ એનો **સ્વભાવ** છે; છતાં એકાંતમાં પણ વિચાર દ્વારા કંઇ ને કંઇ ઘાટ ઘડયા કરે છે અને એમ કરી સુખીદુ:ખી થયા કરે છે. એ એકાંતનો લાભ આત્માચિંતવનમાં ગાળે તો પ્રભુદ્વાર ખુલ્લાં થઇ જાય છે, છતાં એ તો એના ૭ ફૂટનાં જગતમાં જ રાચ્યા કરવાનો × × × સાંજની પ્રાર્થનામાં ચિ. બહેન શારદા, સૌ. નાની બહેન, સૌ. ધની બહેન, ચિ. સૌ. બહેન કપિલા વગેરે પણ જોડાય છે; અને હું મારી શૈલી પ્રમાણે સ્તોત્રોના અર્થ સમજાવું છું. × × × બપોરે સરસ્વતીચંદ્ર વાંચીએ છીએ. એ પુસ્તકમાં ગૃહસ્થી, સાધુ, સંન્યાસી, બ્રહ્મચારી વગેરે બધાં માટે વાનગી પીરસેલી છે. સ્ત્રીઓને માટે ગુણસુંદરીનો ઠીક આદર્શ છે. તમે તો એ પુસ્તક વાંચ્યું હશે. સૌ. બેન ચંદ્રભાગા વકતા છે અને અમે બધાં શ્રોતા છીએ. લીલાવતી જીવનકથા પહેલાં વંચાઇ ગઇ × × × તમે ત્યાં રહીને ત્રણ પાઠ શીખી આવશો. પહેલો વ્યવસ્થિતપણાનો, બીજો ઘોડા ન દોડાવ્યા કરવાનો અને ત્રીજો માથે બોજો લઇ ન ફર્યા કરવાનો. આ ત્રણ પાઠ શીખી આવશો તો મને ઘણો આનંદ થશે. હજી ખૂણે ખૂણે લોકૈષણા

કોઇ કોઇ વખત દેખા દે છે તેનો છેદ ઉડાવ્યા કરશો. જગત તો બાવા આદમના વખતથી એવું ને એવું જ ચાલ્યું આવે છે. રામાયણ, મહાભારત અને ઇતિહાસો એ વાતની સાક્ષી પૂરે છે. બહુ જાણવાની જિજ્ઞાસા ન રાખીએ. કોણ શું કરે છે? આમ કેમ કરે છે? એ રીતે આપણી આસપાસના જગતમાં ગૂંચવાયા કરીએ તો વિશાળ કામો કરવાનો કે વિચારવાનો સમય રહેતો નથી. એને માટે સમય ન આપવો એમ નહિ, પણ એમાં જ દટાઇ જઇએ એ ઠીક નહિ. મારી પાસે કોઇ પંડિતાઇની આશા ન રાખે. હમણાં તો પેલા કતારગામવાળા* ચાર પાંચ દિવસે અનુભવ-પ્રકાશ વાંચવા આવી જાય છે. તેમની સાથે પ્રથમ સર્ગ પૂરો કર્યો. રોકડા તેવીશ પાનાં વાંચ્યા છે. આવી વ્યક્તિઓ આવે છે એટલે શ્રવણ, મનન, નિદિધ્યાસન અને સાક્ષાત્કાર થયા કરે છે. કારણ એ મનના ધર્મ છે અને હું તો જેમનો તેમ રહ્યો છું ને? એ બધું હોય તોએ હું કયાં જવાનો હતો? એ બધું હશે ત્યારે સાક્ષી થઇ અનુભવ્યા કરીશ, અને ન હશે ત્યારે સ્વ-મહિમામાં સ્થિત થઇ શકીશ. વ્યવહારમાં સાક્ષી, અને નહિ ત્યારે જેમનો તેમ–મન વાચા બંધ! એટલે બધું બંધ! ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

## નવો મહિનો મુબારક

૯

ૐ

રાંદેર, તા૦ ૧-૧૦-૪૨

આત્મસ્વરૂપ! ભાઇ નારૂશંકર,

× × × માણસ દરરોજ ભાગ્યે જ થોડો સમય નિવૃત્તિનો શોધે છે, છતાં ઇચ્છે છે કે શાંતિ–નિવૃત્તિ–મળે તો સારૂં. પ્રભુ

* હવાફેર અર્થે હું કતારગામ જઇ રહેલો તે વખતે સદ્દગત શ્રી ચંદુભાઇના રાંદેર મુકામે બાર તેર વાર જઇ આવ્યો હતો, અને તેમની સાથે બેસીને "અનુભવપ્રકાશ" વાંચેલો તે બાબત આ ઉલ્લેખ છે.

તેની અરજી સ્વીકારે છે ત્યારે તે શાંતિ-નિવૃત્તિમાં પણ પાછી પ્રવૃત્તિ શોધે છે! આમ પોતે વર્તે છે અને દોષ દે છે વખતનો, સંજોગોનો કે ફરજોનો. આપણું પણ એવું ન થાય તેનાથી ચેતીએ. હવે તો જે સમય મળ્યો છે તેનો સદુપયોગ કરી લઇએ. આપણી દરેક પ્રવૃત્તિ-નિવૃત્તિ પ્રભુ નિર્મિત છે, અને તે દરેક ક્રિયામાં આપણે પ્રભુતાના દર્શન કરતા રહીએ. એ સ્થિતિ પ્રાપ્ત થવી કેટલી ઉત્તમ છે? છતાં કેટલી સરળ છે? આપણે અને પ્રભુ જરાય જુદાં નથી. પ્રભુને આપણી મરજી પ્રમાણે નચાવવાનું ન સૂઝે એવી સદ્‌બુદ્ધિ મળે તો કેવું સારૂં? × × × મને હાલની શિક્ષણ પદ્ધતિ માટે માન નથી. ફક્ત ભણવાનું છે. પંડિતાઇ છે. સંસ્કારિતા કેળવાતી નથી અને અત્યારની કેળવણીથી તે આવે એમ પણ નથી. એ સંસ્કાર તો ઘરમાં નાનપણથી નંખાય તો જ કંઇ વળે. માતાપિતાને સમય મળતો નથી. સમય મળે છે તો તેમનામાં જ કંઇ હોતું નથી અગર એ તરફ બેદરકાર રહે છે.

અનુભવપ્રકાશ પાના. ૫૩૧, પ્રેરક જીવ છે કે બ્રહ્મ? એ તો તમે જાતે અહીં હો ત્યારે પ્રત્યક્ષ સમજાવવામાં સફળતા મળે. પહેલાં જીવનું સ્વરૂપ એવું કલ્પ્યું છે કેઃ–"જળ+પ્રતિબિંબને હું કરી માનવો એ જીવ ભાવ છે" અંતઃકરણ એ જળને સ્થાને છે. એ અંતઃકરણમાં મૂળ બિંબ પરબ્રહ્મનું પ્રતિબિંબ પડે છે. એકલો બિંબભાવ સત્ય છે. પ્રેરકનો અર્થ આપણે સાધારણ અર્થમાં કરીએ છીએ તેવો નથી, પણ જેની સત્તા વડે પદાર્થોનું અસ્તિત્વ લાગે છે. એ બીજો કોઇ પદાર્થ જ નથી પણ જેના વડે પદાર્થો ભાસમાન થાય છે તે સ્વપ્નમાં પ્રતીત થતા પદાર્થો સ્વપ્નદ્રષ્ટારૂપ છે અથવા તેના વડે તે પદાર્થોનું અસ્તિત્વ લાગે છે. માત્ર અનુભવથી એમ કહેવાય કે સ્વપ્નના પદાર્થોને સત્તા સ્ફૂર્તિ આપનાર અગર પ્રેરક સ્વપ્નદ્રષ્ટા છે, એટલે કે સર્વ કાંઇ છે તે સ્વપ્નદ્રષ્ટા જ છે.

સ્વપ્નમાં જે દેખાય છે તેનું અસ્તિત્વ સ્વપ્નદશાને જ આભારી છે. આપણે પ્રથમ ભિન્નતા કલ્પીએ છીએ, તેને સાચી માની વ્યવહાર કરીએ છીએ, અને પછી સમજવામાં ગોટાળો ઊભો થાય તો ગભરાઇએ છીએ. બહુ વાંચન કરવાથી જ્ઞાનમાં વધારો થાય છે, પણ ઘણી વખત એવું પણ બને છે કે વાંચનાર સાવધાન ન હોય તો ભિન્ન ભિન્ન વિચારોથી મગજ ડહોળાઇ જાય છે, અને એક જાતની માનસિક કબજિયાત થાય છે. આવે સમયે મને તો એક જ વિચાર સાંત્વન રૂપ નીવડયો છે કે મારા ઋષિ મુનિઓ, ભક્તો અને સંતો કઇ કૉલેજમાં ભણ્યા હતા? અને તેમ છતાં તેમનાં શબ્દો, ભજનો વગેરે આજે કૉલેજમાં અભ્યાસક્રમમાં ગોઠવાઇ ગયા છે × × ×

૧૦

ૐ

રાંદેર, તા૦ ૨૦–૧૧–૪૨

આત્મસ્વરૂપ! ભાઇ નારૂશંકર,

× × × અમદાવાદમાં પૂ. રવિશંકર મહારાજ ગીતા ઉપર મીઠું મધુરૂં પ્રવચન કરતા હતા તે લાભ નાસિક આવવાથી ચાલ્યો ગયો ગણાય. હવે તો ત્યાંનાં હવાપાણી અને આધ્યાત્મિક મિત્રોનો બને એટલો લાભ લેશો. આપણે દુઃખી થઇએ તેથી કંઇ લોકો ગીતામાં રસ નથી લેવાના. જેમને જે રસ ગમે છે તે રસ તેઓ લઇ રહ્યા છે. કેટલાકને સંગીતમાં રસ હોય છે, તો કેટલાકને જ્યોતિષમાં રસ હોય છે; કેટલાકને હસ્તરેષા જોવામાં, પહેલવાન બનવામાં, શરીરને પંપાળ્યા કરવામાં, નાટક જોવામાં કે બીજી મોજમઝા કરવામાં રસ પડે છે, તો કેટલાકને કુદરતી દેખાવો જોવામાં રસ પડે છે; કેટલાકને સેવા કાર્યોમાં રસ છે, તો કેટલાકને મસ્તરામની માફક ભ્રમણ કરતા રહેવામાં રસ છે. સૌનાં રસ

એકસરખા નથી હોતા, છતાં દરેકને કંઈને કંઈ રસ તો છે જ. જેમાં જેને રસ તેમાં તેને સુખ કે આનંદ જણાય છે. × × × આપણે અને પ્રભુ જુદા છીએ ત્યાંથી તમારા વિચારનો પ્રવાહ શરૂ થાય છે. એટલે પ્રભુને આપણી મરજી પ્રમાણે નાચ નચાવવાનો ઑરિયો મનમાં રહ્યો છે. આપણે ઇચ્છીએ તેમજ થવું જોઇએ. ચોરી કરવાની ઇચ્છા થાય, સુખી થવાની અને કોઇને સુખી કરવાની ઇચ્છા થાય, કોઇને દુઃખી કરવાની ઇચ્છા થાય કે બીજું કંઇ કાર્ય સાધવાની ઇચ્છા થાય. પણ ઇચ્છા થઇ કે તે પ્રમાણે તરત થવું જ જોઇએ—આ તમારી નહિ પણ સૌની મનોદશા હોય છે. આપણે સૌ ઇચ્છીએ છીએ કે ચોવીશે કલાક મનભાઇને આપણી મરજી પ્રમાણે જ શાંતિ અને સુખ મળતાં રહે. આવી આવી કંઇ વાસના અંતરમાં પડેલી છે. એ સૌનો છેડો ન આવે ત્યાંસુધી સાચી શાંતિ આવે કયાંથી? ઈશ્વરાધીન થવાની વાતો ઠોકયા કરીએ, પણ મનમાં તો ઈશ્વરને આપણી ઇચ્છા પ્રમાણે નચાવવાની ભાવના રહી હોય છે! એથી જ્યાં સુધી મનના કહ્યા પ્રમાણે થાય ત્યાંસુધી શાંતિ લાગે છે, પણ ન થાય તો તો "રઘુજી થડેના થડે જ રહે ને!" × × × આપણે જેમ વધારે વાંચીએ તેમ વધારે પાગલ થઇએ છીએ. આપણે વાંચીએ છીએ ઘણું પણ તેને પચાવતા નથી. આખી ગીતા મોઢે ન આવડે તો ફિકર નહિ પણ ફકત બે શ્લોક જ આચરણમાં ઊતરે તો બહુ છે. આપણને ગીતાકારના કથન ઉપર પણ શ્રદ્ધા નથી. દુનિયાના લોકો એના મુકત કંઠે વખાણ કરે તે આપણે વાંચીએ કે સાંભળીએ; પણ "An ounce of practice is more than ten thousand tons of big talk" (દશ હજાર ટન જેવડી વાતો કરતાં એક અધોળ આચરણ ચઢી જાય છે) × × × આપણે

શું કરવું જોઇએ એ પ્રશ્ન સાચો છે, પણ લોકોએ શું કરવું જોઇએ એ પ્રશ્નનો ઉકેલ લાવવાનો ભાર માથે રાખવો ઠીક નથી.

## ૧૧

ૐ

રાંદેર તા૦ ૨૮-૪-૪૩

આત્મસ્વરૂપ ! ભાઇ નારૂશંકર,

× × × આજના જમાનામાં માણસે બહુ લાગણી પ્રધાન ન થવું પણ ધીરજનો ગુણ કેળવવા મથતા રહેવું. સંસાર આજે આપણે માટે બદલાઇ જાય એમ નથી. એ તો બાવા આદમના વખતથી એવો ને એવો જ ચાલતો આવ્યો છે. સ્વામી રામતીર્થમાં એક રેંટની વાત લખી છેઃ એક સવાર પોતાના ઘોડાને પાણી પાવા મથતો હતો પણ રેંટના અવાજથી ભડકતો હતો. રેંટનો અવાજ બંધ કરે તો પાણી બંધ થાય અને ઘોડો તરસ્યો રહે. જો ઘોડાને પાણી પાવું હોય તો તેને બુચકારવો જોઇએ-પંપાળવો જોઇએ. સંસારનો અવાજ તો ચાલુ રહેવાનો જ. તેમાં મન ભડક્યા કરે તો કામ કેમ ચાલે ? માટે જ સંસારમાં આનન્દ લેવો હોય તો મન રૂપી ઘોડાને બુચકારવો જોઇએ. × × × ભાઇ ઉપર એમના પિતાશ્રીનો પ્રેમ અપૂર્વ ગણાય. પણ પ્રેમી કોને કહેવો એ સંબંધે ચંદુ તો કહ્યા કરે છે કે (૧) પ્રેમમાં સાટું નથી, દુકાનદારી નથી. (૨) પ્રેમનાં સ્પર્ધા નથી. (૩) પ્રેમમાં ભય નથી. (૪) પ્રેમ આપ્યા જ કરે છે, લેવાની ઇચ્છાજ નથી રાખતો. પ્રેમ શબ્દ સાધારણ ભાષામાં પણ વપરાય છે, પણ જ્યાં ઉપરનો પ્રેમ હોય છે ત્યાં જ સાચો પ્રેમ છે એમ ચંદુને લાગે છે. બાકી તો પ્રેમને બદલે 'સારો ભાવ' રાખે છે એમજ કહેવું બરાબર

ગણાય. × × × આપણને ઇંદ્રિયો આપી છે તે તેના ઉપર કાબૂ રાખવા માટે આપી છે, ગમે તેમ વેડફી નાખવા માટે નથી આપી. તેમ તેનો જરૂર જણાતો ઉપયોગ ન કરીએ તો તે મિથ્યાચારમાં આવી જશે. કેટલીક વખત એ કાબૂમાં ન હોય ત્યારે તેને શિક્ષા કરવા પૂરતો તેનો ઉપયોગ બંધ કરીએ તો તે તપ ગણાય. બાકી દેખાદેખી બંધ કરવી એ તો ઠીક ન ગણાય. વાણીનું મૌન ગીતાકારને મંજૂર નથી, પણ મનનું મૌન એ કહે છે. સત્તરમા અધ્યાયમાં ત્રણ તપ કહ્યાં છે તે કંઠસ્થ કરી લેવા જેવાં છે. તે પ્રમાણે જો આચરણ કરીએ તો બીજાં તપની જરૂર નથી રહેતી. ગીતાની ખૂબી જ એ છે કે એનું આચરણ ગમે તે વ્યક્તિ ગમે તે દેશ કાળમાં કરી શકે. વ્યક્તિ જાતે જ પોતાની પ્રગતિનો તાળો મેળવી શકે છે કે હિસાબ કરી શકે છે, એમાં કોઇના અભિપ્રાયની જરૂર નથી પડતી. × × × જેને થોડી ઘણી સમજણ પડી હોય અને તે જો આચરણની શરૂઆત કરી દે તો તેને ધીરે ધીરે સમજાવા લાગશે કે, "હું મનના અગર અંતઃકરણના બધા ભાવોથી પર હતો અને રહેવાનો છું. એ બધા ભાવોને હું જાણું છું. મને કોઇ જાણતું નથી." એ પોતાના અનુભવ ઉપર મુસ્તાક રહ્યા કરે તો તેને આખો રસ્તો કંટાળા વિનાનો, સરળ, અને સીધો લાગશે. એ ભાવ સમાગમથી આવે, ધાર્મિક ગ્રંથોનાં મનનથી આવે, વિચારથી આવે કે ભાવ પૂર્વકના રટણથી પણ આવે છે. એને માટે તમારૂં "અનુભવ પ્રકાશ"નું તારણ સારૂં છે. કર્તવ્યનો બોજો માથે લઇ ફર્યા કરીએ તેમાં સિદ્ધિ નથી. જે કામ થાય તે કર્યા કરવું. હા, તેમાં આળસ કે હરામખોરી ઘૂસે નહિ એ તપાસતા રહેવું. × × × પછી તો ધીરે ધીરે જાણવા ન જાણવાના ભાવને તિલાંજલિ આપવાની છે. કારણ કે ભાવ માત્ર અંતઃકરણ સુધી જ છે. ઊઠો ત્યારે આટલો વિચાર કરી ઊઠો. થોડી થોડી વારે

વચમાં વચમાં મનનું મૌન કરી શાંતિ જાળવી લેશો, તો ૧૦૮% ઉપર ગયેલું મન ઠેકાણે આવી જશે. આ તો અનુભવ કરીને જોઇ લેવાની એક નક્કર વસ્તુ છે. ચાહે હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, કે કોઇ પણ ધર્મ કે મત પંથનો અનુયાયી હોય તે કરી જુએ છે, અને શાંતિ મળે છે કે નહિ તે જોઇ શકે છે. એમાં તો શંકા જ કરવા જેવું નથી. અલબત, જરા સુસંસ્કારી બુદ્ધિ હોય, જરા વધારે લગની લાગી હોય, અને સંત સમાગમ હોય તો તો પછી આનન્દનું પૂછવું જ શું? શ્રી આત્મારામભાઇ પાસે કોઇ કોઇ સમય જવાનું થાય છે ત્યારે આવી જ વાતો નીકળે છે. તેમને ખૂબ ગમે છે અને જાણે કંઇ આરામ યા સાંત્વન મેળવતા હોય એવું લાગે છે. મારા ઉપર ખૂબ સ્નેહ છે. ન જઉં તો પણ અમારો સ્નેહ તો નિકટના સ્નેહીની માફક બન્યો રહે છે. ખરેખર, આવાં સ્નેહીઓ મળવા દુર્લભ છે. × × ×

૧૨

ૐ

રાંદેર, તા૦ ૨૮–૫–૪૩

આત્મસ્વરૂપ! ભાઇ નારૂશંકર,

× × × તમે નવું નવું સાહિત્ય વાંચો છો અને તેના વિચારને જ સાચા માની ચાલવાના પ્રયાસ કરો છો એ પણ તમારી માનસિક અસ્થિરતામાં કારણભૂત છે. જગત એટલે વિવિધતા. તેમાં વિચારની વિવિધતા હતી, છે અને રહેવાની. વળી મન પણ એવું છે કે કોઇપણ સમયે ધરાયું એમ કહેવાનું જ નથી. 'આત્મા સિવાય બધું જ અનિત્ય છે' એ વાત વાંચતા, લખતા, કામ કરતા કે વિચારતા ધ્યાન બહાર થઇ જાય છે. આપણે આપણી મરજી પ્રમાણે જગતને નચાવવા માગીએ છીએ એ બીજી

નિર્બળતા ગણાય. પણ જગતની વિવિધતા એ સાચી વિવિધતા નથી. સ્વપ્ન જેવી એ છે. એ વાત દૃઢ થતી નથી પણ ધીરે ધીરે સમજાઇ જશે ત્યારે દૃઢ થશે. જે જે વિચારો કે જે જે શંકાઓ ઉત્પન્ન થાય તે લખી નાંખીએ. આપણું ધ્યાન, મનન, વિચાર વગેરે ચાલુ રાખીએ અને પછી થોડા દિવસે એજ શંકાઓ વગેરેને તપાસીએ તો તેમાંની ઘણીખરી આપોઆપ શાંત થઇ ગયેલી જણાશે. મહેરબાની કરી આ બધી શંકા મનની છે, જાગ્રત અવસ્થાની છે, મારે તો કાંઇ પણ શંકા નથી, હું નિઃશંક છું. શાંત સ્વરૂપ છું અને રહેવાનો એમ વિચારો. મને શંકા કેવી? × × × આનંદની તમે વાતો લખો છો પણ તમારો અર્થ તો સુખનો નીકળે છે. સાચો આનંદ એટલે સુખ અને દુઃખ બંનેથી પરની સ્થિતિ. એ બંનેને જે જાણે છે તે છે. કોઇપણ સ્થિતિ તે મનની સ્થિતિ છે. સાચો આનંદ તો કોઈ પણ સ્થિતિમાં શાંત સ્વરૂપે, એક અને અખંડ એકરસ રહ્યા છે. એ તો દરરોજના અનુભવની વાત છે. "જે પોતાના અનુભવનો જ ઇન્કાર કરે તેને બીજો કોણ સમજાવે?" એવું એક સંતનું કથન છે. આપણે જે આનંદ માગીએ છીએ તે તો મનને માટે માગીએ છીએ. અને તે આનંદ પાછો ચિરસ્થાયી રહેવો જોઇએ. આનું જ નામ વદતો વ્યાઘાત કહેવાય. એક સંતે હમણાં જ એક ચોપડી બહાર પાડી છે. તેમાં તે લખે છે કે જાગ્રત અવસ્થામાં મન બહુ બહુ તો ૫-૭ મિનિ-ટ જ એકી સાથે શાંત રહી શકે છે. એટલે એટલો સમય જ તે સમાધિ કરી શકે છે. યોગથી, ભક્તિથી, જપ વગેરેથી લાંબા સમયની શાંતિ એ બધી ક્રિયાઓ ચાલતી હોય તે દરમિયાન રહે છે, પણ તેને સમાધિ ન કહી શકાય. એટલે જેટલો સમય તમે વાંચો, યોગ સાધો, ભક્તિ વગેરે કરો તેટલો વખત મન શાંત રહે છે એ વાત બરાબર છે. × × × મહેમાનોની વાત સાચી

છે. આપણે લોકોના અભિપ્રાય માટે જીવીએ છીએ. કે કાંઇને કાંઈ પ્રસિદ્ધિ માટે જીવીએ છીએ. હું વધારે કઇ રીતે કહી શકું. વધારે કઇ રીતે કરી શકું, એ બધી પણ લાલસા જ ગણાય. લાલસા કે વાસના છોડવા માટે "હું આત્મા સિવાય બીજું કાંઇ જ નથી," એ જ વિચાર ઉત્તમ છે. એ જ શ્રેષ્ઠ યોગ છે. જગત્ નથી ત્યાં બીજું શું હોઇ શકે? મનને સત્ય માનીને વ્યવહાર થાય એટલે બધું નિરાશામાં આવ્યા કરવાનું. અહીં એક મહિનો રહ્યા ત્યારે દરરોજ પૂછવાની વાત કરો, પણ પૂછ્યું એક દિવસ પણ નહિ! જે વસ્તુ જાતે મળીને પૂછવાની હોય ત્યાં પુસ્તક કામ નથી આવતું. એક વિદ્યાર્થી તેના શિક્ષકને પૂછે, "એક ને એક ત્રણ કેમ નહિ? બે જ શા માટે?" આનો જવાબ શો અપાય? ભાઇ, એમ જ છે. છતાં ન માને તો કાંઇ નહિ. અનુભવે સમજાશે. આને માટે મારા સંબંધમાં એટલું જ લખું કે મારાથી આપને સંતોષ ન અપાતો હોય તો લાચાર! માણસ શરીરથી કામ કરતો હોય છે ત્યારે તેને 'હું શરીર છું' એવું ભાન નથી હોતું. પણ એથી શું એ પોતે શરીર છે એ અનુભવતો બંધ થઇ ગયો? તેમ ચિત્ શકિત પણ બધા મારફતે કામ કરી રહી છે. પછી એ વાત કોઈ જાણે કે ન જાણે. જાણીને "હું એને મારી મરજી પ્રમાણે નચાવીશ," એ ભ્રમણા છે. એ તો હું જાણું, ન જાણું તોય કામ કરી રહી છે. શરીરની અને મનની શકિત હોય તેટલું તેની પાસે કામ લેવું આ આપણો પ્રશ્ન. બીજા આ પ્રમાણે વિચારશે તો અંધેર ફેલાશે, એવો વિચાર આપણે કરવાનો નથી. બેસી રહેવાનો વિચાર આવે તો બેસી રહેવું, પણ જો ચિત્ શકિતને કામ લેવાનો વિચાર હશે તો તે બેસવા દેશે નહિ. પછી આપણે આપણો અહં ઉમેરવો નહિ. કોઇપણ વિષયમાં ઝાઝી દલીલમાં ઊતરવાની જરૂર નથી. કેટલાકને તો બિનજરૂરી વિષયમાં માથું

મારવાની ટેવ પડી જાય છે. બધા જ વિષયો આપણે હાંસલ કરી શકવાના નથી. ગણિતના વિષયમાં આપણે કેમે કરી નિષ્ણાત નહિ થઇ શકીએ. સાયન્સનું પણ એવું જ! અર્થશાસ્ત્રમાં પણ તેમ જ! સૌ સૌની મર્યાદા પ્રમાણે સૌ વર્તે તો સારૂં. પૂર્વજો કરતાં આપણે નકામા વિષયોમાં માથું મારતા થઇ ગયાં છીએ. તેથી પણ અશાંતિ રહે છે. જેને સત્ય વસ્તુ જાણવાનો આગ્રહ નથી તે બધા વિષયોમાં માથું મારવા જાય તો–"jack of all and master of none"બને. × × × સ્વામી શ્રી વિવેકાનંદજી કહેતા કે હવે હું કયા વિષયમાં પડું? આર્થિક પકડું? સામાજિક પકડું? રાજકીય વિષયમાં પડું? કે બીજું કંઇ લઉં? આમ વિચાર કરૂં છું તો મગજ બાવરૂં બને છે. કહ્યું નથી કરતું. માત્ર એક જ વાત સૂઝે છે કે "Educate" "સંસ્કારી" બનું. એ દ્વારા લોકો પોતાની મેળે ઉપદેશ ગ્રહણ કરશે, બાકી બધી ચિંતાઓ છોડીએ. લોકો ન ગ્રહણ કરશે તો આપણે તો સંસ્કારી રહીશુંને! × × ×

૧૩

ૐ

રાંદેર, તા૦ ૧૭–૬–૪૩

આત્મસ્વરૂપ! ભાઇ નાથશંકર,

× × × મારા કાગળમાં કોઇ દિવસ રસ ન પડે, માસિક અટકાયત જેવું લાગે! તેમાં હું શું કરૂં? તમારૂં ખાતું એવું છે કે ગમે તે ચોપડી વાંચો, તેમાં તમને રસ પડે. શંકા ઊઠે તો તેનો જવાબ મારી પાસે માંગો! પણ ભાઇ રે, એક ધ્યેય નિશ્ચિત થયું તો તે રસ્તે ચાલવા માંડવું. ધીરે ધીરે બધું જ સમજાશે. બહુ શંકા ઉઠાવવી નહિ. શંકાઓ ઊઠે તો તે એક કાગળમાં લખ્યા કરવી; એ રાખી મૂકવી. અમુક ટાઇમ પછી એ શંકાઓ જોશો તો જવાબ આપોઆપ મળી ગયા હશે. અગર પ્રશ્ન કે શંકાઓ

નકામાં હતાં એમ લાગશે. પૂર્ણ તો એક જ છે. બધા પ્રશ્નોના જવાબ મન માનતા નહિ મળે અગર સમાધાન અપૂર્ણ લાગે એમ પણ બને. પણ તેથી ગભરાઇએ નહિ. વ્યવહારમાં તો અપૂર્ણતા ભાસવાની અને વિવિધતા પણ દેખાવાની. આપણે શરીર, મન વાણીથી પર છીએ અને મનથી પ્રશ્ન પૂછીએ તેમાં બધા જ પ્રશ્નોનું સમાધાન ન પણ મળે; અગર અધુરું મળે. મને પોતાને તો કોઇ શંકા ઉત્પન્ન જ નથી થતી. શંકા ઉત્પન્ન થાય છે તો પૂછું છું કે એ શંકા કોણે કરી? 'હું' શું કરૂં છું? જવાબ દીવાની જ્યોત જેવો છે. મારે બીજાંનું શું કામ? મનમાં બળ આવવાનું એક જ સાધન છે, અને તે એ કે મન "હું" નથી. એ ભૂલ કરે, ઓછું કામ કરે, અક્કલ વિનાનું કામ કરે તેમાં "હું" તો દુઃખી થતો નથી જ, પણ "હું" દુઃખી થાઉં છું એમ માની લેવાય છે. હવે જે પોતાના અનુભવને પણ ગણકારે નહિ તેને કોણ સમજાવી શકે? We are always putting the cart before the horse. આપણે ઘોડા પહેલા ગાડું કે ગાડી મૂકવાની ભૂલ કરી બેઠા છીએ. કલકત્તે બેલુર મઠમાં જાઓ તેથી ખુશ છું, પણ કોઇ કાંઇ નવો વિચાર કહે કે તરત બાળકની માફક તેને અનુસરવાની પદ્ધતિ અખત્યાર કરવી એ તો ઇચ્છનીય નથી. × × ×

૧૪

ૐ

રાંદેર, તા૦ ૭ ૭-૪૩.

આત્મ સ્વરૂપ! નારૂભાઇ,

× × × કોઇ ભાઇના અમુક જાતના વર્તનથી તેને પોતાને નુકશાન થયું તેથી તમે કોઇ વસ્તુ ન લેવાનો નિશ્ચય કે પ્રતિજ્ઞા

કરી લોછો એ ઇચ્છનીય નથી. તમે × × × ન લેવાનો નિશ્ચય કર્યો તે મને ન ગમ્યું. વ્યસનની ચીજો ચાહ, બીડી, તપખીર, ભાંગ, ગાંજો વગેરે માટે તેમ કરી શકાય, પણ શરીરને જરૂરી વસ્તુનો ત્યાગ ન કરાય. મેં તો મારા વિચારો કહ્યા. ભાઇ લલ્લુભાઇના કોમળ હૃદયની વાત વાંચી. એમને માટે માન થયું. કલાપી કહે છેઃ–

પડયા જખમો સૌ સહ્યા, સહીશ હજી યે બહુ,
ગણ્યા નવ કદી, ગણું નવ કદી પડે છો હજુ;
અપાર પડશે ને જીગર હાય ! આળું થયું,
પરંતુ હૃદય કઠિન ન બનો, એ જ ઇચ્છું પ્રભુ હું.

અધ્યાત્મિક વિષયમાં જેનું હૃદય કોમળ છે, જેનું જીવન નિર્મળ છે અને જેનો વિષયો ઉપર કાબૂ છે તેને જ સ્થાન છે. શ્રી સ્વામી વિવેકાનંદજી કહે છે, "It is heart that plays the most important part in religion; only brains die of dryness !" આ બધા આધારો એ માટે ટાંકું છું કે તમારી દઢતા વધે. અમારે ત્યાં કામ કરતી પ્રેમી ડોસીના બન્ને દીકરા પ્રભુ શરણ થયા છે. એક સ્ટીમરમાં ગયો ત્યાં ડૂબી ગયો. બીજો અહીં માંદો હતો તે આજે સવારે ગયો છે. આ મોંઘવારીમાં, વૃદ્ધાવસ્થામાં, અજ્ઞાનથીભરેલાં વાતાવરણમાં આ ડોસીમાનાં શા હાલ થશે ? આવા કેટલાય કિસ્સા જગતમાં બનતા હશે ? ફક્ત તે આપણી જાણ બહાર એટલે આપણને ખબર ન પડે. સૌ પોતપોતાંનાં દુઃખને મહાનથીય મહાન્ ગણે છે પણ દુનિયામાં બીજાઓના કિસ્સા જુએ તો જ સમજાય કે પોતાનું દુઃખ કાંઇ જ વિસાતમાં નથી. મોટે ભાગે લોકો પોતાના કરતાં ચઢિયાતાને જોઇ દુઃખી થયા કરે છે, અગર અસંતોષી રહે છે, પણ એક વિચાર બહુ આશ્વાસન રૂપ છે. "I am Superior

to many & inferier to few." માણુસ આનંદમાં રહેવાથી જેટલા નવા વિચારો શોધી શકે છે તેટલું દુઃખના વિચારોથી તે આગળ વધતો નથી. માટે જેમ બની શકે તેમ આનંદમાં રહેવાનો માણુસનો પ્રયત્ન હોવો જોઇએ. માણુસને ઠંડી લાગે છે તો તે તેને શમાવવા અગ્નિ શોધે છે. પણ તે ધૂંધવાતા અગ્નિ પાસે ન બેસતાં ભડભડ બળતા અગ્નિ પાસે જ બેસશે. × × × લખતાં લખતાં આડે ચઢી જવાયું પણ આનંદમાં રહેજો અને આનંદના સંદેશાઓ મોકલશો. આનંદ સ્વરૂપ એ તમારો સહજ સ્વભાવ છે, પણ આપણુને નાનપણથી કે જન્મોજન્મથી દુઃખના વિચારો કરવાની ટેવ પડી ગઇ છે અને એ ટેવે ગંભીર સ્વરૂપ ધારણ કર્યું છે. રોગ કષ્ટ સાધ્ય છે પણ અસાધ્ય નથી જ. રોગી પાસે કે દુઃખી પાસે રોગની કે દુઃખની વાતો કરીશું તો તેથી તેને સુખ થવાનું નથી, પણ આરોગ્ય કે આનંદની વાતો કરવાથી જ એ સૌનું મેલાણ થશે.

## ૧૫



જોધપુર તા૦ ૭-૯-૪૩

આત્મ સ્વરૂપ! ભાઇ નારૂશંકર,

× × × પ્રેમનો બદલો શા માટે? જેટલો હું પ્રેમ કરવાને સ્વતંત્ર છું તેટલા તમે પ્રેમ નહિ કરવાને સ્વતંત્ર છો. ગીતા આપણુને શીખવે છે કે તને પ્રેમ કરવાને અધિકાર છે પણ તેનો બદલો એટલે ફળ માગવાનો અધિકાર નથી. ગીતાનું આ મહાન સૂત્ર છે. કહો કે મનને શાંત રાખવાની આ એક મહાન શોધ છે. આપણે એ સૂત્રને જીવનમાં ઉતારીએ તો અર્ધા ઝઘડા મટી

જશે. જ્યાં ભૂલ બતાવવાથી આપણને કે તેને ફાયદો થતો હોય ત્યાં જરૂર ભૂલ બતાવીએ, પણ જ્યાં તેનું ફળ ઝેર વધવામાં થતું હોય તો માંડી વાળીએ. આપણે કોઇને આપણો સંબંધી ગણતા હોઇએ, પણ તે આપણને ગણતો હોય તો જ; નહિ તો કોઇને સલાહ આપવા ન દોડયા કરીએ. ગધેડાનું પૂંછડું લાત વાગે તોયે છોડવું નહિ એવું ન કરીએ. વિચાર કરી જોશો. ચંદુ ખોટો હોય તો જણાવશો, તે પોતાની ભૂલ સુધારવા તૈયાર છે. × × ×



૧

ૐ

રાંદેર, તા૦ ૪-૧-૩૩

આત્મ સ્વરૂપ !

× × × ત્યાં આવી જાય પછી એનો શો ઇરાદો છે એ જાણી લઇને નોકરી પર ચઢાવી દેવો અને પ્રેમથી કામ લેવું. પ્રેમ વડે હિંસકપ્રાણી પણ મિત્ર બની જાય છે તો મનુષ્ય જીવનું તો બોલવું જ શું રહ્યું? કોઇ પણ મનુષ્ય સ્વભાવે પૂર્ણ નથી, અને શારીરિક કે માનસિક દૃષ્ટિ યે પણ પૂર્ણ નથી હોતા. કેવળ આત્મા જ પૂર્ણ છે. એટલે દરેક મનુષ્યજીવ તેના જીવનમાં ભૂલ ને ગફલત કરે એવી દૃષ્ટિ રાખવાથી મનુષ્યમાં ક્ષમાગુણ આવી જાય છે. આપણે પોતે જ વ્યવહારમાં કેટલી ભૂલો કરીએ છીએ, કરી છે અને કરીશું એ પ્રત્યક્ષ અનુભવની વાત છે એ ધ્યાનમાં રાખવું. મનુષ્ય પોતાના સદ્‌ગુણોને ઓછા આંકે અને દુર્ગુણોને મોટું રૂપ આપે તથા બીજાઓના સદ્‌ગુણોની મોટી કિંમત આંકી એના દુર્ગુણ તરફ દુર્લક્ષ રહે તો શાંતિ બહુ રહેશે. આપને આ બાબત લખવાનો મને અધિકાર નથી, કારણ આપ તો ચંદુના મોટાભાઇ છો, તેથી ક્ષમા કરશો. ચંદુ પોતાના વ્યવહારમાં કઇ રીતે શાંતિ રાખે છે તે લખ્યું છે.

પરમાત્માશ્રીનું પુસ્તક* છપાઇ ગયું હોય તો અહીં મોકલી આપશો.

લિ. આપનો પ્રેમી સ્વરૂપ ચંદુભાઇ.

૨

ૐ

15-7-33.

Dearest Blessed Self,

× × ×

Surrender completely everything to the will of the Divine self when you are on the material plane-mind always fixed on the Self, and you will realise that we enjoy highest Heaven on earth.

The Real self is just like a *magnet*, and body, mind, intellect are just as many needles. If these needles are in touch with the magnet they become magnetised, & we see the world & everything in a different light. The whole plane is changed. As the body does not belong to us but it is given to us in trust, we should take proper

---

* "શ્રી દેવીદાન અનુભવ પ્રકાશ" નામનું હિંદી ભાષામાં છપાયલું પુસ્તક જેમાં મહાત્મા શ્રી દેવીદાનજીના પચાશ વર્ષોથી વધારેના વૈદકને લગતા અનુભવ સિદ્ધ નુસખા-પ્રિસ્ક્રીપ્શન ઉપચારોની નોંધ છે, અને જેમા તેમનું ટૂંકું જીવન ચરિત્ર તથા તેમણે આપેલા ઉપદેશનો સાર આપ્યાં છે. પુસ્તક મળવાનું ઠેકાણું-શ્રી. દેવીદાન દેવસ્થાન જોધપુર, (મારવાડ) કિંમત રૂા. ૧-૪-૦.

care of the same. × × × Do not look to money when there is the question of health. × × × Never lose your balance but always keep cool & collected. × × cannot stay in the Ashram and do and act as Bapji ( Devidanji Maharaj ). Changing of clothes would not make a man fit to conduct an Ashram. He must have a lot of Tapasya, magnanimity of heart ( Pure Love ) & deep spiritual insight.

Yours Own
Chandu.

ૐ

ૐ

રાંદેર, તા૦ ૯-૪-૩૪

પરમપ્રિય આત્મસ્વરૂપ !

ગઇ કાલે આપનો તાર Sister died to day મળ્યો. તે વાંચી દિલગીરી થઇ. કેટલાક સમય સુધી એના ગુણ અને મનની પવિત્રતા યાદ આવ્યા. જે જન્મે છે તે જાય છે એ જગતનો સહજ સ્વભાવ છે. આજે મેં આપને તાર કર્યો છે કે Sympathise, Take Courage, Letter Follows એ મળ્યો હશે. × × × આપ તો સમજુ છો. વળી પૂરા જ્ઞાની છો. આપ જાણો છો કે આત્મા અમર છે અને એજ સૌનું સ્વરૂપ છે. બરોબર જ્ઞાનદૃષ્ટિથી જોશો તો દેહ જેવી કોઇ વસ્તુ નથી. આપણા બચપણથી જ દેહમાં અહં કરવાનો અભ્યાસ પડી ગયો

છે તેથી રાગદ્વેષ ચાલુ રહે છે. જેટલા આપણા શરીરના સંબંધી છે તેમના તરફ "આ મારા" એવો ભાવ થાય છે. આનું નામ તે રાગ. અને રાગ થયો કે સુખદુઃખ ભોગવાના. અને જે કોઇ આ સંબંધીઓથી અલગ છે (જેઓ સંબંધી નથી) તેમના તરફ ત્વમ્ (તું–તમે એવો) ભાવ થાય છે, જે દ્વેષ ઉત્પન્ન કરે છે. રાગદ્વેષ બન્નેને હઠાવવા એમાં મનુષ્યજન્મની સફળતા છે. આપનો સ્વભાવ ઘણો પ્રેમી છે તેથી આપને જરૂર થોડું દુઃખ તો થવાનું. પરંતુ આપ વિવેકી છો. વિચાર કરશો તો મારૂં લખવું યથાર્થ લાગશે. બીજી રીતે વિચાર કરશો તો આપને આનંદ થવો જોઇએ કે, શરીરને તો એક દિન જવાનું તો છે જ, તો જેનાપર આપનો પ્રેમ હોય એ સુખી થાય એવું આપ જરૂર ઇચ્છો. એ દૃષ્ટિથી એ આપના પહેલાં ગઇ ને સુખી થઇ. પ્રેમપાત્રને સુખી કરવામાં પ્રેમીના પ્રેમને સંતોષ ને આનંદ મળે છે. હું તો એમ સમજું છું કે આપનું એક કરજ હતું તે આપે દઇ દીધું, અને આ કરજ દેવામાંયે આનંદ થવો જોઇએ. આપ ક્ષત્રિયવંશ જ છો તો વીરની માફક વીરતા ધારણ કરો. Be bold & take courage.

૪

ૐ

20-1-35.

Dear Blessed self,

Go on repeating ૐ and be merged in the Real Self from time to time. It is only when we forget the body and mind consiousness that we enjoy perfect peace and Bliss. As long as one

lives, one has got to be alert. The Yoga continues as long as the body lasts.

Love from all to all. Yours own,
Chandu.

૫

ॐ

10-2-35.

Dearest Blessed Self,

× × × I am so glad to note that you are now free from anxieties about your service. Now have firm faith in the Divine Self and be always stationed in the Self, forgetting the body & the mind. Feel that you had never a body & the mind. To be conscious of the Self is forgetting the body & the mind. Happiness & misery affect the body & the mind, but never the Self or the Atman. This is the only Truth. The process by which we remain in that atate of Blissfulness is real Tapasya. As long as the body lasts one has got to perform that Tapasya. If one can hold this Truth in life he is a Yogi of the highest order. Go on chanting ॐ with the above meaning. × × ×

૬

ॐ

1-1-37.

Dearest Blessed Self,

Chandu was grieved to learn from you that Saraswati Devi passed away on the 27 December,

1936. The rat-bite was an evil omen for her. Females generally feel much in such matters; so console Chandrani* that as her own body is not her own, the body of the child did not belong to her. It was God's, & He takes away or took away whenever He wants it. All of you should practise now as shown by Chandu and enjoy life. We are all here to enjoy life and it is so ordained by God, but we are being enjoyed by Vishayas & Vasanas. We are all Brahma-nothing short of it. Always look everything from that stand point & we are the happiest men on the earth. Whenever encircled by grief, avarice, passion, anger, put the question "Who am I ?" & real peace will begin to come. That is the way how your Chandu takes life and enjoys it; otherwise, he is also just like you. Be faithful to the Real Self, who is the nearest & the dearest of all. Let others practise in their own way, either by starvation or what not. But such things should not amaze any of you. Trees do not take water for nearly eight months. Atman is the Siddhi. It requires no other Siddhi. The Siddhis are all in Maya or in Prakriti. While looking Jagat from the material standpoint, give everything its due, but

---

* બાપુજી શ્રી ગુરુ પ્રસાદજીના પુત્ર વધુ.

looking from the Atmic standpoint, all are YOU (the Real Self). Read Ram Tirtha and Anubhava Prakasha* at least once daily, then meditate upon what he has said for that day. Such letters are meant for all who are treading this path.

૭

ૐ

Rander 23-1-37.

Dearest Blessed Self,

Chandu has not heard from you for a pretty long time. After leaving service you have grown a little bit lazy. Is Chandu right? Or if otherwise, please disprove it by writing regularly. Chandu, when he left Jodhpur, asked you to be very regular in your habits, especially in taking regular diet & in sleep. My dear self, mind, this is old age and one need not be careless & irregular.

Do you read Anubhava Prakasha & Ram Tirtha regularly? Please do so for Chandu's sake. Whether one believes it or not, he is साक्षी-आत्मन्- nothing short of it. So please take your firm seat on that highest Self & enjoy real Bliss, &

---

* પક્ષપાત રહિત અનુભવ પ્રકાશ. હિંદી પુસ્તક. સ્વામી વિશુદ્ધાનંદજી પ્રસિદ્ધ કાલી કામલીવાળા બાબા વિરચિત.

મળવાનું ઠેકાણું—શ્રી ખેમરાજ શ્રીકૃષ્ણદાસ, શ્રી વેંકટેશ્વર સ્ટીમ પ્રેસ, ખેતવાડી, મુંબઇ, કિંમત રૂ. ચાર.

make others partners of that Anand. One need not worry about Jagat. It is going on & will go on, even if one does not think about it.

૮

ૐ

રાંદેર તા૦ ૨૩-૧-૩૭

આત્મસ્વરૂપ, કિશોરી રમણુ*

× × × આપ એકલા એકલા પણ "અનુભવ પ્રકાશ" વાંચતા રહો છો એ જાણીને ઘણો આનંદ થયો. જે દેશ જવું છે તેનો વિચાર કરી રાખીએ તો રસ્તો અનેક તરેહ સુગમ થઇ પડે છે. કારણ, બચપણથી દેહાભ્યાસ ચાલુ રહ્યા છે. તે દૂર કરવા સારૂ અભ્યાસ, તપ, વગેરેની આવશ્યકતા છે. જિંદગી દરમ્યાન નિરતિશય આનંદ (આત્માનો આનંદ) લૂંટવો એમાં મનુષ્યજન્મની સફળતા છે. સૌથી પ્રથમ ટેવ પાડવી જોઇએ. આપ તો સમજુ છો. આપને શું લખવું? વિષયો આપણી સામું હરહંમેશ ઊભા છે: તેને આધીન ના થવું એમાં શૌર્ય છે. મિત્રના વેશમાં વિષયો આવીને શત્રુનું કામ કરી રહ્યા છે; આપણા સામર્થ્યને લૂંટારા પેઠે લૂંટી રહ્યા છે. તેઓ આપણે આધીન જોઇએ, તેને બદલે આપણે તેમના ગુલામ બની જઇએ એ ઠીક નથી. વિષયો આવ્યા તો મિત્ર થઇને, અને હવે બની ગયા દુશ્મન.

સરસ્વતી (પુત્રી) સૌને બોધ આપી ગઇ છે કે મારામાં અહંકાર ન હતો, તો પણ (હું) શરીર પ્રારબ્ધને વશ છું. સૌના શરીર પ્રારબ્ધને આધીન છે, અને જ્યારે શરીર મારૂં નથી ને હું શરીરથી જુદો છું, તો તેના સંબંધીઓ મારા ક્યાંથી થશે? હું તો સૌના શરીરથી જુદો છું અને તેવો રહેવાનો. શરીર

*બાબુજી શ્રી ગુરુપ્રસાદજીના પુત્ર.

તો પંચભૂતોનું છે અને તેમને આ શરીરનું દાન દેવું જોઇએ. અને આવું દાન દેવામાં કંઇ ઉપકાર નથી, કારણ એ તેમનું જ છે–આપણા અહંકારે વચમાં પડીને તેને પોતાનું કરી લીધું હતું–તેમનાથી છીનવી લીધું હતું. આપણો સાચો અહંકાર આત્મામાં જોઇએ; જે જૂઠો–ખોટો–અહંકાર શરીર ને મનમાં રાખ્યો છે તે ત્યાંથી ખેંચી લેવો જોઇએ, અને તેમ કરવામાં શ્રમ નથી પડવાનો.

શ્રી. ચંદ્રાણીને જુદો પત્ર નથી લખતો. તમો જ સમજુતી આપશો એવી આશા છે. હું સાક્ષી છું, અને ૐ મારૂં સ્વરૂપ છે એવું સમજીને ૐ ના જપ હરહમેશ કરતા રહેવા એવી મારી આપ સૌને વિનંતિ છે.

મહાત્મા જે ગુફામાં બિરાજે છે તે પોતાની સમજ મુજબ બોલશે ને વર્તશે. સિદ્ધિઓ મનુષ્યને ફસાવે છે. તેઓ માયાના સ્વરૂપ છે; તેથી અહં વધે છે, નમ્રતા નથી આવતી.

૯

ૐ

રાંદેર ૨૬–૩–૩૭

પરમાત્મન્ બાબુજી,

આપ સૌ કુશળ છો અને સ્વરૂપચિંતનમાં થોડો સમય ગાળો છો એ વાંચી આનંદ થયો. સ્વરૂપમાં સ્થિર થવું એ જ કર્તવ્ય છે. અહં જે શરીર, ઇંદ્રિયો અને મન વગેરેમાં લાગે છે તેને (અહંકારને) ઉઠાવીને આપણા સ્વરૂપ આત્મામાં લગાવતા રહેવું એ હવે કરવું રહ્યું. આપણા શરીર–કહો કે સૌના શરીર–એ તો મુડદાં dead body છે. તેને તો જ્યારે મન અને પ્રાણ ઉઠાવે ત્યારે જ ચાલી શકે. આ શરીર અને મનને જાણવાવાળો "હું" દરેક અવસ્થામાં હાજર હજુર છું, એ વિચાર કાયમ રાખવો

જોઇએ. આ કર્તવ્ય છે, એજ મનન છે, અને એજ સાક્ષાત્કાર છે. આપને વિશેષ શું લખવું?

બસ. આવા વિચારમાં જ આનંદ આનંદ રહે છે ને સંસારની ગંધ માત્ર રહેતી નથી.

૧૦

ૐ

રાંદેર તા૦ ૮–૪–૩૭

મારા પ્રિય સ્વરૂપ!

× × ×

શ્રી રામતીર્થ અગર અનુભવપ્રકાશનો અભ્યાસ વારંવાર કરતા રહેશો, અને મસ્ત થઇને આપના દિવસ આનંદથી ગાળશો. સારા બ્રહ્માંડ આપણાથી ભરેલા છે, હું સૌનો માલીક છું, મારો માલીક કોઇ નથી. આપ તો સમજુ છો એટલે વધુ શું લખવું?

૧૧

ૐ

રાંદેર, તા૦ ૮–૬–૩૭

આત્મસ્વરૂપ! બાબુજી,

× × × જોહરિજી લખે છે કે હવે બધું છોડીને એકાંતવાસ લેવાનો વિચાર ચાલે છે, એ પણ ઠીક છે. જ્યાં બેસો ત્યાં એકાંત જ છે. શરીરની યાત્રા ચાલી રહી છે. થોડા દિવસ માટે એકાંત સારૂં લાગે છે. મનનો એવો સ્વભાવ છે કે જે વસ્તુ એની પાસે ના હોય તેની ઇચ્છા કરવી! જ્યારે એકાંત મળી જાય ત્યારે બીજાની સાથે મળવાનો વિચાર આવે છે! જ્યારે ઘણાનો સંસર્ગ થાય છે ત્યારે એકાંતની ઇચ્છા રાખે છે! જ્યાં સુધી આ મન આત્મા–સાક્ષી–ચૈતન્યને મળીને શાંતિ નહિ મેળવે ત્યાંસુધી એને કદાપિ શાંતિ મળવાની નથી. તેથી મનને તો હરહંમેશ આત્મામાં સ્થિત કરવાનો પ્રયત્ન કરતા રહેવો. એટલે હું આત્મા સિવાય

બીજો કોઇ નથી એવું ચિંતન કરવું શ્રેષ્ઠ છે. શરીર અગર અંતઃ-કરણ સાથે મારો સંબંધ છે નહિ અને થવાનો નથી. આ સાચો આનંદ છે, આ સાચી શાંતિ છે. × × × આપ સૌ આનંદ સ્વરૂપ છો, અને તેમાં જ શાંતિ રાખી પોતપોતાની શરીરયાત્રા પૂર્ણા-નંદથી કરતા રહો એવી આપ સૌને મારી પ્રાર્થના છે. × × ×

૧૨

ૐ

૧૭-૭-૩૭

આત્મસ્વરૂપ બાબુજી !

× × × આપનો પ્રેમપૂર્ણ પત્ર મળ્યો. આપ સૌ—આપ સૌના વાસ્તવિક સ્વરૂપ—ચૈતન્ય બ્રહ્મ છે. આપ સૌ મારાજ સ્વરૂપ છો. આપ સૌને શું લખવું? દેહ આદિમાં અહં થવાથી મનુષ્યને સુખદુઃખના માર્ગે ફસાવે છે. અહં એ મોટી માયા છે. એને તોડવી એ યોગ છે, એ જ્ઞાન છે, એ ભકિત છે, એ કર્મ છે. એ અહં મોટો ફાંસો છે. જે એમાં ફસે નહિ તે માયાબળ-માંથી નીકળી જાય. જ્ઞાની, ભક્ત, યોગી વગેરે સૌ ફસાય છે. જો થોડું સરખુંયે ધ્યાન રખાય અને પોતાના સર્વ કર્મોપર નજર રાખે તો મનુષ્ય સીધો થઇ જાય અને "આત્મા"–"સ્વરૂપ"માં દૃઢ બને. કોઇ સ્થળે (એને) શોધવાની જરૂર નથી. એની પાછળ દૃઢતાથી મંડયા રહેવું જોઇએ. એ સારૂ કોઇ સિદ્ધિની જરૂર નથી.

મારે "આત્માને" કોઇ વસ્તુની જરૂર નથી. પ્રારબ્ધવશાત્ જે મળવાનું હશે તે અવશ્ય આવી મળશે. ન મળે તો તેની ચિન્તા શા સારૂ કરવી? મનને ભૂતપિશાચની માફક અહીંતહીં દોડવાની ટેવ પડી છે. હવે મનને રોકવું જોઇએ. મન રોકયું કે સંસાર મટયો. અને મનને રોકવા માટે હું આત્મા"–સાક્ષી" છું એવો હૃદયપૂર્વક (અંતરથી) અનુભવ કરતા રહેવો. આજ સત્સંગ છે. વિશેષ શું લખવું?

૧૩

ૐ

Ahmedabad. 17-7-37.

આત્મસ્વરૂપ ! કિશોરી રમણ,

...... બાબુજી ઉપર આજે પત્ર લખ્યો છે તે બરોબર વાંચશો અને તે પર વારંવાર મનન કરશો. મનની ચંચળતા દૂર કરવાની યુક્તિ તેમાં લખી છે.

મારા ધ્યાનમાં એવો એકે ધંધો નથી જે હું આપને બતાવી શકું. આદમીને ધન કમાવાની ઇચ્છા જરૂર થાય છે. ધન કમાવામાં બે વાત ધ્યાનમાં રાખવી-એક તો એ કે આ શરીરનો નિભાવ કરવા સારૂ કેટલું જોઇએ. અને બીજું, ઉપભોગ સારૂ કેટલું જોઇએ. વળી એ પણ ધ્યાનમાં રાખવું કે ધન કમાવાની એકે તક હું જવા નહિ દઉં. ત્રીજો વિચાર એ કરવો કે જેટલી ઇચ્છા મેં કરી હતી તેટલી યા તે પૂરતું મને તુરત મળ્યું હતું અગર આજસુધી મળ્યું છે ખરૂં ? આવા વિચાર રાખેથી મનુષ્યને શાંતિ મળી જશે. હું તો આપને એ કહું છું કે આપ જ્યાં છો ત્યાં જ લાભ મળી જશે. Rome was not built in a day. પ્રારબ્ધમાં હશે તો લાભ મળી આવશે. Have patience "We do not know what is in store for us", speaking from the material standpoint–Spiritually speaking, everything is in us–we are It. We need not stop our spiritual progress when we are not well off materially. On the contrary, we should stick to our goal with more zeal & confidence. There is some higher power that directs me to that realisation of Atman. Root out all thoughts

of body consciousness, & in its state put the "Atmic idea" that I am nothing but the "Atma". What more ? × × ×

१४

ॐ

Ahmedabad. 5-3-38.

Dearest Blessed Self,

× × × In every act of ours please see how much of ego is there ? This अहम् is the root cause of all our miseries. This alone brings separation between ourselves & Paramatman. It is this ego alone which is Maya, अज्ञान, Jivabhava, or call it by any name. If this thief of ego is caught the whole mischief is at an end; then there is no birth, no death. It is all peace & that is the goal of life. × × ×

१५

ॐ

Ahmedabad. 14-3-38.

Dearest Blessed Self,

× × × Your Chandu is ever Blissful. He knows, if he turns his head towards Jagat there is no Bliss. A man has to live all the while in Jagat, then how is it possible to turn towards Atman & be away from Jagat ! But

there is a key to that also, & what is it? Is not Jagat the Atman? So let the head turn in any direction; there is on all sides the God head-God-Atman-સાક્ષી. Is your Chandu right? Does that experience tally with that of yours? Let all of us see the same Self manifested in all names & forms. Where is Jagat? It is the Self. The idea of separatedness creats the Jagat. There is no creation. It is only the projection of the Self-as in dream the dreamer is projected as dream. Where is Jagat? There is Jagat because we see it as such. Our enemy & friend, our superior & servants, animals, birds, insects & even inanimate things are all our Self. What a Bliss?

I have requested and still request dear Kishori to meditate or think or read Ram Tirtha or Anubhava Prakash, & asked him to take up any one idea and ruminate over it at least for some days; so much so that the idea penetrates every pore of your body. Feel the idea-there lies the beauty.

૧૬

ૐ

અમદાવાદ, તા૦ ૧૬-૩-૩૮

સચ્ચિદાનંદ સ્વરૂપ! સૌ. ચંદ્રાણી,

આપનો કુશળ પત્ર બાબાસાહેબને રાંદેર મળ્યો હતો અને તેનો જવાબ ભાઇ નારૂશંકરે આપી દીધો છે, એવા સમાચાર

છે. શ્રી. બાબુજી અગર શ્રી. કિશોરી રમણ પર હું જે જે કાગળ લખું છું તે બધા વાંચવા, અગર ન વાંચ્યા હોય તો માંગીને વાંચી લેવા.

સઘળો વ્યવહાર મન ચલાવે છે તેથી વ્યવહારના ચિંતનમાં જે રીતે મન લાગી જાય છે તેવું ચિંતનમાં પણ મન લાગી શકે. એટલે હવે વિચાર કરી લેવો કે કયા ચિંતનથી મનને આરામ મળે છે. જગતના વિચારથી આનંદ મળે છે કે પરમાત્માના—આત્માના વિચારથી આનંદ મળે છે? એ તો અનુભવથી જાણી જશો કે જગતના વિચારો થોડો કાળ સારા (સુખદાયક) લાગે છે, પરંતુ તે પછી તો તે દુઃખદાયક થઇ પડે છે, અને પરમાત્માનું ચિંતન-વિચાર જ્યાં લગી રહે છે, ત્યાં સુધી આનંદ જ રહે છે, અને એ વિચાર બંધ પડે છે ત્યારે ઊલટું દુઃખ થાય છે. સઘળા દુઃખ ભૂલવાનો ઇલાજ જ પરમાત્માના વિચાર, ચિંતન, આદિ છે. આ પરથી એટલું સ્વાભાવિક રીતે સાબિત થાય છે કે, મનુષ્ય જીવનની સફળતા પ્રભુ પ્રાપ્તિ અને ચિંતન છે. આ બાબત વારંવાર મનમાં ઠસાવીને પ્રભુનું ચિંતન કરતા રહેવું. યુવાવસ્થામાં આ સઘળું થઇ શકશે; વૃદ્ધાવસ્થામાં નહિ બને. વૃદ્ધાવસ્થામાં સઘળી ઇંદ્રિયો અને મન નિર્બળ બની જાય છે, પુત્ર સંતતિ આદિ પરિવાર વધતો રહે છે, એટલે તેમની જંજાળમાંથી બહાર આવવું મુશ્કેલ થઇ પડે છે. આપને યાદ હશે કે એકલી લક્ષ્મીની ઉપાધિથી વિઠ્ઠલનગરમાં આપનો કેટલો સમય બરબાદ જતો હતો. પુરુષ તો એના કામધંધે ચાલ્યો જાય છે (એટલે એ રીતે એનું મન રોકાયલું રહે છે). હું તો એટલે સુધી કહું છું કે પુરુષ કરતાં સ્ત્રીને આધ્યાત્મિક વિષય અધિક ઉપયોગી છે—પોતાને સારૂ તથા પોતાની સંતતિ સારૂ. વળી પુરુષ કરતાં સ્ત્રીનું હૃદય વિશેષ કોમળ હોય છે. જે સ્ત્રીમાં હૃદય નથી, અને પ્રેમ, શાંતિ, દયા આદિ ગુણ નથી તે સ્ત્રી સ્ત્રીનામને લાયક નથી.

હું આપને વિનંતિ કરૂં છું કે, સાદાઇથી રહેશો, આજકાલની ફેશનમાં ફસાશો નહિ. જે તેમાં ફસાયા છે તેમને તે વેળા તો ખબર નહિ પડે, પરંતુ તેમણે યાદ રાખવું કે બધા દિવસ એક સરખા જતા નથી; કાલે શું થશે તેની કોને ખબર છે? તે મુજબ ખાવાપીવામાં પણ સાદાઇ રાખવી. સારાંશમાં એ કહેવાનું કે દરેક વસ્તુ પર અંકુશ રાખવો. આપ તો સમજુ છો અને આપ સૌની મારા પર કૃપા છે તેથી આ લખેલી અને સમજાવેલી બાબતો પર વિચાર કરશો અને તે મુજબ પોતપોતાનું જીવન ગાળશો. આપનું મૂળસ્વરૂપ આ શરીર નથી, કે મન બુદ્ધિ નથી; આપનું વાસ્તવિક સ્વરૂપ તો પરબ્રહ્મ–સાક્ષી ચૈતન્ય છે. એ કઇ દૃષ્ટિથી જોવું–અનુભવવું એ મેં સમજાવ્યું છે. સૌ સાથે બેસીને રાત્રે અડધો કલાક વિચાર કરો, ચર્ચા કરો તો સત્સંગ થતો રહેશે.

"આપનો પત્ર મળ્યો તે વાંચી આનંદ થયો", એટલું તમે લખો તેથી મને સંતોષ મળવાનો નથી; પરંતુ આપ સૌ કેટલી Practice કરો છો, આનંદ કઇ રીતે લો છો એ જાણવા ચાહું છું. ખૂબ Practice કરો અને ખૂબ મસ્તી–આનંદ કરો એવી પ્રાર્થના છે.

લિ. ચંદુભાઇના શુભાશિષ.

૧૭

ૐ

તા૦ ૩૧–૩–૩૮

આત્મસ્વરૂપ! કિશોરી રમણ!

× × ×

જગત આપણો જ પસારો Projection છે, એ વિચાર આપને ખૂબ પસંદ પડયો એ જાણી આનંદ થયો. તો તેની સાથે સાથે બીજો વિચાર પણ કરવો કે સર્વ વ્યવહાર સાચો છે–સત

છે, એવું માની વિચાર કરીએ તો જે પરમાત્માની મરજી છે તે જ મારી મરજી છે, એવો વિચાર પણ સાથ સાથ કરવો.

હું પરમાત્માથી અલગ ક્યાં છું? પરંતુ ભૂલ અહીં થાય છે કે આપણે અહંકારને જાગ્રત કરીએ છીએ, અને એ અહંકારને અનુસરતો જગતનો વ્યવહાર થવો જોઇએ એવો વિચાર કરીએ છીએ. તેમાં જ ભૂલ છે. જેમ સ્વપ્નજગતના પ્રપંચને સાચો માનીને સ્વપ્નપ્રપંચમાં દેખાતા ચંદુભાઇ અગર કિશોરી એમ ધારે કે આ સ્વપ્નમાં દેખાતી એ મૂર્તિઓ અંદર અંદર કેમ ઝઘડો કરે છે, આ વિચાર જ ખોટો છે. ત્યાં તો સ્વપ્નદ્રષ્ટાની દૃષ્ટિએ જોવું જોઇએ. એ મુજબ જાગ્રત અવસ્થામાં જોશો તો સઘળું સમજાશે. જગતનો ઉદ્ધાર કરનાર હું કોણ? એ તો આપોઆપ થતું રહ્યું છે. ખરૂં કામ તો એ કે તેના કોઈ કાર્યમાં વિઘ્ન નહિ નાંખું. જે જે ઉદ્ધારકો થયા છે ને થશે તે સૌને પૂછશો તો જવાબ એ મળશે કે, મારાથી ઉદ્ધાર શી રીતે થયો તેની મને ખબર નથી. એમાં કોઇ મનુષ્ય કહે કે આ ઉદ્ધાર મારાથી થયો તો તે સાચી વાત નથી. ખરૂં તો એ છે કે પરમાત્માએ તે મુજબ નિર્માણ કર્યું હતું. આપણા ઋષિમુનિઓ જ સાચા હતા-(સત્ય હતા), જેમના નામ-નિશાન પણ ક્યાંય દેખાતા નથી. હા, અવતારી પુરુષોના નામ જડશે. ઋષિમુનિઓનો પ્રભાવ આજસુધી ચાલી આવ્યો છે. કારણ, તેમના જે ચિત્ વિચાર અને અનુભવ છે તે આજ સુધી કોઇ અન્યથા કરી શક્યું નથી. આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે આપણા સાચા વિચારોનો કદી નાશ થયો નથી ને થવાનો નથી. તે વિચારો આજે પણ તેમનું કામ કરી રહ્યા છે. મહાત્મા ગાંધીજી આવા વિચારોની એક કૃતિ છે. જેટલો અસંતોષ થાય તેટલું તે કામ બગડે છે-તેમાં વિઘ્ન આવે છે. તેથી સંતોષ જ પરમ લાભ, પરમ ગતિ છે. જે સ્થિતિમાં આપણે હોઇએ તે

સ્થિતિમાં સંતોષ રાખેથી આગળ ઉન્નતિ થતી રહેશે-વધતા રહેવાશે-અને એ વાત અનુભવથી સમજાશે. ઉન્નતિનો અર્થ એ નથી કે પુષ્કળ દોલત મળે, પુષ્કળ કીર્તિ મળે, પરંતુ પુષ્કળ શાંતિ દરેક હાલતમાં રહે એ છે. ઉન્નતિની પરીક્ષા શાંતિ વડે થાય છે-અશાંતિથી નહિ. મસ્જીદ મંદિરથી ઝઘડા નથી થતા, પરંતુ ગેરસમજથી થાય છે. પંડિત લોકોમાં હૃદયનો અભાવ છે. હૃદયનો અર્થ શાંતિ, દયા, ક્ષમા, સત્ય, અહિંસા, ધૃતિ, અસ્તેય આદિ ગુણોની ખિલવટ એ છે; સારાંશ, શુભ વૃત્તિઓનો ઉદય થવો એ છે.

જેવું તમે સમજો છો, તેવું જનસમાજ સમજતો નથી, તેથી તેમના સારૂ મંદિર-મસ્જીદ આદિ આલંબન રહેવાનું. આજે મંદિર મસ્જીદ તોડી નાખશો તો કાલે એ ને એ વસ્તુ નવા સ્વરૂપમાં ઊભી થશે. ખરી બાબત તો ગેરસમજની છે-અજ્ઞાનનો દોષ છે, એ તોડવો જોઇએ. આ આંતર સુધારણાનું કામ છે, બાહ્ય કારણથી કંઇ વળવાનું નથી. તમો મારી સાથે સહમત થાઓ યા ન થાઓ, મેં ઘણો વિચાર કરીને લખ્યું છે. જેવી હાલત (મનોદશા) આજ તમારી છે તેવી મારી પણ થઇ હતી.

સ્વામી શ્રી વિવેકાનંદજીને પણ દુઃખ થયું હતું. શું કરવું? શી રીતે કરવું? એમને એક ચાવી Key મળી ગઇ-Educate the people. Give them the right sort of education. His description of education stands thus: Education is the manifestation of the Perfection already in man, and Religion is the manifestation of the Divinity already in man. એટલે પ્રથમ તો આપણે આપણી જાતને જ કેળવવી જોઇએ. દા. ત. એક આખી ઇંટ કે સફાઇ કરેલો પત્થર રસ્તામાં પડયો

હોતો નથી, તે મુજબ આપણે પૂર્ણ થયા તો આપણને-આપણા વિચારોને લોક પકડશે જ, તેની ચિન્તા રાખવા કારણ નથી.

સ્વામી વિવેકાનંદ વળી કહે છે કે, If I have told this truth આત્માનુભવ to twenty persons in my life, I have done a great work.

મારા લખવામાં, સમજાવવામાં ભૂલ થતી હોય તો માફ કરશો. મારૂં કામ (મારો વ્યવહાર) કયે રસ્તે ચાલી રહે છે, કઇ રીતથી કરી રહ્યો છું તે મેં લખ્યું છે.

× × ×

સૌ. ચંદ્રાણીને જુદો પત્ર લખ્યો નથી. મારા આ પત્રમાંથી થોડી વાત સમજી લે, અને જે ન સમજી શકે તે તમને પૂછે.

૧૮

ૐ

HAJIRA-( Dist. Surat)
24-4-38.

Dearest Blessed Self, Babuji,

× × × There is a letter from Dear Ambalal Jaoriji. You can tell him that one need not be afraid of my health. After all body is a body. I am not careless about it, nor it creats any anxiety for me. My EXPERIENCE - realisation - about the self is so very firm that none-even the miseries - can create any doubt in me. I am, was & will be the same through Eternity. My joy knows no bounds. Even the miseries, from worldy standpoint, I take them to be myself, so where is the harm? If I am Bliss, am I not

**happiness & misery both! When we take body, mind, or understanding as the Self, then miseries & every other undesirable thing assail us.**

૧૯

ૐ

રાંદેર, તા૦ ૨૫-૫-૩૮

**પ્રેમી આત્મસ્વરૂપ,**

× × ×

અહીં મારી કાકીએ અધિક માસ વ્રત નિમિત્તે ઉદ્યાપન કરાવ્યું, વળી બ્રાહ્મણભોજન થયું એ કામોમાં પડયો હતો. આપની કૃપાથી સઘળું નિર્વિઘ્ન પાર ઊતર્યું. × × × અહીં સગાં-સંબંધીઓમાં લગ્નજનોઇના પ્રસંગ ચાલે છે તે જુન માસ સુધી પહોંચશે, તે પછી ફુરસદ મળશે.

આપને બીજું શું લખવું? આપ તો અનુભવથી જાણો છો કે આપણે તો સાક્ષી-આત્મા છીએ. જ્યારે મન વિહ્વળ બને છે ત્યારે દેહદષ્ટિ થઇ જાય છે. આત્મા વગર કંઇ થયું નથી-થવાનું નથી. આ દૃષ્ટિ આનંદ દે છે અને એ જ યથાર્થ દષ્ટિ છે. કોઇનું સાંભળશો નહિ. સમાધિ તો ત્યારે થાય જ્યારે સઘળા સગાંસંબંધી દષ્ટિમાંથી સાફ થઇ જાય, માલમિલકત ઉપર જળ ફરી વળે, અને જ્યાં ત્યાં ચૈતન્ય સમુદ્રની રેલ રહે. સઘળા આત્મા આપ જ છો. જ્યાં ત્યાં આત્મા-આપ પોતે જ છો-જુદા થયા નથી, જુદા થવાના નથી. આજ યથાર્થ આનંદ સ્વરૂપ દષ્ટિ છે. આપણા પોતા (આત્મા) સિવાય કોઇ વિચાર આવવો ના જોઇએ. સૌથી પહેલાં શરીર અને મનથી અલગ થઇને વિચાર કરવો કે મારા સિવાય બીજું કોઇ દેખાતું નથી. જો હું નથી તો જગત્ ક્યાં છે? મારા અસ્તિત્વ વડે જગત પૂરવાર થઇ શકે છે. હું આનંદસ્વરૂપ છું તો જગત

પણ તે સ્વરૂપે છે. આપની કૃપાથી અહીં તો આનંદ આનંદ છે. સઘળા કામ સ્વાભાવિક થતા રહે છે. તેમાં મારે સંકલ્પ શા સારૂ ઉઠાવવા ? સંકલ્પ કરવો એ જ સંસાર છે. હું પૂર્ણ હોઇને સંકલ્પ ઉઠાવું તો અપૂર્ણ બનું છું. શરીર, ઇન્દ્રિયો, મન-સૌ પોતાના સ્વભાવ અનુસાર કામ કરતા રહે છે. કોઇ નહિ કરવા યોગ્ય કામ કરે તો તેને રોકું છું. સ્વાભાવિક રહે તો કોઇ ખોટું કામ ના થાય. વાણી અહીં સુધી લખી શકે છે. એથી આગળ એની શકિત નથી.

આ સઘળું ઘણા અનુભવ પછી લખ્યું છે, તેથી જરૂર વાંચશો. આનંદ થશે. × × ×

કાગળની પહોંચ આપશો અને 'આપની' મસ્તીમાં રહેશો. શરીર–મનનું ચિન્તવન કરશો નહિ. એ શરીર-મન વિચાર કરવા યોગ્ય નથી. જે કંઇ કામ સ્વાભાવિક મળી જાય તે કામ કરતા રહેવું. આવી મળે તો ઠીક ! ન મળે તો યે ઠીક !

૬૦

ૐ

Rander 9-6-38.

Dearest Blessed Self,

× × × It is generally nature's law that when one desires for a thing. the thing seems going further & further. In this way there is no end to people's desires, & thus no peaceful state of mind is acquired. The best course then left open is to centre all our activities to one who is present twentyfour hours & who never deceives or disappears, & that ONE is the fulfillment of all

our desires. The task is hard but the path is simple. There is no chance of being misdirected. To fulfill this aim in life, let one take path either by chanting, singing, devotion or kmowledge. All these are means for a desired goal. × × ×

૨૧

ૐ

રાંદેર, તા૦ ૭-૮-૧૯૩૮

પરમપ્રિય બાબુજી !

× × ×

આપ સૌના પ્રેમથી ખેંચાઇને ભાદ્રપદમાં જોધપુર આવવા વિચાર છે. હમણાં તો શરીર ઠીક રહે છે. આપ તો જ્ઞાની પુરુષ છો. આપને શું લખવું? દરેક સ્થિતિમાં આનંદમાં રહેવું. ભૂતકાળને ભૂલી જવો, ભવિષ્યનો વિચાર ના કરવો, અને વર્તમાનકાળમાંજ રહેવું એ ઉત્તમ રસ્તો છે. જે ભૂતકાળનો વિચાર કરે છે તે વર્તમાનકાળનો આનંદ ગુમાવે છે; અને ભવિષ્યનો આનંદ તો દૂર છે. આ રીતથી વિચાર કરશો તો ભૂત ભવિષ્યના વિચાર કરનાર કદાપિ આનંદમાં રહેતા નથી. અને જે વર્તમાનકાળમાં આનંદમાં રહે છે તે ત્રણે કાલના આનંદનો ભોકતા છે. આજે અને હમણાં શું બની રહ્યું છે તેનાજ વિચાર કરવા જોઇએ. શું થઇ ગયું ને શું થવાનું છે તેના વિચાર કરવા ઘટતા નથી. આ આનંદમાં રહેવાની ચાવી છે. આશા છે કે આપ આનંદમાં રહેશો, "આપની" મસ્તીમાં રહેશો. સંસારનો સ્વભાવ તો આપ જાણો છો. શરીર અને મનનો જે સ્વભાવ છે તે જ સંસારનો સ્વભાવ છે. જે પિંડે તે બ્રહ્માંડે. × × ×

૨૨

ૐ

Ahmedabad, 30-10-38.

Dearest Blessed Self, Babuji & Kishori,

× × × Remember, the Yoga is never complete as long as the body lasts. So meditate from time to time. None but the Atman is the perfect Yogi. Don't you be misled by any hypocrite. If any one says he is the saint, or the perfect Yogi please do not believe him, do not listen to him. The Atman is the real saint, and Atman never speaks – HE IS. Existence is the nature of the Self. All are the different manifestations of the same Atman. One thing & the only one Tapascharya to be done is that we are the Atman. Realise it in life; manifest it in the daily life without any show. × × ×

૨૩

ૐ

અમદાવાદ, તા૦ ૧૧-૭-૩૯

આત્મસ્વરૂપ!

× × ×

આપના તરફ કોમી હુલ્લડ થવાના સમાચાર પેપરદ્વારા વાંચી દુ:ખ થયું. વળી આપનો કેટલાક દિવસ થયા પત્ર નથી. શ્રી. કિશોરીને બે પત્ર લખ્યા તેનો જવાબ પણ મોડો મળ્યો. મનનો સહજ સ્વભાવ એવો થઇ જાય છે કે જેમની સાથે સ્નેહસંબંધ બંધાય તેમના તરફથી સમયસર પત્ર નથી આવતા તો મનને

દુઃખ થાય છે. આ એક જાતની કમજોરી-માનસિક-છે એ ખરૂં, પરંતુ મારી સમજ મુજબ જ્યાં સુધી મનુષ્ય જીવે છે ત્યાં સુધી- ભલે તે જ્ઞાની, ભક્ત, યોગી વગેરે હો, એ સૌને આવી લાગણી થાય છે અને થવી જોઇએ. હા, તે સાથે એટલુંયે ખરૂં કે આ ગમગીની કે દુઃખ લાંબો કાળ રહેવા ના જોઇએ. આવા પ્રસંગે વિવેકબુદ્ધિ મદદે આવે છે, અને દુઃખને દૂર કરે છે.

નવા બાળકનો જન્મ થયો તેનો તો આપના પત્રમાં કંઇ ઉલ્લેખ નથી! અમારા સૌની તરફથી એને ખૂબ હસાવવું, અને આશિષ આપવી. નામ શું રાખ્યું છે?

સ્વરૂપમાં તો આપ મસ્ત રહો છો ને? એ મસ્તી ચાલુ રહેવી જોઇએ એમાં જ મનુષ્ય જન્મની સફળતા છે. આપણું મન તેના અસલ સ્વરૂપને ભૂલી જાય છે, પરંતુ આપણું અસલ સ્વરૂપ કોઇને ભૂલતું નથી. આપણે પરમાત્માને ભૂલી જઇએ છીએ, પરંતુ પરમાત્મા આપણને ભૂલતા નથી-હમેશાં હાજર હજુર રહે છે. સ્વરૂપમાં મન લાગી રહેવું જોઇએ. ફિલસુફી વગેરેની (તે સારૂ) જરૂર નથી. શરૂઆતમાં મનના સમાધાન સારૂ બધાની (વાંચન વગેરેની) જરૂર રહે છે. એકવાર મનમાં વાત ઠસી જાય તે પછી કશાની જરૂર રહેતી નથી. દરેકના અનુભવની આ વાત છે. મન અને પ્રાણ શરીરરૂપી મડદાને અહીં તહીં ઘૂમાવે છે. એ બંને શરીરના નોકર છે, અને "હું" સાક્ષીરૂપ બની ચોવીસે કલાક ત્યાં (શરીરમાં) રહ્યો છું. મારે નથી આવવાનું, નથી જવાનું, નથી જીવવાનું, નથી મરવાનું, નથી સુખ નથી દુઃખ, નથી રાગ નથી દ્વેષ, નહિ ભૂખ નહિ તરસ-આ અનુભવ એ જ સત્ય સાર છે (આ અનુભવ થયો એટલે સર્વસ્વ મળ્યું). આમ આવા અનુભવમાં મસ્ત રહેવું. દરેક ક્રિયાને આ દૃષ્ટિથી જોવી. જરાયે અશાંતિ થાય તો ઉપર મુજબ સ્વરૂપ તરફ વળવું.

*પરમાત્માશ્રીની પુણ્યતિથિ સપ્ટેમ્બર માસની શરૂઆતમાં આવે છે.

× × ×

શ્રી ચંદ્રાણીના શા સમાચાર છે? પરમાત્માને યાદ કરવાનો વખત મળે છે કે નહિ? એમની સંતતિ સારૂ (તેમનામાં ઉચ્ચ સંસ્કાર જાગ્રત થાય તે અર્થે) પણ જરૂર યાદ કરવા કહો. માતાની પ્રથમ ફરજ એ છે કે તેના પુત્ર-પુત્રીમાં ઉત્તમ સંસ્કાર નાંખે. મહાત્મા ગાંધીજી પ્રથમ પંક્તિના મનુષ્ય જોવામાં આવે છે તેનો યશ તેમના માતાજીને ઘટે છે.

૨૪

ૐ

લખ્યો. તા૦ ૨૧-૭-૩૯
પોસ્ટ કર્યો. ૨૩-૭-૩૯

આત્મસ્વરૂપ !

× × ×

આપ આપના સ્વરૂપનું ચિંતન કરતા રહો છો એ જાણીને આનંદ થયો. હમેશાં એમ બનતું રહે એ ઇચ્છું છું. સ્વરૂપને યાદ કરવું એ પણ યથાર્થ (અંતિમ સત્ય) નથી. હું મને શો યાદ કરૂં? મન વગેરે મને ભૂલી જાય, હું તો તેમને કદાપિ ભૂલતો નથી. તે (મન) ફાવે ત્યાં જાય, તો પણ હું તો કહું છું કે તું જ્યાં જઇશ ત્યાં હું તો તારી સાથે હોઇશ. એના (મનના) નાટક તમાશા જોવામાં મજા છે, એની સાથે એકમેક થવામાં (ભળી જવામાં) મજા નથી. આખરે તો (વસ્તુતઃ) હું જ સંકલ્પ ઉઠાવીને મન બનું છું, પરંતુ હું એટલું જ (મન જ) છું એવું લાગે છે ત્યારે સુખદુઃખની થપ્પડ લાગે છે, અને મન પણ હું આટલા શરીર પૂરતું જ છું

* મહાત્મા શ્રી દેવીદાનજી બાબત ઉલ્લેખ છે.

એવા ફંદામાં-ભ્રમમાં ફસાય છે ત્યારેજ હેરાન થાય છે. આજ માયા છે.

આપની આજ્ઞા મુજબ હું હિંદીમાં લખવાની કોશિષ કરતો રહીશ. લખવામાં વાર તો થાય છે. બોલવા કરતાં લખવાનું કઠણ છે.

શ્રી. ચંદ્રાણી શું કરે છે? પોતાને યાદ કરે છે ખરી કે નહિ? અત્યારથી ટેવ પાડશે તો તે અંત સુધી રહેશે. યુવાવસ્થા-માં જ બધું ઠીક ઠીક થઇ શકે છે. વૃદ્ધાવસ્થા સુધી રાહ જોવાની જરૂર નથી.* પહેલ પ્રથમ તો પાંચ વિષય (શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ) રૂપી બંધન સામું હુશિયારી રાખવી જોઇએ. મન સાબૂત રહે તો મજા છે. એને જ જીતવાનું છે. મન જીતાયું તો સર્વસ્વ જીતાયું, મન હારે તો ચોતરફ હાર (અંધકાર) છે. મનના સઘળા વ્યવહાર (ગતિ) શુદ્ધ કરતા રહેવા. કોઇને ઊંચનીચ ના સમજવા. સુખમાં અહંકારી ન થવું અને દુઃખથી ગભરાવું નહિ. †સુખદુઃખની જોડી તો જ્યાં લગી શરીર છે ત્યાંસુધી ચાલુ રહેવાની. હરકોઇને આપણું સ્વરૂપ અગર પ્રભુનું સ્વરૂપ સમજીને તેના તરફ પ્રેમ (શુદ્ધ પ્રેમ) રાખવો. અંગ્રેજીમાં એક કહેવત છે કે "Charity begins at home". દયા, પ્રેમ, ક્ષમા, દાનની શરૂઆત આપણાં ઘરમાંથી થવી જોઇએ. પતિ, પુત્ર અને બીજા સંબંધીઓ સાથે નિષ્કામ પ્રેમ રાખવો (એટલે સૌની આપણી શકિત અનુસાર સેવા કરવી), તેમની સાથે લડવું ઝઘડવું નહિં. જે મનુષ્યે જીવતા

---

* માળા, પૂજા, ભજન ઇત્યાદિ વૃદ્ધાવસ્થામાં કરીશું એ વિચાર વિરૂદ્ધ આ લખાણ છે.

† સરખાવો-નરસિંહ મહેતા

સુખદુઃખ મનમાં ન આણિયે, ઘટ સાથે રે ઘડિયાં;
ટાળ્યાં તે કોઈના નવ ટળે, રઘુનાથનાં જડિયાં.

મનુષ્યની સાથે પ્રભુની માફક (પ્રભુના જેવો) પ્રેમ બતાવ્યો છે તેનું જીવ્યું સફળ છે. ચંદુભાઇ આપની તરફ આવશે ત્યારે આખા વર્ષમાં શું કર્યું તેનો હિસાબ માંગશે. (તે સારૂ) સૌ તૈયાર છો કે નહિ?

× × ×

શ્રી. કિશોરીએ એટલું કરવું કે મારા પત્રમાં જ્યાં જ્યાં ભાષાદોષ યા વ્યાકરણદોષ હોય તે જરૂર સુધારે, ને મને લખે. એટલું તો કરશે ને?

૨૫

ૐ

રાંદેર, તા૦ ૨૧-૧-૪૧

પ્રિય આત્મસ્વરૂપ!

× × ×

ઇંદ્રસિંહની વાત જાણી બહુ અફસોસ થયો. ઘણો નિમકહલાલ નોકર હતો, અને સ્વભાવે પણ બહુ શાંત હતો. બિચારો પૈસા કમાવાને અને પોતાનું કરજ ફેડવાને હિમાલયથી આટલો દૂર આવ્યો. અહીંજ એનો દેહ પડવાનો હશે. ભાવિ તે આ કહેવાય. આપને અને બાબુજીને એની સેવા કરવાનો સારો પ્રસંગ મળી ગયો. આપ સૌ સમજુ છો. આવા બનાવથી ઘણો બોધ મળે છે. મનુષ્યનું ધાર્યું કંઇ થતું નથી. કોઇ અદૃશ્ય શક્તિ કામ કરી રહી છે, જેના હાથમાં સઘળું સંચાલન છે. તેથી આત્મજ્ઞાન વિના શાંતિ મેળવવાનો બીજો ઇલાજ નથી. મેં ભક્તિ કરી, યોગ કર્યો અને જે કરવું ઘટે તે કર્યું, પરંતુ આત્મજ્ઞાન સિવાય શાંતિનો બીજો એકે માર્ગ ના જડયો. આત્મામાં મસ્ત રહેવું એ જ સાચો ઇલાજ છે. એવી દશામાંયે આત્મચિંતવન શ્રેષ્ઠ છે. મારી તો સૌ કોઇને પ્રાર્થના છે કે દરેક સ્થિતિમાં એ કરતા રહેવું. આપ સૌએ

તો ઠીક ઠીક શ્રવણ કર્યું છે; હવે તેને વ્યવહારમાં મૂકો એ તમારું કર્તવ્ય છે. દેહ આદિ તે હું નથી, હું તો સાક્ષાત્ સચ્ચિદાનંદ છું, મારામાં હર્ષ શોક, રાગદ્વેષ, સુખદુ:ખ આદિ દ્વંદ્વો છે જ નહિ. દેહ આદિ તરફ નજર કરું તો શોક, દ્વેષ, દુ:ખ ચારે તરફથી ઘેરી લે છે. કોઇ પણ સંજોગ હોય, હું તો અજ્ઞાન અવસ્થામાંયે મસ્ત હતો, હવે પણ છું અને હવે પછી પણ તેવો રહીશ. આ સાચો આનંદ છે. આ સાચી સ્થિતિ છે. જ્યાં સુધી જીવન છે ત્યાં સુધી શરીરે તથા મને સમય કાઢવાનો છે, તો આવા વિચારમાં મસ્ત કેમ ન રહેવું?

૨૬

ૐ

Rander, 12-4-41.

My Dearest Blessed self in the forms of Kishori,
Babuji & others,

Chandu is in receipt of letters of both of you & he is sorry to learn about the plight in which all of you are placed. Take courage. All the so called miseries are the great instructors in life. Really speaking these miseries do not at all touch you. They are all creations of mind. While in deep sleep state where are they? Have they vanished then? No, they are there, but as the mind is not attached either to the body or to the senses or to other worldly things, we do not feel.

One thing then is certain. We must learn the art of detaching our mind from these object

in the wakeful state. This act is the real Tapasya. In either Hath Yoga or Rajyoga this does not happen; it is only the Vichar that is quite essential. This Vichar or Abhyas is much needed in daily life. This must be carried to such a state that it becomes natural.

Now to do this chant ॐ with its meaning & Bhava (ભાવ). Sing ॐ in any tune, but it must be constant. Not a second passes without chanting ॐ. Everything will BE alright. Health & everything will tune harmoniously. One gets all that he wants. Instead of losing in weight you will get weight. Have faith. Don't doubt. When anybody is ill, feel that he or she is in all health. Don't harbour any weak idea. Weakness is sin. "I am all powerful. I am all Bliss." This only idea can take away all weakness. "Let anything happen, what is that to ME?" Will you all practise this ? This is the only idea which should be studied in the heart.

Love from all to all. Bai Saheb &.........
remember you all with Love.

Yours own,
Chandu.

૨૭

ૐ

રાંદેર, તા૦ ૯-૧૨-૪૧

આત્મસ્વરૂપ! બાબુજી, ચિ. કિશોરી, સૌ. ચંદ્રાણી, ચિ.* લક્ષ્મી, શ્યામ, સુશીલા વિ.

× × ×

સૌને એક વાત યાદ કરાવવી કે ઊઠતાંને વાર પોતાને એક પ્રશ્ન પૂછી લે-(૧) કોણ ઊઠ્યું? કામ કરનાર કોણ છે? (૨) કામ કરાવનાર કોણ છે? (૩) હું કોણ છું? પહેલા પ્રશ્નનો ઉત્તર અનુભવ વડે એ મળશે કે, મન અગર અંતઃકરણ ઊઠ્યું, તે પછી શરીર ને ઇંદ્રિયો કામે લાગે છે. બીજા પ્રશ્નનો જવાબ એ મળશે કે, આ શરીર અને ઇંદ્રિયોને મન તથા પ્રાણ કામ કરાવે છે. ત્રીજાનો જવાબ એ છે કે, "હું" આ સઘળો વ્યવહાર જાણતો રહ્યો છું; એ સાચો "હું" સૌથી (સઘળી પ્રવૃત્તિથી) અલગ હતો, છું અને રહેવાનો. આ હમેશના અનુભવને ભલે કોઈ આદમી કબૂલ કરે યા ના કરે, પરંતુ એજ વાત સત્ય છે ને પાકી છે. એમાં આપ સૌ મશગૂલ રહો એવી અભિલાષા છે. આથી વિશેષ આપ સાને શું લખું? આ પત્ર ...... સૌને વંચાવશો.

લિ૦ આપનું સ્વરૂપ, ચંદુ

---

* ચિ. લક્ષ્મી, શ્યામ અને સુશીલા એ બાબુજીના પૌત્ર ને પૌત્રી.

૨૮

ૐ

રાંદેર, તા૦ ૨૬-૧-૪૨

આત્મસ્વરૂપ બાબુજી, ચિ. કિશોરી, સૌ. ચંદ્રાણી, ચિ, લક્ષ્મી, શ્યામ, સુશીલા, વિ,

એક અઠવાડિયું થયાં હરિજન, હરિજન બંધુ અને હરિજન સેવક પ્રસિદ્ધ થવા લાગ્યા છે, આપ સૌ તે અવશ્ય વાંચો અને બીજાઓને વંચાવો એવી મારી વિનતિ છે.

× × ×

રાંદેરની આસપાસના ગામમાં ચોરી ને લૂંટફાટ શરૂ થયાં છે. આદમી રસ્તામાં એકલો મળી જાય તો તેને પણ લૂંટી લે છે: મને તો એમ લાગે છે કે, આપણ સૌને પરમાત્મા લૂંટી રહ્યો છે, કારણ એને આપણે યાદ પણ કરતા નથી. આપણે એવા ફંદામાં ફસાયા છીએ કે તેમાંથી નીકળવાનો વિચાર સુદ્ધાં સૂજતો નથી; તેમ કોઇ ચોખ્ખો માર્ગ મળતો નથી. હિંદુસ્તાનની આ દશા છે. "આત્મા"નું રાજ્ય લેવું છે અને તે ખાતર તો અહીં આવ્યા છીએ (જન્મ લીધો છે). દિવસમાં કમીમાં કમી એક કલાક તો જરૂર વિચાર કરવો ઘટે છે કે, હું કોણ છું? અહીં કેમ આવ્યો છું? મારા ભાઇ બહેનો માટે મારે શું કરવું જોઇએ? જે જે સંત થયા છે તે સૌએ નિર્ભય થવાના ને શાંતિ મેળવવાના રસ્તા બતાવેલા છે. મહાત્મા ગાંધી આ જમાનાના સંત ને પેગંબર છે. તેઓ પણ માર્ગ બતાવતા રહ્યા છે; અને તે છે પણ સરળ. પરંતુ આપણે તે મુજબ વર્તવા તૈયાર નથી. છેવટે તો એ માર્ગે જવું જ પડશે. અહિંસા-પ્રેમનો માર્ગ સારી દુનિયા માટે બતાવ્યો છે. હિંસા તો હમણાં પરાકાષ્ઠાએ પહોંચી છે. આખી દુનિયા શાંતિ તરફ ઝૂકી રહી છે (શાંતિ માંગે છે)—મળતી નથી. મહા-

રમાજી શાંતિના દૂત છે. ખુદ પરમાત્માએ મોકલ્યા છે. તેઓ કહે છે તે મુજબ લોકોએ ચાલવું જ પડશે.

× × ×

૨૯

ૐ

રાંદેર, તા૦ ૧૮–૨–૪૨

આત્મસ્વરૂપ !

× × ×

આપ શિવજીનું મંદિર બનાવી રહ્યા છો એ ઠીક છે. શિવજીની ત્યાં સ્થાપના થાય તે પછી પૂજા થતી રહે તો સારું-અપૂજ રહેવા ન જોઇએ. સમસ્ત સંસારમાં દરેક મનુષ્ય મજૂર છે-સેવક છે–શરીર મનદ્વારા સેવા કરી રહ્યો છે. સૌની અંદર ચાહે તો પરમાત્માને જુએ, ચાહે તો ખુદ પોતાને જુએ, ત્યારે જ નિષ્કામ સેવક બને છે. નિષ્કામ સેવક બનવું એ જ જિંદગીનું ધ્યેય છે. જે નિષ્કામ સેવક બને છે તે સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, અસ્તેય, અપરિગ્રહ, આદિ વ્રતોમાં મસ્ત બની જાય છે. કોને જૂઠું કહે? કોની હિંસા કરે? કોનું ચોરે? કોનું ગ્રહણ કરે? (કોની માલમત્તા ભેગી કરે?) (નિષ્કામ સેવકની) ઇંદ્રિયો વગેરે. આપોઆપ સરળ બની જાય છે. આ સઘળું હૃદયથી-(અંતરથી) થવું જોઇએ, ઉપર ચોટિયા દેખાવ સારૂ ન કરવું. (ફકત બાહ્યોપચારરૂપે ન જોઇએ). સ્ત્રી પુરુષો પોતાના કુટુંબીઓમાં "પ્રભુ"ના દર્શન કરે તો આખા બ્રહ્માંડમાં "પ્રભુ"ના જ દર્શન થશે.

× × ×

આપ "હરિજન સેવક" વાંચો છો એ ઘણી સારી વાત છે. હું તો ઇચ્છું છું કે આપ સૌ (સર્વ કુટુંબ મંડળ) તે વાંચો.

લિ૦ આપનો સ્વરૂપ

— ચંદુ —

૩૦

ૐ

રાંદેર તા૦ ૪-૪-૪૨

આત્મસ્વરૂપ ! બાબુજી, ચિ. કિશોરી, સૌ. ચંદ્રાણી, ચિ. લક્ષ્મી, શ્યામ, સુશીલા, વગેરે

× × ×

મનન ન થાય ત્યારે પણ જપ તો જરૂર ચાલુ રાખશો. એથી કંઇ નુકસાન નથી. આખો દિવસ જપ, ભજન, યોગ, જ્ઞાન કોઇ પણ સાધન ચાલુ રાખવું. જ્યાં લગી દેહ છે ત્યાં લગી યોગ પણ છે. યોગ કરતા રહેવો. કદાપિ છોડવો નહિ. આપ સૌ તેનો આનંદ તો લઈ જુઓ! સૌને ચંદુભાઇની એટલી વિનંતિ છે.

વિશેષ શું લખવું? સર્વે આનંદસ્વરૂપ છો અને સર્વેને મારા પ્રેમપૂર્વક વંદન હો.



ૐ

રાંદેર, ૨૩-૧૨-૩૩

આત્મસ્વરૂપ સૌ. તારાગૌરી ! *

અત્રે સર્વે કુશળ. આપનો ઘણા લાંબા વખતે મોડો મોડો પણ પત્ર આવ્યો ખરો. વાંચી આનંદ. વળી એ પ્રમાણે પત્ર લખતા રહેશો.

એક બ્હેને તેમના દરરોજના જીવનમાં ઉપયોગી થઇ પડે એવી રીતની કેટલીક સૂચનાઓ માંગેલી તે લખી મોકલેલી. તે તમને પણ ઉપયોગી થઇ પડશે જાણી તમારે માટે લખી મોકલું છું. આશા છે કે તેનો સદ્ઉપયોગ કરશો. સ્ત્રીઓમાં સાધારણ રીતે નીચે લખ્યા પ્રમાણે ગુણો હોવા જોઇએ.

(૧) "ધૈર્ય"–"ધૈર્ય" ગુણ તો દરેક સ્ત્રીમાં હોવો જોઇએ. ગમે તેવા સંજોગોમાં પણ ધીરજ છૂટવી જોઇએ નહિ. જેટલા પ્રમાણમાં ધીરજ ખિલવીએ છીએ તેટલા પ્રમાણમાં આપણે આગળ વધીએ છીએ. ધીરજ સ્ત્રી અને પુરુષ બંનેમાં હોવી જોઇએ, પરન્તુ સ્ત્રીમાં એની ખાસ અગત્ય છે. ઉછાંછળાપણે કાંઇ

* સૌ. તારાગૌરી–તે શ્રી ચંદુભાઇના નાનાભાઇ શ્રી અમૃતભાઈના ત્રીજાં પત્ની.

પણ કામ કરીએ નહિ; પણ ધીરજ રાખી વગર ભૂલે દરેક કામ કરે જઇએ. જે ધીરજ ખૂએ તે વાસણ ઉપર રીસ કરે, છોકરાંને અફાળે, ચાકર સાથે ખીજાય, ઘરના માણસો સાથે તથા સગાં સંબંધી જોડે પણ શાંતિથી કામ લઇ શકે નહિ. માટે એની તો દરેક જણને જરૂર છે. એ થકી ક્રોધ જીતાય છે, કામમાં સરળતા આવે છે અને હંમેશાં આનંદી રહી શકીએ છીએ.

(૨) "ચાતુર્ય"–જેમ ઉત્તમ કારીગર ખરાબમાં ખરાબ હથિયારથી પણ સુંદરમાં સુંદર કામ કરે તેમ ચાતુર્ય જે માણસમાં હોય તે ગમે તેવા સંજોગોમાં, ગમે તેવા માણસ સાથે નિભાવી સુંદરમાં સુંદર કામ કરી શકે છે. જેનામાં ચાતુર્ય છે તે પોતાની અને ઘરની બધી વસ્તુઓ વ્યવસ્થિત રાખી શકે છે. કાંઇ પણ ગંદવાડ–મેલાપણું રહેવા દેતો નથી. આ ગુણ દ્રૌપદીમાં હતો; તે પોતાના ચતુરાઇના કામથી બધાને આંજી દેતી. આથી એની સામે કોઇ કાંઇ બોલી શકતું નહિ, પણ એ બધાની માનીતી થઇ પડતી. દરિયો તોફાની હોય, વહાણ ચકડોળે ચઢ્યું હોય, અને તે વખતે જે સુકાની પોતાનું વહાણ સુરક્ષિત રાખી, હિમ્મત ધરી વ્યવસ્થિત રીતે ચલાવે તેનું નામ ચતુરાઇ છે. આપણું સંસાર રૂપી વહાણ દરેક જણનું એવા પ્રકારનું છે. તેને સુરક્ષિત વ્યવસ્થિત રાખવામાંજ ખરી ચતુરાઇ છે. આ ગુણ પણ સ્ત્રી પુરુષ બંનેમાં હોવો જોઇએ, પણ ખાસ સ્ત્રીમાં તો હોવો જ જોઇએ. કેમકે ઘરનું સુકાન તેના હાથમાં હોય છે.

(૩) "પવિત્રતા"–પવિત્રતા બે જાતની છે. શારીરિક અને બીજી માનસિક. શારીરિક પવિત્રતા બહારની છે. આ શરીરને તો પવિત્ર-સ્વચ્છ રાખીએ–તેમજ ઘરને પણ પવિત્ર રાખીએ. ક્યાંએ અવ્યવસ્થિતપણું ન દેખાય. જે કામ કરીએ તે પ્રભુનું છે એટલે સફાઇવાળું, સુંદર રીતે ગોઠવાયલું હોય. બહારથી કોઇ

આવનારને એમ થાય કે થોડો વખત અહીં બેસી આરામ કરીએ અને પવિત્ર થઈએ.

૪ આંતરિક અગર માનસિક પવિત્રતા. આંતર પવિત્રતા સત્યનું આચરણ કરવાથી (કોઈનું શરીર, વાણી, મન દ્વારા બૂરું ન કરવું, ન ઈચ્છવું) વિષયો ઉપર કાબૂ મેળવવાથી, વાસનાઓને નિર્મૂળ કરવાથી, પ્રભુપરાયણ રહેવાથી આવે છે. આંતર પવિત્રતાથી આપણા શત્રુઓ (કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર) ઉપર જીત કરી શકાય છે.

(૪) "પતિપરાયણતા":-પતિને પ્રભુ માની એની શુભ આજ્ઞાઓને આધીન રહી, તેનામાં એટલા બધા ઓતપ્રોત થઈ રહીએ કે શરીર જુદાં પણ મન તો એક જ લાગે. નીતિ વિરુદ્ધની, કે કોઈનું બૂરું કરવાની કે એવી કોઈ જાતની આજ્ઞા હોય તેને તાબે થઈએ નહિ, પરંતુ પ્રેમપૂર્વક દૃઢતાથી એવે વખતે વિરોધ કરીએ, અને તે ગાંધારી માતાએ કરી બતાવ્યો હતો. અનીતિ સામે પોતાના દીકરાની પણ પરવા કરી નહોતી.

(૫) "કાર્યકુશળતા":-ચતુરાઈના મથાળા હેઠળ એનો સમાવેશ થઈ શકે. એમાં સ્ત્રી ઘરના દરેક કામમાં કુશળ હોવી જોઈએ. રાંધવું, વાળવું, ઝાડવું, વાસણ અજવાળવા, કપડા ધોવા, સીવવા, અથાણાં પાપડ વગેરે કરવાં, ઘરના દરેક કામ ઉપર દેખરેખ રાખવી, અને તે કામ સફાઈપૂર્વક બરાબર કરવું અને કરાવવું-એ બધાનો આ મથાળા હેઠળ સમાવેશ થાય છે. આ સિવાય છોકરાંઓની કેળવણી, ઘરનો હિસાબ રાખવો, અનાજ વગેરે પારખતા શીખવું, જરૂર પડે વગર છેતરાએ ખરીદી કરી જાણવી, અને ફુરસદ હોય તો પતિના કામમાં, જ્ઞાતિના હિતમાં, દેશના કાર્યમાં ભાગ અને રસ લેવો.

(૬) "સહનશીલતા":—આ ગુણ સ્ત્રી પુરુષે ઉભયે ખીલવવો જોઇએ. આપણે સંસારમાં બેઠાં એટલે સુખ દુઃખના વાવાઝોડાં લાગ્યા કરવાના, તેને સહન કરતા શિખવું જોઇએ. સહન તો બધા કરે છે, પણ આનન્દથી ગભરાયા સિવાય સહન કરે તેમાંજ મહત્તા છે. સુખને પણ સહન કરવાનું છે. કારણ કે સુખ હોય છે ત્યારે માણસ પ્રમાદી—અહંકારી બને છે. 'મારે બીજાની શી પરવા છે?' ગરીબ દુઃખી વગેરે ઉપર તિરસ્કારની લાગણીથી જોવાય છે. તે વખતે વિચારવું જોઇએ કે બધાને સુખી, દુઃખી, પૈસાદાર, ગરીબ વગેરેને પેદા કરનાર પ્રભુ છે. તેણે મને આ સ્થિતિમાં મૂકી, અગર મૂકયો આથી તેનો મહાન ઉપકાર—એટલે તેની કૃપા નહિ હોત તો હું આવત જ કેમ? એમાં ઊંચ કોણ અને નીચ કોણ?

"બાલુડાં છે પરમ પ્રભુના સૂત્ર એ યાદ રાખો."
"મ્હારૂં ત્હારૂં વીસરી સૌના દુઃખમાં ભાગ લેજો."

આથી સુખમાં છલકાટ આવતો નથી. હવે દુઃખમાં તો ગભરાટ થાય એ સ્વાભાવિક છે. એવી વખતે ગભરાટ નહિ થાય તેવી સ્થિતિ કેળવવી એમાં મનુષ્ય જન્મની સફળતા છે. કારણ સંસારમાં બેઠેલાને સુખ, દુઃખ બંને આવવાના. કોઇ એમાંથી બચ્યું નથી. એ દુઃખમાંથી બચવા—સામે થવા—ટક્કર ઝીલવા જે કોઇ પ્રભુમાં માનતો હોય તે વિચારે કે સુખ દુઃખનો આઘાત શરીર અને મન સુધી છે. કિન્તુ હું તો "આત્મા" છું. માટે મને સુખ દુઃખ સ્પર્શી શકતા નથી એમ હૃદયપૂર્વક માની, વિચારી બળ મેળવવું અને આનંદ કરવો.

(૭) હૃદય મૃદુ પણ વિકારરહિત અને નિશ્ચળ હોવું જોઇએ. કવિશ્રી કલાપી "એક ઇચ્છા" નામના કાવ્યમાં લખે છે,

"પરન્તુ કઠીન ન બનો હૃદય એ જ ઇચ્છું પ્રભુ."

બીજાના દુઃખ જોઇ આપણું હૃદય દ્રવી જવું જોઇએ. સામાનું દુઃખ જોઇ એમ નહિ વિચારીએ કે એના કર્મફળ એ ભોગવી

રહ્યા છે, પણ આપણાથી બની શકતું હોય તો તેના દુઃખમાં ભાગ લેતા શિખીએ. આજે મહાત્મા ગાંધીજી દુઃખ વેઠી રહ્યા છે તે એમના હૃદયની મૃદુતા–વિકારરહિત અને નિશ્ચળ ભાવના છે. શ્રી રામચંદ્રજીએ દુઃખ-વનવાસ-વેઠ્યાં એ પણ હૃદય મૃદુતા. એમણે ધાર્યું હોત તો (રામચંદ્રજી) વનવાસ જાત નહિ પણ રાજ કરત. સીતા માતાએ વનવાસ વેઠ્યો એ પણ એ જ કારણે. જેટલી સતીઓ થઇ ગઇ તેમના જીવન તપાસીએ તોપણ એ જ નીકળવાનું. દરેક મનુષ્યને પોતાની ત્રુટીઓનું ભાન હોય છે, પણ એની તરફ આંખ આડા કાન કરી તેને ઢાંકવાનો પ્રયત્ન કરે છે. આપણી ત્રુટીઓ એક કાગળ પર લખી નાખીએ, (એ બીજા કોઇને દેખાડવાની જરૂર નથી), ને રાતના સૂતા પહેલાં વિચાર કરીએ કે હવેથી એને તાબે થાઉં નહિ. સવારે પણ પ્રભુનું ધ્યાન ધરી પોતાની નિર્બળતાનું–ત્રુટીઓનો વિચાર કરીએ અને તેને તાબે નહિ થવા દૃઢ સંકલ્પ કરીએ. દાખલા તરીકે, આપણાથી કોઇ કોઇવાર જૂઠું બોલી જવાતું હોય ત્યારે રાતના સૂતી વખતે દૃઢ નિશ્ચય કરવો કે હવેથી જૂઠું નહિ જ બોલું. જૂઠું બોલવું એ મારી નિર્બળતા છે. આવી રીતે ક્રોધ, કામ, લોભ, વગેરે પર જીત થાય છે. આપણું મન અને જીવન પ્રભુમય નિર્મળ બને છે.

ન્યાય તોલતાં પણ શિખીએ. એથી આપણા બચ્ચાં વગેરેમાં પણ ન્યાય તોલવાની શક્તિ આવે છે. ગીતાનો એકાદ શ્લોક મોઢે કરીએ અને તે પ્રમાણે એ એક જ શ્લોક જીવનમાં ઉતારીએ. એ જ ખરો વિદ્યાભ્યાસ અને કેળવણી છે.

એ સિવાય ઘણું લખી શકાય એવું છે. ફકત ઉપરના લખાણમાં બધી વાતો સમાઇ જાય છે. જોઇએ તો દરરોજ વાંચી એના પર વિચાર કરજો અને પૂછવા જેવું લાગે તે પુછાવશો. એજ. સર્વને સર્વના સપ્રેમ યથાયોગ્ય. તમારા ભાભીજીએ આપ બંનેને શુભાશિષ લખાવ્યા છે અને બનેના પ્રેમ માટે ઉપકાર માને છે.

લિ. મોટાભાઇના શુભાશિષ.

૧

ॐ

રાંદેર તા૦ ૪-૮-૩૪

આત્મસ્વરૂપ !

આપણે આપણા સ્વરૂપને નહોતા જાણતા ત્યારે પણ તે સ્વરૂપ હતું, અને જાણીએ છીએ ત્યારે પણ તેનું તે છે. એમાં કાંઇ ફેરફાર થયો નથી. જે કાંઇ ફેરફાર થાય છે તે શરીર અને મન, બુદ્ધિ, વિ. માં થાય છે. શાંતિ, અશાંતિ એ પણ મનના ધર્મ છે. આપણે તો શાંત સ્વરૂપ હતાજ, માટે મનને શાંતિ લાવવાની છે, અને તે તો આપણા પોતાના સ્વરૂપનો વિચાર કરીએ એટલે મન પોતે જ અમન સ્વરૂપ થઇ જાય છે. આત્માનો વિચાર કરીએ ત્યારે મન આત્માકાર થઇ જાય છે-એટલે આત્મમય-આત્માજ-થઇ જાય છે. જેટલો વખત આત્માનો વિચાર કરીએ તેટલો વખત જગતનો વિચાર ઊડી જાય છે, એટલે મન અમન થઇ જાય છે. એ દશામાં આપણે સુખદુ:ખ, કામ ક્રોધ, લોભ મોહ, વિ. થી પર થઇ જઇએ છીએ. અને એ ઉચ્ચ સ્થિતિ છે. એ સ્થિતિમાં મનને જેમ જેમ રહેવાની ટેવ પડે છે તેમ તેમ આનંદ--શાંતિ વધતા જ જાય છે. શાંતિ નવી લાવવાની નથી, જે શાંત સ્વરૂપ છે તેને શોધ્યા કરવાનું છે.

જ્યારે જ્યારે ફુરસદ મળે ત્યારે ત્યારે પોતાના સ્વરૂપનો વિચાર કરવાનો છે. કાંઇ છોડવાનું નથી, કાંઇ ગ્રહણ કરવાનું નથી. હૃદયથી પોતાને આત્મા અનુભવીએ એટલે બધું આપોઆપ છૂટેલું માલમ પડે છે. દેહ અને મનમાં "હું" મૂકીને આપણે હેરાન થયા કરીએ છીએ. જ્યાં "હું" મૂકવું જોઇએ ત્યાં મૂકતા નથી, અને જ્યાં "હું" નહિ મૂકવું જોઇએ ત્યાં મૂકીએ એટલે જ આ બધી ગડમથલ, ધમાલ ઊભી થઇ જાય છે. શરૂઆતમાં ૐનું રટણ તેના અર્થ-'સાક્ષી'-ચૈતન્ય હું છું, એ સહિત કરવું જોઇએ. પછી પોતાને બધે સ્વરૂપે જોવાની ટેવ પાડીએ. એથી ખરો આનંદ પ્રકટશે. પ્રયત્નશીલ રહીએ અને પોતાની ત્રુટીઓને તપાસતા રહીએ. હાલ એ જ.

લિ૦ પ્રેમી ચંદુ

૨

ૐ

રાંદેર, તા૦ ૧૫-૩-૩૫

આત્મસ્વરૂપ !

દરેક કાર્યમાં આશાવાદી થઇ શ્રદ્ધાવાળા થવું, ગભરાવું નહિ. જગત્ એટલે જ ગભરાટ ઉત્પન્ન કરાવનાર. બદલાતા રંગોમાં એકતા સંભવે જ નહિ. જગત્નો સંસ્કૃત મૂળ અર્થ-જે સર્યું જાય એકસરખું ન રહે તે.

મારૂં કાર્ય નિયમિત નથી થતું એ એકરાર માટે આનંદ, પણ તે માટે (નિયમિત થવા) પ્રયાસ તો કરવો રહ્યો. કાંઇક કરો છો એ જાણી આનંદ.

શાંતિ રાખી હાલ તો વાંચવા ઉપર ચિત્ત લગાડશો. પરીક્ષા અઘરી લેવાય કે સહેલી તેની સાથે આપણે કાંઇ લેવા દેવા

નથી. આપણે આપણું કાર્ય કરે જવું, ફળનો સ્વામી બીજો છે. પરીક્ષા અઘરી થશે એમ ધારી મનને પહેલેથી નિર્બળ બનાવવું નહિ, એથી પરીક્ષા વખતે ગભરાઈ બની જઈએ. આપણે તો હંમેશાં આનંદી અને ઉત્સાહી બનતા રહેવું. મને જે જે આવડે તે જ પરીક્ષામાં પૂછાશે એમ શ્રદ્ધા રાખીએ.

લિ૦ પ્રેમી ચંદુ

૩

ૐ

શેઠ કલ્યાણજી ચતુર્ભુજ આરોગ્યભુવન
કાંદીવલી, તા૦ ૨૧-૪-૩૫.

આત્મસ્વરૂપ !

આપે મોકલેલા "હરિજન બંધુ"ની બંને નકલો મળી તે માટે હૃદયપૂર્વક ઉપકાર. મને લાગે છે કે તમે પણ તેમાંથી થોડું ઘણું વાંચ્યું હશે. મારે તો "હરિજન બંધુ" વાંચવું હતું. એમાં વિલંબનો પ્રશ્ન નહોતો.

રાંદેરના કાગળની હકીકત વાંચી. એ તો એમજ થાય. આપણાથી બનતો પ્રેમ અને સેવા કરી લઈએ, બદલાની આશા રાખવાનીજ નથી. જેમાં બદલાની આશા છે એ સાચો પ્રેમ નથી–એ તો દુકાનદારી કહેવાય. આપણે તો બધાને પ્રભુભાવથી જોવાના છે–અનુભવવાના છે. એનો અર્થ એ નથી કે સામાના ગુણદોષ આપણે જોઇ શકતા નથી. આપણું બાળક ગમે તેવું કદરૂપું હોય (અને એ કદરૂપાનું ભાન પણ હોય છે) છતાં તેને માટે પ્રેમ તો હોય છેજ. તેવી રીતે આ બધા બ્રહ્માંડમાં પ્રભુના બાલકો–આપણાજ ભિન્ન ભિન્ન સ્વરૂપો છે. કોઇ નાના, કોઇ મોટા, કોઇ નીચા, કોઇ ઊંચા પણ બધા એક જ તત્વના છે. સોનીની દૃષ્ટિ સોના ઉપર રહે છે, પણ તેના આકારની તેને દરકાર નથી.

લિ. પ્રેમી ચંદુ.

૪

ૐ

રાંદેર, તા૦ ૨૨-૬-૩૫.

આત્મસ્વરૂપ !

દુનિયા બધી સ્વાર્થી છે. આપણે પણ તેમાંના એક છઇએ. કોઇ વધારે યા ઓછા પ્રમાણમાં સ્વાર્થી છે જ. દુનિયા વ્યવહાર સમજી આનંદ માણીએ. જ્યારે આપણે વ્યવહારને સત્ય માની વર્તન કરીએ તો દુઃખ જ દેખાવાનું. તેથી જ જ્ઞાનીઓએ આત્મ-દૃષ્ટિ રાખી વ્યવહાર કરવાનું લક્ષ્યાબિંદુ રાખ્યું છે. આપણો (મનુષ્ય) જન્મ જ એ બધાથી પર થવા માટે છે–અને એ દૃષ્ટિએ જ ખરો આનંદ લૂંટી શકાય છે. જગત્ તો એવું ચાલ્યું જ આવ્યું છે. એને આપણે સુધારી શકીએ એમ નથી. અને તેથી જ ગીતાકારનો મહાન સિદ્ધાંત–તને કર્મ કરવાનો અધિકાર છે પણ તેના ફળની આશા રાખવાની નથી–એ સિદ્ધાંત ખૂબ અનુભવે લખાયો છે. હું આત્મા જ છું, શરીર, મન, વગેરે હું નથી પણ મારે કામ કર-વાનાં એ સાધનો છે. જો સાધનોને ખૂબ સુંદર બનાવીએ તો જ સુંદર કામ કરી શકાય. એ સાધનોને સુંદર બનાવવાની ક્રિયા એ જ તપશ્ચર્યા. આપણે જાતે એને સુંદર બનાવશું તો આનંદ છે. બાકી કુદરત યા પરમાત્મા એને સુંદર બનાવ્યા સિવાય રહેશે નહિ. તેથી જ સમજીને આપણે પ્રયત્ન ચાલુ રાખીએ. એટલા માટે જ આપણી દરેક ક્રિયા પર આપણી ચોકી રહેવી જોઇએ, જેથી આપણે પોતે જ આપણા પોતાના સુધારક બનીએ. ડાયરી, રટણ, વિ. નો આજ હેતુ છે, એથી એમાં પ્રમાદ રાખશો નહિ. આત્મજાગૃતિ રાખી ખૂબ આનંદ લૂંટો. શરૂઆતમાં કદાચ અઘરૂં લાગશે પણ જેમ જેમ આનંદ લૂંટશો તેમ તેમ શ્રદ્ધા વધતી જશે.

કાગળનો જવાબ લખવામાં વિલંબ થયો છે તો દરગુજર કરશો. આળસ એ જ કારણ છે. એવા નાના દોષો પણ જોતા રહેવા પડે છે; એની સામે આંખઆડા કાન કરે ચાલે નહિ.

લિ૰ પ્રેમી ચંદુ

૫

ૐ

રાંદેર, તા૰ ૯–૭–૩૫

આત્મસ્વરૂપ !

ગીતાજી, રામપ્રસાદી, Heart of Ram વખતો વખત વાંચતા રહેશો અને ૐ નું રટણ તથા ડાયરી પણ ચાલુ રાખશો. એથી આત્મનિરીક્ષણ કરવાની ટેવ પડશે અને અંતઃકરણ શુદ્ધ થશે.

તમે તો આત્મા છો એટલે શરીર, મનથી પર છો. જગતની અસર મન સુધી પહોંચે છે, મનની પેલે પાર આત્માને કાંઇ અસર કરતા નથી, એ દૃઢતાપૂર્વક અનુભવ કરતા રહી આનંદ કરવો. (ગાઢ નિદ્રાનો) ઊંઘનો અનુભવ દરેક જણને ખબર છે. ડાયરી જોઇ મનના દોષો નિવારણ કરવા પ્રયત્નશીલ રહેશો.

ફક્ત ત્રણ વખત જૂઠું, ૯ વખત ક્રોધ, ૬ વખત ખરાબ વિચાર, ૭ વખત નિંદા વગેરે, ૫ વખત અહંભાવ ઇર્ષા વગેરે થયા છે. મને લાગે છે કે તમારો પહેલાના કરતાં ઘણો સુધારો થયો છે. ડાયરી કાગળ બન્ને ફાડી નાંખ્યા છે. તા૰ ૭ મી જુલાઇના 'હરિજન બંધુ' ના અંકમાં મહાત્મા તરફથી રોજનીશી સંબંધે મહાદેવભાઇના સાપ્તાહિક પત્રમાં સારૂં સૂચન છે તે જોઇ જશો. આપણા સારાં વર્તન છતાં દોષ લાગે તેમાં આપણે શું કરીએ ! અલબત્ત, આપણા ખોટા વર્તન માટે તો આપણે દોષવાન ખરાં અને તે દોષ નિવારણ અર્થે જરૂર પ્રયત્ન કરવો જ જોઇએ.

લિ૰ પ્રેમી ચંદુ

૬

ૐ

વડોદરા, તા૦ ૯-૯-૩૫.

આત્મસ્વરૂપ !

ડાયરી રાખો છો તેમ રાખે જાવ તો સારૂં.* વાંસદા જઇ આવ્યા તે જાણ્યું. કેટલુંક તો પતિએ પત્નીને શિક્ષણ આપવુંજ રહ્યું. આપણું ચરિત્ર શુદ્ધ હોય અને હૃદયનો પ્રેમ હોય તો જીવન-સંગ્રામ સુખરૂપ નિવડે એવો અનુભવ છે; પછી કોઇ અપવાદ પણ હોય. પુરુષો સુંદર સ્ત્રીને શોધે છે પણ પોતાનામાં કેટલી સુંદરતા છે તેનો વિચાર નથી ! તેવુંજ સ્ત્રી પણ શોધે છે (સુંદર પુરુષને)- પરંતુ ચારિત્ર સુંદર હોય તો બધું સુંદર થાય છે, એટલે ગુણ તરફ લક્ષ રહે એજ ઇચ્છવા યોગ્ય છે.

મનુષ્યસ્વભાવ એવો છે કે પરીક્ષા કર્યા સિવાય મિત્રની ગાંઠ બાંધવા જાય છે. પહેલી ઓળખાણ હોય છે-મિત્રતા નથી હોતી-ઓળખાણને મિત્રતા નામ અપાય છે. ઓળખાણમાંથી મૈત્રી જન્મે છે. તેમાં સ્વાર્થને સ્થાન હોવું જોઇએ નહિ. એટલે એક વખત મૈત્રી કરી તો નિભાવી લેવું. સામા માણસનું વર્તન ઠીક ન લાગે તો તેટલો સંબંધ ન રાખીએ, પણ જેમ ઘણા લોકો કરે છે તેમ તદ્દન તોડી નાખી દુશ્મનનો ભાવ તો ન પ્રગટ થવો જોઇએ.

સ્વામી રામતીર્થનું વાંચન અને ૐનો જાપ કર્યે જશો.

લિ૦ પ્રેમી ચંદુ

---

* આ અગાઉના તા૦ ૬-૮-૩૫ ના પત્રમાં લખેલું કે, ડાયરી ઉપરથી આપ પોતે જોઇ શકશો કે કેટલી પ્રગતિ થઇ છે. એથી ડાયરીની ઉપયોગિતા જોઇ શકશો, અને પોતાની ત્રુટીઓ સુધારવા શું શું કરવું જોઇએ તે પણ સમજી શકાશે.

૭
ૐ

રાંદેર, તા૦ ૩-૧૧-૩૫

આત્મસ્વરૂપ !

સ્વામી રામતીર્થના બધા ભાગો ખરીદ્યાં જાણી આનંદ. થોડે થોડે હફ્તે દરરોજ વાંચ્યા કરશો. વાંચવામાં આળસ લાગે ત્યારે રટણ કરવું, ભજન કરવું વિ, પણ કાંઇને કાંઇ પ્રભુ તરફ જવા પ્રયાસ કરજો. ડાયરીમાં વિવેચન કરવાની મારે કાંઇ જરૂર નથી હોતી. તમે પોતે તમારી પોતાની ભૂલો જોઇ શકો છો, અને એ ભૂલો કાઢવા પ્રયત્નશીલ રહેવું. ડાયરી રાખવાથી કોઇને નુકશાન થયું જાણ્યું નથી. આ ડાયરી બહુ જુદા પ્રકારની છે. એને બીજી ડાયરી સાથે ભેળવવાની નથી. આ ડાયરી બહુ પવિત્ર વસ્તુ છે.

લિ૦ પ્રેમી ચંદુ

૮
ૐ

રાંદેર, તા૦ ૧૮-૯-૩૬

આત્મસ્વરૂપ ભાઇ બની !

મન ઉપર કાબૂ આવતો જાય છે જાણી આનંદ થયો. મારી તો સલાહ છે કે સ્વામી રામતીર્થ સિવાય બીજા કોઇ પણ પુસ્તકનું હાલ વાંચન રાખવું નહિ. ફરી ફરીને તેનું જ વાંચન રાખવું. હાલ યોગવશિષ્ઠ પણ બરાબર સમજાશે નહિ; અને નાહક ગોટાળો ઉભા કરે તેના કરતાં એક જ રામતીર્થ વાંચવા ભલામણ કરૂં.

આપના લખવા પ્રમાણે ખૂબ આનંદ લૂંટતા હશો. આપણી એક પણ નાનામાં નાની ત્રુટીને જતી કરવી નહીં અને સામા માણસના મોટામાં મોટા દોષને નાનામાં નાના ગણી ક્ષમા વૃત્તિ કેળવવી.

લિ૦ પ્રેમી ચંદુ

૯

ૐ

રાંદેર, તા૦ ૧૨–૧૧–૩૬.

આત્મસ્વરૂપ ભાઇ દલપતરામ બની!

અત્રે બધા આવી ગયા છે અને બણે આખું ઘર ભરાઇ ગયું એમ લાગે છે. તમે પણ બંને જણ આવ્યા હોત તો ઘણો આનંદ આવત અને આવી સોબતનો લાભ સારો મળત. હશે. જેવી પ્રભુની મરજી! મારા પ્રેમમાં ખામી તો ખરી, નહિ તો પ્રેમથી માણસો હજારો માઇલને દૂર અંતરેથી ચાલ્યા આવે છે. એ પ્રેમ ખેંચવાનો પ્રયોગ આવડયો નથી એમ લાગે છે. જ્યારે આવવું હોય ત્યારે ખુશીથી આવી શકો છો. આત્મા તરફ ખૂબ અભિરૂચી દરેક જણ વધારે એવી હૃદયની ઇચ્છા તો ખરી! બીજા બધામાં આળસ થાય તે નિભાવી લેવાય, પણ પ્રભુભકિતમાં આળસ શોભતું નથી. વહેલે મોડે એ પંથે વળ્યા સિવાય છૂટકો નથી.

સ્વામી રામતીર્થ મનનપૂર્વક વાંચતા રહેશો. કોઇપણ વાતને મનમાં લાવશો નહિ. બધું નાટકના તમાસા રૂપે જોશો તો ખરી મજાહ આવશે. દેહ, મન, વિ. ભૂલી આત્મામાં મસ્તી લૂંટશો.

લિ૦ પ્રેમી ચંદુ

૧૦

ૐ

અમદાવાદ, તા૦ ૨૮–૧૦–૩૭.

આત્મસ્વરૂપ! ભાઇ બની તથા સૌ. તારાગૌરી,

રટણ તો ચાલુ જ રાખશો. જો એ ટેવ નહિ પડી હશે તો પછી પડવી મુશ્કેલ છે. મનુષ્ય જન્મનું ધ્યેય તો પ્રભુ તરફની

આગેકૂચ છે. એથી જ આપણે બીજાથી (પશુ, પક્ષી, વિ. થી) જુદા પડીએ છીએ. સ્વામીરામતીર્થ તો ક્યાંથી વાંચતા હો! એક ઠેકાણે બેસી દરરોજ થોડો વખત માળા ફેરવવી–સામે ગાયત્રી કે બીજી છબી રાખી, ઘીનો દીવો કરવો. એથી તમો બંનેને ટેવ પડશે. પૂજન સાથે થાય તે સારૂં.

લિ૦ પ્રેમી ચંદુ

૧૧

ૐ

અમદાવાદ તા૦ ૨૪–૩–૩૮

આત્મસ્વરૂપ ભાઇ બની!

આજકાલ આ જમાનાની તાસીર છે કે માણસ વાત વાતમાં ઉશ્કેરાઇ જાય છે. "When you are angry, count ten" નો પાઠ તો ચોપડીમાં જ રહ્યો, અને સ્વામી રામતીર્થનો મહારાજા યુધિષ્ઠિરનો–સત્ય અને ક્રોધને જીતવાનો જીવતો દાખલો– એ પણ એમની પોથીમાં જ રહ્યો. ગુરુજી દોષવાન હતા પણ ધર્મરાજ મોઢામાંથી ઉંહ્ કાઢતા નથી પણ મૂંગે મોઢે માર સહન કર્યે જાય છે. એવું જો આજે આપણા ઉપર કોઇ વિતાડે તો મને લાગે છે કે આપણામાંના ભાગ્યે જ સોમાંથી પાંચ જણ શાંતિ રાખી શકીએ. આજે તો આપણી સમક્ષ મહાત્મા ગાંધીજી આદર્શ પુરુષ તરિકે બેઠા છે. તેમનામાંથી ઘણું શીખી શકીએ. સાધારણ મનુષ્યમાંથી અસાધારણ બન્યા છે. એ પોતે લખે છે કે, જ્યારે પોતે ભણતા હતા ત્યારે તેમના શિક્ષકને તેમને માટે માન લેવા જેવું કાંઇ નહોતું.

માણસે વ્યવહારમાં હંમેશાં યાદ રાખવું કે તે કુટુંબનો, ન્યાતનો, ગામનો, દેશનો અને બ્રહ્માંડનો દેવાદાર છે; કોઇપણ દિવસ લેણદાર નથી. પણ આપણે તો જે કાંઇ કરીએ તે જગત્ જાણે, અગર

તેમો બદલો મળે એવી આશાથી જીવન જીવીએ છીએ! તેમાં પણ આપણું બૂરું કોઇ જાણે નહિ અને સારૂં હોય તે જ જાણે એ ભાવ હોય છે! ખરૂં કોઇ જાણે તે પ્રત્યે પણ રોષ રહે છે!

લિ૦ પ્રેમી ચંદુ

૧૨

ૐ

રાંદેર, તા૦ ૨૪-૬-૩૮

આત્મસ્વરૂપ ભાઇ દલપતરામ જાની,

જે જે વખત મળતો રહે તેનો ઉપયોગ થતો રહે અને સ્વરૂપાકાર વૃત્તિ રહે. જગતના પદાર્થો હંમેશાં બદલાતા રહે છે- એકધારૂં જીવન રહેતું નથી-એથી બદલાતા સંજોગોમાં (વિકટ સંજોગોમાં) પણ શાંતિ રહે એટલી હદ સુધી માનસિક સ્થિતિ કેળવવાની છે. અને એ કયારે બને કે જ્યારે સ્વસ્વરૂપ સ્થિતિમાં એકદમ દઢતા થઇ જાય. એ દઢ સ્થિતિ કેળવવાજ જપ, તપ, યોગ, ભક્તિ, વિચાર કરવાના છે. વિષયો આપણા ઉપર હલ્લો કરે નહિ. માનસિક સમતા જળવાઇ રહે તોજ મનુષ્ય જન્મની સફળતા. કોઈ વખત વિચાર ન થઇ શકે ત્યારે જપ કરવા. જપ કરતા કરતા એના અર્થમાં વૃત્તિ જાય અને ત્યાંથી આગળ વધી એ અર્થની ભાવનામાં તરબોળ થઇ જઇએ એ કરવાનું છે. જપ, તપ, વિ. સઘળું અને વાંચન પણ એ દિશાસૂચન કરનારા છે, માટે વખતોવખત શ્રીરામતીર્થ વંચાય તો ખોટું નથી. સાથેસાથે સેવા વિ. કરવાની બાહ્ય પ્રવૃત્તિ અટકવી જોઇએ નહિ. ખરો માર્ગ તો એ છે કે બાહ્ય પ્રવૃત્તિ પણ આંતરનિવૃત્તિ એટલે મનનું સમતોલપણું-મન એ મન રહેતાં-હું સાક્ષી આત્માજ છું એ દઢ થઇ જાય તો સમત્વ આવે. સુખમાં હર્ષ નહિ અને દુઃખમાં ઉદ્વેગ

નહિ. આ યોગ જ્યાંસુધી માણુસ જીવે છે ત્યાંસુધી કરતા જ રહેવાનો છે. મન કે વિષયોને જરા પણ ઢીલાં મૂકયાં કે ગમે ત્યાંથી હલ્લો આવવાનો. આપણા દરેક કર્મ અગર ક્રિયા ઉપર સતત ચોકી રાખવાની છે. તરવારની ધાર ઉપર ચાલવાનો આ યોગ છે, પણ એમાં ધાસ્તી જેવું કાંઇ નથી. સાવચેત રહે તો પડવાનો ભય નથી.

લિ૦ પ્રેમી ચંદુ

૧૩

ૐ

અમદાવાદ, તા૦ ૧૪–૧૨–૩૮

આત્મસ્વરૂપ! ભાઇ દલપતરામ જાની તથા સાથ સર્વે—

તમે લખો છો કે ચંદુ કાંઇ આપના ઉપર લખતો નથી; પણ શું લખે! આપ કાંઇ પુછાવો તો તેનો પ્રત્યુત્તર આપે. જે વાત મનુષ્યજીવનમાં ઉતારવાની છે તે કહી ચૂકયો છું. મનુષ્ય-જીવનનું ધ્યેય પ્રભુપ્રાપ્તિ અગર આત્મસ્થ રહેવું એ છે, એટલે એ રસ્તે ચાલ્યા જવાનું છે. શરીર અને મનદ્વારા કર્મ થયા કરે છે તેને તો કોઇ અટકાવવાનું નથી. પણ અશુભમાં જતાં અટકવું, શુભમાં પ્રવૃત્ત થવું અને શુભ પ્રવૃત્તિનો અહંકાર થાય તેને આખરે ધોઇ નાખવાનો છે; અને તે અહંકાર પણ જો આત્મસ્થ થવાય તો જ ધોવાય. આપણામાં જે દોષ હોય તેને કાઢતા જવું અને એ રીતે સરળ અને શુદ્ધ થવું. એ માટે જ રટણ, મનન, ધ્યાન વગેરે છે. માણસે એક પણ દિવસ પડયા સિવાય પોતાના સ્વરૂપનો વિચાર અમુક વખત તો કરવો જ. એમાં આળસ કે પ્રમાદ જોઇએ નહિ. જેમ અન્ન અને જળ માટે માણસને તાલાવેલી થાય છે તેમ પ્રભુ રટણ માટે તાલાવેલી થાય ત્યારે જ માણસ ધ્યેયને પહોંચે છે. વાંચન જરૂર થાય, પણ તે પ્રમાણે વર્તન પણ થવું જ

લઇએ ને ! સાચું બોલવું, સાચું બોલવું એમ ગોખ્યા કરવાથી સાચું બોલતા આવડી જતું નથી, પણ તે પ્રમાણે વર્તીએ ત્યારે જ વાંચેલાની કે સાંભળેલાની સિદ્ધિ કહેવાય.

એક દિવસ વહેલા કે મોડા શરીરને જવાનું છે, તો આજથી જ સમજી લઇએ કે શરીર છે જ નહિ. એમ કરવાથી અંતકાળે પણ એજ મતિ રહેશે. પણ આ બધું કાયમનું થાય ત્યાં સુધી પ્રયત્ન કરતા જ રહીએ. ચાહે સંસારમાં રહીએ કે સંસારને છોડી ચાલ્યા જઇએ, પણ ઉપર લખ્યા પ્રમાણે કર્યા સિવાય છૂટકો નથી. એ સિવાય શાંતિ આવવાની નથી, કોઇને આવી હોય એમ જાણ્યું નથી. ટૂંકમાં, સંસારમાં લપટાયા સિવાય બધો વ્યવહાર કર્યા કરીએ. રોગ અનેક છે પણ ઉપચાર તો એક જ છે કે અહં-મમતા છોડી આત્મસ્થ થઇ વિચરો. એ કરવા માટે જે ફાવે તે સાધનનો ઉપયોગ કરો. એમાં જ સાચો ધર્મ આવી જાય છે. પ્રેક્ટિસ કરતાં કરતાં બધું સમજાઇ જાય છે. આમાં તર્ક વિતર્કને સ્થાન નથી. આ નગ્ન સત્ય છે માટે ઊઠો ! જાગ્રત થાઓ ! પોતાની જાતને તપાસતા રહો અને નિજ સ્વરૂપમાં મસ્ત થઇ વિચરો ! એ જ.
ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

લિ૦ પ્રેમી ચંદુ

૧૪

ૐ

અમદાવાદ તા૦ ૧૩–૨–૩૯.

આત્મસ્વરૂપ !

આવા કટોકટીને પ્રસંગે મનની સમતા જાળવી શક્યા તે ઘણું સારૂં કહેવાય. તમે પોતે–સાક્ષી–સમતા, અસમતા વગેરેથી પર હતા અને છો. તેમાં તો કાંઇ બનતું નથી, આવતું નથી, જતું નથી.

તાવ એ તો આપણે ઘેર મહેમાન હતો, આપણી ચૂક થઇ તેથી ધૂસી આવ્યો. જેવો દેવ-મહેમાન-તેવી તેની ચાકરી-પૂજા કરવીજ જોઇએ. પણ એવે સમયે ગભરાટ ન થાય તો ચાકરી વગેરે પણ વગર ભૂલે કરી શકાય.

ચિ૦ યોગેન્દ્ર આપ બંનેએ બોલાવેલો અતિથિ (નિમંત્રિત) છે. એ અતિથિનું પણ વિધિપુરઃસર આતિથ્ય કરવું જોઇએ. એ આતિથ્ય કરવામાં આપણે ભૂલ કરીએ ત્યારેજ તાવ, ઉધરસ, શરદી, ઓરી વિ. મહેમાન પધારે. નાના છોકરાના સંબંધમાં-સારા કે નઠારા-થવામાં મોટે ભાગે મા જુમ્મેદાર હોય છે. એથી બાપની જુમ્મેદારી ઓછી છે એમ સમજવાનું નથી. માની ઉણપ બાપે પૂરી કરવાની છે. અગર સ્પષ્ટ ભાષામાં કહીએ તો માતાને અધૂરા રહેલા સંસ્કાર પિતાએ પૂરા કરવા રહ્યા; તે ન કરે તો પોતાની ફરજ ચૂકે.

જ્યાં સુધી બાળક ધાવતું હોય ત્યાં સુધી પિતાએ માતાનો સ્પર્શ પણ કરવાનો નથી, તો બીજી બાબતમાં તો કહેવુંજ શું હોય? જો પિતા દલીલ કરે કે એમ તો ક્યાં સુધી સંયમ પાળીએ, તો તેના જવાબમાં કહેવું જોઇએ કે પિતાનો બાળક ઉપર કે માતા ઉપર સાચો પ્રેમજ નથી-એ તો વિષયાંધ છે. કદાચ બીજી દલીલ એમ થાય કે આવું તો ભાગ્યે થઇ શકે અગર ઘણા ઓછા કરી શકે. તેથી સત્ય વાત જૂઠી ઠરતી નથી, તે બધાજ ગુનેગાર છે અને તેથીજ આપણે બધા ગુલામ રહ્યા છીએ. વિષયાંધપણું એ વિષયની ગુલામી નહિ તો બીજું શું? પોતાના પંચ વિષયો (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ) ને રોકવા-કાબૂ મેળવવા મનુષ્ય જન્મે છે, જો તેમ નહિ થયું તો તે પશુ કરતાં પણ હલકો છે. પશુ પણ વિષયોના ગુલામ એટલા નથી જેટલા મનુષ્યો છે.

બંને જણા ખૂબ પવિત્ર રહેજો અને ચિ૦ યોગેન્દ્રની સેવા પ્રભુભાવે ઉઠાવશો. આપણે ત્યાં સાક્ષાત્ પ્રભુ પધાર્યાં છે એ ભાવથી એની સેવા કરવાની છે, એટલે એવા સંસ્કાર આપણે કેળવવા છે, અને તેની છાપ ચિ૦ યોગેન્દ્ર ઉપર પાડવી છે. એજ આપણે આપેલો શ્રેષ્ઠ વારસો. પૈસા ટકા બધું ચાલ્યું જશે પણ સંસ્કાર ચાલ્યા જશે નહિ.

બીજું આપ લખો છો કે "છેલ્લા મળ્યા ત્યારે નવું જાણવાનું મળ્યું; અમે તે બીજાને કહીએ છીએ ત્યારે તેમને રુચતું નથી." હું તો એ કહું છું કે જેઓ એવા હોય તેને કહેવાની જરૂર નથી. જે સાંભળે, સમજે તેને કહીએ. જેને આપણા ઉપર શ્રદ્ધા ન હોય તેવાને કહેવાથી ફાયદો પણ નથી. આપણે તો આપણુંજ ફેંડચે જઈએ. પ્રસંગ આવ્યે, વહેલા મોડા બધા જ એ રસ્તે આવવાના છે. આવ્યા સિવાય છૂટકો નથી. શ્રીરામતીર્થજી લખે છે કે સુખદ સ્થિતિમાં પ્રભુ સાથે પ્રેમ નહિ કરશો તો દુઃખદ સ્થિતિ ઉત્પન્ન થશે. પ્રભુ પ્રેમ કરાવ્યા સિવાય રહેવાનો નથી. માતા તો હંમેશાં એમ જ ઇચ્છે કે મારો દીકરો ક્યારે ઘેર આવે. તેને ઘેર બોલાવવાના અનેક રસ્તા યોજે છે. આત્મસ્વરૂપ–પ્રભુ–બહુ પ્યારો છે. એની ગોદમાં ગયા પછી જેને નીકળવાનું મન થતું નથી તેના અહોભાગ્ય! એક વખત જાણ્યે અજાણ્યે પણ જઈ ચડવું, પછી એનો રસપ્રેમ સમજાશે.

કદાચ આપને લાગશે કે ચંદુભાઇ તો ક્યાંનાં ક્યાં આડે રસ્તે લખવા મંડયા, પણ ક્ષમા. જે વિચારો આવ્યા તે લખ્યા. કાગળ લખતાં પહેલાં શું લખવું તેનો વિચાર નથી હોતો, પણ જાણે કોઈ પ્રેરણાથી લખી રહ્યો છું. વિશેષ શું લખું? ખૂબ આત્મમસ્ત બનો અને આનંદ કરો.

લિ૦ પ્રેમી ચંદુ

૧૫

ॐ

રાંદેર, તા૦ ૨–૬–૧૯૩૯.

આત્મસ્વરૂપ ભાઇ દલપતરામ !

પ્રેરણા તો એક જ છે કે આપણે શરીર, મન, વાણીથી પર– એ બધાના સાક્ષી છીએ. એ જ ધ્યેય છે અને એમાં વખતોવખત સ્થિતિ કરવાથી શાંતિ મળે છે. જ્યાં શરીર અને મનમાં 'અહમ્' જમાવ્યું કે સુખદુઃખ વિ. ઘેરવા માંડે છે, માટે કાંઇપણ વિરોધ કે દુઃખમય દેખાય કે સમજવું–શરીર અને મન વિ. માં જાણે અજાણે 'અહમ્' ઘૂસ્યું છે. એથી એ બધામાંથી 'અહમ્' ઉઠાવી સાક્ષીમાં મૂકયા કરવું એ તપ આચરવાનું છે. ॐ નો જપ કરે તો પોતાની યાદ રહ્યા કરે. મનને શરીરમાં 'અહમ્' કરવાની ટેવ પડી ગઇ છે તે ભુલાવવી છે. એ ટેવ જપથી, ભજનથી, યોગથી કે ભકિતથી કે વિચારથી છૂટે છે, માટે જે કાળે મનનું વલણ જેમાં હોય (જપ, ભજન વિ. માં) ત્યાં જોડતા જવું. યોગ શ્રેષ્ઠ કે જ્ઞાન શ્રેષ્ઠ, ભજન શ્રેષ્ઠ કે જપ શ્રેષ્ઠ કે ભકિત શ્રેષ્ઠ એની ભાંજગડમાં પડવું નહિ. જે કાળ માટે જેની જરૂર તે શ્રેષ્ઠ. આપણું જીવન નીતિમય રહે અને ઉપર પ્રમાણેની સ્થિતિ રહે તો કાંઇ કરવાપણું છે નહિ. દ્રઢતાની ખોટી છે. સાથે શ્રદ્ધા પણ હોવી જોઇએ. વ્યવહાર કાર્યો કરવામાં હાનિ નથી, પણ ફુરસદમાં આવતાં પોતા તરફ મનનું વલણ આપ્યા કરવાનું. શ્રી રામતીર્થનું વાંચન તો રાખશો જ.

લિ. પ્રેમી ચંદુ

૧૬

ૐ

રાંદેર, તા० ૨૩-૬-૩૯

આત્મસ્વરૂપ !

જેનો ખૂબ સહવાસ થાય અને તેનાથી છૂટું રહેવાનો પ્રસંગ આવે ત્યારે એમજ થાય, એજ આપણી આસકિત છે. પણ એ બધાનું બીજ આપણા પોતાના શરીરમાં 'હું'પણું ઊઠયું અને પછી બીજામાં 'મારાપણું' ઊઠયું છે તે છે. વિવેકથી વિચાર કરી, એ મોહ કે આસકિતને કાઢીએ તો નીકળે. જ્ઞાન કહે છે કે તું બધાથી જુદો છું અને તારા શરીર સહિત આખું બ્રહ્માંડ તારૂં સ્વરૂપ છે. ભકિત કહે છે કે બધું જ ભગવાનનું છે તેમાં તું તારાપણું શું કામ મૂકે છે? યોગની છેલ્લી પરાકાષ્ઠા પોતાને અને પરમાત્માને એકમેક અનુભવવામાં છે, આવો ભાવ આપણે આપણા દરેક વર્તન કે ક્રિયામાં અનુભવવાનો છે. આજે અમુક ભાવ પ્રકટ કર્યો અને પછી થોડા દિવસ આળસમાં એ ભાવને વિસારી દઇએ તો પાછા જ્યાંના ત્યાં રહેવાના. એ ભાવ તો જાગૃત રાખ્યા કરવાનો છે. એથીજ સાચો યોગ બિલકુલ ગાફીલ રહેવામાં નથી. માટેજ જપ, વિચાર, વાંચન વિ. દરરોજ ચાલુ રાખવાના છે, અને તેથીજ શાસ્ત્રકારોએ ત્રિકાળ સંધ્યાનો ક્રમ રાખ્યો હશે.

લિ० પ્રેમી ચંદુ

૧૭

ૐ

અમદાવાદ, તા० ૧૯-૧૧-૩૯

આત્મસ્વરૂપ ભાઇ જાની,

જે તત્વવડે આખું બ્રહ્માંડ અને બ્રહ્માંડો ચાલી રહ્યાં છે તે તત્વ ન વિસરાય તો જીવનની સફળતા છે. બધુંયે જો જન્મ રહ્યો

તો મળવાનું છે, પણ આવેલો અવસર ફરી ફરી મળવો દોહલો છે. આપણને તો આવું સમજાયું છે અને તે સાચું છે. કાંઇપણ ન થઇ શકે તો આખરે મને કે કમને જાપ તો ચાલુ જ રાખશો.

લિ૰ પ્રેમી ચંદુ

૧૮

ૐ

અમદાવાદ, તા૰ ૬–૧–૧૯૪૦

આત્મસ્વરૂપ ભાઇ જામી,

મનુષ્યસ્વભાવ એવો છે કે તેને પોતાનો દોષ જોવાની ટેવ નથી. બીજા ઉપર દોષનો ભાર ઢોળે અને બદલાની આશા રાખે. તેમ મારા અને તમારા સંબંધે બન્યું હશે. આપણે પ્રેમ કરે જઇએ; બીજો માણસ તેનો બદલો આપે કે નહિ તે આપણું કામ નથી. ગીતાકારનું સુવર્ણ સૂત્ર છે કે "તને કર્મ કરવાનો અધિકાર છે, ફળનો નહિ". એને જરા આગળ લંબાવીએ તો કહી શકાય "તને પ્રેમ કરવાનો અધિકાર છે, બદલો માંગવાનો નહિ." આપણે પ્રેમ કરવાથી દુ:ખી થતા નથી, પણ પ્રેમનો બદલો પ્રેમથી નથી મળતો તેથી દુ:ખી થઇએ છીએ. હું પ્રેમ કરવાને જેટલો સ્વતંત્ર છું તેટલો સામો માણસ પ્રેમ નહિ કરવાને સ્વતંત્ર છે. આ સૂત્ર જો આપણા જીવનમાં વણાઈ જાય તો અડધું દુ:ખ ખતમ થઈ જાય છે. પ્રભુ આપણી ઉપર પ્રેમ કરે છે, આપણે મોટે ભાગે તેનો ઉપકાર માનતા નથી, અને કેટલાક તો છડેચોક ગાળ દે છે. પણ પ્રભુ તો કહે છે કે તમે ગમે તે કહો, હું તો મારો ધર્મ ચૂકવાનો નથી. શ્રી રામચંદ્રજીને વગર ગુનાએ પિતાશ્રીએ ૧૪ વર્ષનો વનવાસ આપ્યો અને તેમણે તે સહર્ષ સ્વીકાર્યો. એનું નામ પ્રેમ! આજે એવા કેટલા પુત્ર છે જે

પિતાની આવી આજ્ઞા સ્વીકારવા તૈયાર થાય? આ આદર્શ જીવન; અને એ માટેજ તેમને આપણે પૂજીએ છીએ. શ્રી લક્ષ્મણ પણ સાવકા ભાઇ. એણે ભાઈની સાથે વનવાસ વેઠી તેમને દરેક રીતે સહાય કરી. આનું નામ ઉચ્ચ પ્રતિનો પ્રેમ. ન ટાઢ જોઇ, ન તડકો જોયો અને દરવાન માફક જાગ્રણ કરી ચૌદ વર્ષ સુધી ચોકી કરી. એથી પણ ચડી જાય એવો બંધુપ્રેમ શ્રીભરતજીનો. કૈકેયી માતાએ ગાદી અપાવી છતાં સ્વીકાર ન કર્યો. ઊલટું, માતાને કહી દીધું, "ગાદી વારસ તો શ્રીરામચંદ્રજી છે એટલે જંગલમાં રખડી મારૂં જીવન વ્યતીત કરીશ, પણ હરગીઝ ગાદી ઉપર નહિ બેસું, મારો હકજ નથી." તેમણે જંગલમાં જઇ શ્રીરામચંદ્રજીને ગાદી માટે વિનવ્યા, અને તેમણે ન માન્યું ત્યારે શ્રી રામચંદ્રજીની આજ્ઞા શીર્ષવંદ્ય ગણી, અને પાછા અયોધ્યા આવી રાજપાટ સંભાળ્યું પણ ગાદી ઉપર ન બેઠા, અને શ્રીરામચંદ્રજી ચૌદ વર્ષ બાદ પાછા પધાર્યા ત્યારે ગાદી સોંપી દીધી. આ ભ્રાતૃપ્રેમ! આગળ વધી જોઇએ તો શ્રીરામચંદ્રજીનો સીતા માતા ઉપર અપૂર્વ પ્રેમ છે, તેમજ સીતા માતાનો શ્રીરામચંદ્રજી ઉપર અપૂર્વ પ્રેમ છે. પણ સહજ શ્રીરાવણને ત્યાં રહ્યા પછી નિર્લેપ રહ્યાં હશે? એમ એક શહેરીજનની શંકા ઉપરથી તેમનું સતીત્વ બતાવવા શ્રી રામચંદ્રજીએ ઋષિને ત્યાં બંને બાળકો સહિત મોકલ્યાં. ત્યાં રહ્યાં પણ શ્રીરામચંદ્રજીનો લગાર દોષ માતાજી કાઢતા નથી. એનું નામ શુદ્ધ નિર્મળ પત્ની પ્રેમ!

રામાયણ તો જીવન કેમ જીવી શકાય તેનો નમુનો છે. વેદાંત તો ઘણા જાણે છે, ભણે છે, પણ રામાયણમાં ત્યાગી જીવન શું છે તેનો નમુનો છે. કોઇ માટે દ્વેષ નથી પણ પ્રેમ, પ્રેમ અને પ્રેમનું દર્શન વ્યવહારમાં કરાવે છે, એથી જ એની કિંમત છે. આવા જીવનો આજના જુવાનીઆને ગમે કે કેમ એ સવાલ છે.

અત્યારે જ્યાં ત્યાં કાયદો બતાવાય છે, પણ પ્રેમ આગળ બધા કાયદા ઊંધા પડે છે. જીવનમાં પણ ઊંડા ઉતરી જોઇએ તો એકજ પ્રેમનો કાયદો પ્રવર્તે છે. પ્રેમ સિવાયનું જીવન શુષ્ક છે. પ્રેમ સહન કરે છે—સહન કરાવતો નથી, પ્રેમ આપે છે—લેતો નથી, પ્રેમ ભય પમાડતો નથી પણ ભયને દૂર કરે છે. કાગળમાં આવી બાબત કેટલી લખાય ?

લિ૦ પ્રેમી ચંદુ

૧૯

ૐ

અમદાવાદ તા૦ ૨૩-૨-૪૦

આત્મસ્વરૂપ ભાઇ જની,

જે મળે તેમાં સંતોષ રાખ્યા કરીએ અને વધુ માટે પ્રયાસ કર્યા કરીએ તેમાં વાંધો નથી. પણ લોભ દૃષ્ટિએ કાંઇ કરીએ નહિ. આપણે આપણું કામ ચીવટપણાથી અને હૃદયપૂર્વક મન કાચવાયા સિવાય કરે જઇએ, અને જાણે પ્રભુનું કામ કરીએ છીએ એ ભાવના હોવી જોઇએ. જ્યાં Denial of the little Self થાય એટલે Assertion of the Real Self આવી જાય છે. અગર Assertion of the Real Self થાય એટલે Denial of the little Self આપોઆપ થઇ જાય છે. વાંચીએ તેના ઉપર વિચાર કરીએ અને તેને જીવનમાં ઉતારીએ તો તે સાચું જીવન છે. એકલું વાંચન કર્યા કરીએ તો માનસિક બદહજમી (Mental Dyspepsia) થવા સંભવ છે.

લિ૦ પ્રેમી ચંદુ

૧

ૐ

અમદાવાદ, તા૦ ૧૯-૧૦-૩૭

સચ્ચિદાનંદ સ્વરૂપ! સૌ. બહેન અમથી,*

× × × પૂજ્ય બા (સાસુ) હાલ ભાઇ દેવનાથના માતુશ્રી પાસે માંદગીને કારણે તેમની સારવાર કરવા રહે છે એ જાણી ખુશ થયો. સેવાધર્મ તો જેને જેટલો આવડે તેટલો અને જેટલો બની શકે તેટલો સૌએ પાળવાનો છે. જેની પાસે પૂરતાં માણસો હોય તેની સારવાર તો થાય છે, પણ આવાં એકલાં અને નિરાધાર માણસની સેવા કરવાની આવે અને થાય એ તો અલભ્ય લાભ ગણાય. × × × તું શું કરીશ? એમ તું પૂછે છે. તેના જવાબમાં શું લખું? જો તારા વાસ્તવિક સ્વરૂપનો વિચાર કરૂં છું તો દેખાય છે કે તેં શું નથી કર્યું? અને હવે પછી શું નથી કરવાની? તારી જ પ્રેરણાથી આખો સંસાર ચાલ્યો જાય છે. વચમાં અહંકાર ઉત્પન્ન થઇ આપણને બધાંને આમ તેમ અફળાવી મારે છે; અને તે જ જન્મ મરણને સત્ય માની તેમાં પોતે ફસી-ફસાવી દે છે. સંસાર નથી અને તેની વાતો પણ નથી. મન માત્રથી સંસાર છે. મન નથી તો સંસાર નથી. સંસાર મનોમાત્ર છે એ

* શ્રી પ્રેમી બહેનનું ઉપનામ.

સુષુપ્તિ અવસ્થાનો અનુભવ મોજુદ છે. જ્યાં અહમ્ નથી ત્યાં સંસાર શાનો? ત્યાં જન્મ મરણ કેવું? એ જ આપણી ભ્રમણા કે એ જ આપણું અજ્ઞાન. આવી વાતો તારા જેવાને લખાય. બીજાંને લખું તો ગાંડામાં ખપું. સંસાર હોવા છતાં, દેખાવા છતાં તેને ભૂલવો એમાં જ મજાહ છે ને! માટે જ કાકા વખતોવખત કહીને કોઇને નીચે-દેહ ઉપર બેસવા દેતા નથી. પોતે બેસી જાય છે તો ખંખેરી નાંખે છે અને એ જ એનું લડવું છે. આપણે શરીર છે ત્યાં સુધી તો મન, બુદ્ધિ, અહંકાર, વિષયો, વગેરે સાથે લડ્યા જ કરવાનું છે. એ જ મહાભારતનું યુદ્ધ છે અને એ સનાતન યુદ્ધ ચાલ્યું આવે છે, અને ચાલ્યા કરવાનું છે. કોઇ બચ્યું નથી અને બચવાનું નથી. જે સાક્ષી રૂપે અનુભવ કરીને એ યુદ્ધના પંજામાંથી મુક્ત થઇને આનંદ કરશે તેનું જીવ્યું સફળ થયું કહેવાશે. ધ્યાન કરવું હોય તો એક જ ધ્યાન કાયમ રાખજે, કે જેમ તું આખાં બ્રહ્માંડનાં શરીરોને જુદાં જુએ છે તેમ તારા શરીરને પણ જુદું જોઇ—ચૈતન્ય સમુદ્રમાં જેમ બરફના ટુકડા છે તેમ—આપણા શરીર સહિત આખાં બ્રહ્માંડનાં શરીરો એક જ ચૈતન્યના ટુકડાઓ છે એ રીતે જોતાં રહેવું. × × × મન પણ કયારે થાય છે? પોતે જ સંકલ્પ કરી, પોતાનું શરીર એટલું 'હું' અને બાકીના બધા તું, તે થાય ત્યારે. પોતે જ મન રૂપ, અહંકાર રૂપ થઇ સુખ દુઃખના વાવાઝોડામાં લપટાય છે. એ જ બંધન છે. એથી મન જ એટલે સંકલ્પ જ બંધન રૂપ છે. તેથી ગીતાકાર કહે છે કે 'સર્વસંકલ્પસંન્યાસી યોગારૂઢસ્તદોચ્યતે'. જેણે સંકલ્પનો સંન્યાસ કર્યો છે તે જ યોગારૂઢ છે; અને 'સમત્વં યોગ ઉચ્યતે'-સમત્વ (સમાન દૃષ્ટિ-હું, તું રહિત દૃષ્ટિ) એજ યોગ છે. × × × કાકાનું ચાલતું હોય તો બધાંને જ જીવતાં મારી નાંખે! મરવું એટલે દેહાધ્યાસનો સાંગોપાંગ ત્યાગ. જીવવું એટલે હું સચ્ચિદાનંદ સાક્ષી શિવ કલ્યાણ સ્વરૂપ છું, દેહ વગેરે હું કદીપણ નથી, એ ભાવ હૃદયમાં

જચી જવો તે. કાકાનો પણ દોષ તો છે જ, કારણ આવી પરાકાષ્ઠાએ તે પહોંચ્યો નથી; નહિ તો એના મોંઢામાંથી નીકળતા શબ્દો સોંસરા તીર માફક હૃદયમાં પેસી જતા કેમ નથી? એટલી કાકાની તપશ્ચર્યાની ખામી ગણાય. તપશ્ચર્યા ચાલુ છે, છોડી દીધી નથી; પણ લોકો જાણે તેવી રીતની એ તપશ્ચર્યા નથી. એક જ વિચારને ખૂબ દૃઢ કરો; એટલે સુધી કે ઊંઘમાં પણ તે જ અનુભવાય. પછી છેલ્લે તેને પણ તિલાંજલિ આપી દેવી પડશે. પણ તે તો આપોઆપ બની જશે. તેની ચિંતા કરવાની જરૂર નથી. બિચારા બુદ્ધ ભગવાનને આ કૂંચી કોઇએ બતાવેલી નહિ એટલે તેમને ખૂબ જ પરિશ્રમ કરવો પડયો હતો. તે સમય માટે તેને તેની જરૂર પણ હતી. આપણા સમય માટે આપણને તેની જરૂર પણ નહિ હોય એમ કેમ ન બને? × × × આપણા ચૈતન્ય સાગરમાં રામ, કૃષ્ણ, બુદ્ધ, શંકરાચાર્ય, વિવેકાનંદ, રામતીર્થ, ગાંધીજી જેવાં તો કાંઇ મોજાંઓ ઉત્પન્ન થયાં છે અને ઉત્પન્ન થઇ લય થઇ જવાનાં છે. કાકાએ બીજાં નામો નથી ગણાવ્યાં તેથી તેઓ ઉતરતાં નથી. સૌ નાનાં મોટાં મોજાંઓ જ છે. ચૈતન્ય સાગરમાં પેદા થાય છે અને શમી જાય છે. × × × કાકા આજે થોડું લખે છે તેનું કારણ તમે પોતે જ છો. તમે પોતે લખવાનો વિષય આપ્યો છે. × × × ચિ. બહેન શારદા અંગ્રેજી શીખે છે એ તો ઠીક–પણ ઘરનું કામકાજ કરતાં એટલે શરીર શ્રમ કરતાં આભડછેટ તો નથી લાગતી ને? જેટલો પ્રેમ અંગ્રેજી શીખવા માટે હોય તેથી ઓછો પ્રેમ શરીર શ્રમ માટે નહિ હોવો જોઇએ. એ કામ પણ પ્રેમપૂર્વક કરતાં આવડવું જોઇએ. હૃદય પણ તેટલા પ્રમાણમાં ખીલવું જોઇએ. બુદ્ધિ ખીલે અને હૃદય ઢંકાઇ જાય એ તો નજ થવું જોઇએ. હૃદયને ભોગે બુદ્ધિ ખીલે એ ઇચ્છવા જેવું નથી. હાલના હરિજન બંધુના અંકો વાંચવા

જોવા આવે છે. હવે પાછો રેંટિયો પકડવાનો સમય નજીક આવતો જણાય છે. એ બહેનને પણ રેંટિયા ઉપર બેસાડજો. કેળવણીનું આખું કેન્દ્ર ફરવા બેઠું છે. મહાત્માજી જબરજસ્ત પરિવર્તન કરી-કરાવી રહ્યા છે. જે અત્યારથી રેંટિયો શરૂ કરી દેશે તે ફાવશે.

× × ×

૨

ૐ

તા૦ ૬–૬–૪૧

સચ્ચિદાનંદ સ્વરૂપ! સૌ. બહેન અમથી.

મારી તબિયત અહીં આવ્યા પછી આપ બધાની શુભેચ્છાથી સારી થઇ છે. અમુક વિચારો તો આવે અને આવવા જોઇએ. વિચાર સિવાય મનુષ્ય રહી શકતો જ નથી. પણ પોતાને અને બીજાને જાણી જોઇને નુકસાન થાય એવા વિચારો ન હોવા જોઇએ, એની કાળજી રખાય છે. ચિ. બહેન શારદાના વડોદરાથી ૧–૨ પત્ર આવ્યા હશે. ત્યાર પછી તો પહેલો કાગળ હશે. સંસાર એટલે ત્રિવિધ તાપ, તેમાંથી કેમ બચી શકાય એવી તાલીમ તે બહેને તમારી પાસે લેવી જોઇએ. પણ એ બધાંથી બચવા માટે ખરી ઢાલ તો પ્રભુ ચિંતવન છે. એમાં શ્રદ્ધા હોવી જોઇએ; અર્ધદગ્ધ મને ન થાય. જેણે મને અને સારા બ્રહ્માંડોને રચ્યા છે તેનો બદલો કઇ રીતે વાળી શકાય? માત્ર ખરા દિલથી એનું સ્મરણ એના પ્રત્યેની ભકિતથી અને જ્ઞાનથી થઇ શકે છે. આશા છે કે બહેન શારદા ઘરડા માણસના વિચાર કહી હસી કાઢે નહિ. પણ એ બધું મને તો યુવાવસ્થામાં પુરબહારથી ખીલ્યું હતું. આજે કંઇ કરવા જાઉં તો થાય કે નહિ એ પ્રશ્ન છે. જેનામાં નીતિ છે, હૃદય છે અને શારીરિક સંપત્તિ ઠીક છે તેને માટે પ્રભુ-પ્રાપ્તિ સહેલી છે. એ સંસ્કાર જે માતામાં અગર પુરુષમાં ઉદય

થાય છે એના એકોતેર કુળ તરી ગયાં એમ ભકતરાજ નરસૈંયાજી કહે છે. માતા મૂકવાનો હેતુ છે, તે એ કે એવી માતા સંતાનોને ઉચ્ચ સંસ્કારનો વારસો આપે છે. હું તો તને પણ લખું છું કે તું પ્રમાદ આળસ કરીશ નહિ. પ્રભુ તરફ તો હૃદય સ્વાભાવિક વળેલું રહે એની કાળજી રાખવી રહે. તમારા કાકાને એક જાતનું ગાંડપણ લાગ્યું છે એટલે લખાઇ જાય છે. તેથી ક્ષમાવૃત્તિ કેળવજે. એ જ.

લિ૦ કાકાના શુભાશિષ

૩

ૐ

જોધપુર તા૦ ૧૯-૯-૪૧

સચ્ચિદાનંદ સ્વરૂપ! બહેન અમથી,

ભાઇ નારૂશંકરના લખવા ઉપરથી જાણ્યું કે આપની તબિ-યત વચમાં બગડી આવી હતી. આપ લોકો મને જાતજાતના ઉપદેશો કરવામાં કુશળ છો તો આપ લોકો પણ શરીર વિ. સંભાળમાં કેમ ગાફેલ રહી શકો? શરીર આપણને ટ્રસ્ટમાં મળ્યું છે. તેની સંભાળ ન રાખીશું તો ફોજદારી કાયદાની કલમ લાગુ પડશે. એમાં કોઇની વકીલાત ચાલવાની નથી કે લાંચ રુશવત કે ભલામણ પણ કામ આવવાની નથી. હશે; એ તો થવાનું થયું પણ હવે સંભાળ રાખશો. જેટલા જોઇએ તેટલાજ વિચાર કરીએ; નકામા બહુ ઘોડા દોડાવ્યા કરીએ નહિ. તેમ જ શરીર પાસે પણ જોઇતું કામ લઇએ; હદ ઉપરાંત બોજો લાદીએ તો કમર તૂટી જાય; હિંમત મૂકાઇ જાય. આ બધાના તમે સાક્ષી છોજ. અંતર્યામી છે તે જાણે છે; ભલે બીજા ન જાણે. પણ એ જ બધાને અંતર્યામીરૂપે કહેશે. કારણ તે એક જ છે. અંતર્યામી જુદા જુદા નથી. એ રીતે અંતર્યામી રૂપે અનુ-

ભવીએ. મારી દરેક ક્રિયામાં–શારીરિક, વાચિક કે માનસિક–'હું' સાક્ષીરૂપે રહ્યો જ છું, રહું છું અને રહેવાનો છું. શરીર જવાથી કે મન જવાથી એમાં કંઇ ફેરફાર થવાનો નથી.

આપ સર્વેને જેટલો સાંભળવાનો લાભ મળ્યો છે તેટલો બીજાને મળ્યો નથી. માટે હવે તો એમાં જ દઢતા અને નિષ્ઠા રહે એ ઇચ્છનીય છે.

લિ૦ કાકાના શુભાશિષ

૪

ૐ

મહાત્મા શ્રી દેવીદાનજી મહારાજનો આશ્રમ

જોધપુર (મારવાડ) તા૦ ૭–૯–૪૩

સચ્ચિદાનંદ સ્વરૂપ! સૌ. બહેન અમથી,

× × × મારો વખત અહીં ખુશ ખુશાલીથી ચાલ્યો જાય છે. સવારનો વખત કાંઇ વાચનમાં, વિચારમાં. આધ્યાત્મિક વાતો કરવામાં અને કદાચ કાગળોના જવાબ આપવામાં ચાલ્યો જાય છે. શ્રી બાબુજી, ચિ. કિશોરી રમણ વગેરેનો મારા ઉપર અપૂર્વ પ્રેમ છે. એમના પ્રેમનો બદલો--ઘટતો બદલો આપી શકાતો નથી. મારા અને એમના સંજોગો અનુકૂળ હોત તો એમને મારી સાથે જ રાખત. ગઇ કાલે વાતમાં ને વાતમાં કહેતા હતા કે આપણો સંબંધ ઘણા જન્મનો હોવો જોઇએ. મારે માટે એમનો પ્રેમ હોય તો એ કદાચ સ્વાભાવિક કહેવાય, પણ મારા કુટુંબીજનો અને મારો જેના ઉપર પ્રેમ હોય તે બધાં પ્રત્યે તેવો જ પ્રેમ છે. × × × એમનું શરીર વય ૭૨ વર્ષનું છે. આ વખતે એમના શરીર ઉપર કરચલી જોવામાં આવી. થોડી શક્તિ ઓછી થઇ છે, પણ કહે છે અને લાગે છે કે મારા અહીં આવ્યા બાદ તબિયત ઘણી સુધરી છે. એમની સાથે દરરોજ ઓછામાં ઓછો એક કલાક

કેટલાક અનુભવ પ્રકાશનાં વાંચનમાં જાય છે. મારે તો એ બહાને સંતસમાગમ બન્યો રહે છે, અને દૃઢતા વધે છે. × × × અહીં આખા જોધપુરમાં બાળ કેળવણી સંબંધી તદ્દન અંધારૂં છે. એક માસ્તર છોકરાંઓને પોતાની મરજી પ્રમાણે એકડા બગડા અને મૂળાક્ષરનું જ્ઞાન આપે છે, પ્રેમથી શીખવે છે, જરાપણ જોર જુલમ કરતા નથી. મારા જેવાને કેળવણીનું કાંઇક જ્ઞાન છે પણ એટલી ફુરસદ નથી. એટલી મારી કમજોરી ગણાય. મારામાં બધા વિષયની ખીચડી જેવું તો ઘણું જ્ઞાન છે, પણ બધાંને વ્યવહારમાં ઉતારવા જેટલી ધીરજ નથી. એથી એક જ તરફ વળ્યો જાઉં છું.

× × × ભાઇ કવિ, વિનોદી અને જીવનનાં સ્વપ્ન સેવનાર છે, તેમાં આ સુમેળ બેસતો નથી. આવા તો કંઇ જીવન વેડફાઇ જાય છે. પણ સોનું અને સુગંધ બંને સાથે કયાંથી મળે? કુદરતમાં જ કાંઇ એવું છે અગર હશે તેથી બધા વૈરાગ્ય તરફ વળી પૂર્ણતા તરફ દોડતા તો નહિ હોય! જ્યાં સુધી માણસને અપૂર્ણતા તરફ અસંતોષ ન થાય ત્યાં સુધી અધ્યાત્મ માર્ગ અગર પરમાત્મા તરફ તે વળે કયાંથી? ઘણાંને રસ્તો શોધવા છતાં નથી મળતો ત્યારે તેની અકળામણનો પાર રહેતો નથી. એ અસંતુષ્ટ સ્થિતિમાં–'તાલાવેલી'માં જે પ્રેમનું ભાન થાય છે એ પ્રેમ માર્ગ જડવા પછી અગર તેમાં દૃઢ થવા પછી બહાર ઉછળતા રૂપમાં મળતો નથી. ત્યારે તો એમ લાગે છે કે બહારનો કોલાહલ નકામો છે. આગળની સ્થિતિ જોઇ હસવું આવે છે. કદાચ આપ કહેશો કે "કાકા તો બીજાના દોષ દર્શન કરવામાં પડયા કે શું!" દેખાઇ આવે ત્યારે કહેવાય, બાકી ખાસ શોધવા જતો નથી. અને એ દોષ કહેવાય ત્યારે ભાઇ × × × જેવા અસંતુષ્ટ બને છે. એ એમ માને છે કે મારે તો એમનું જેટલું સારૂં તેટલું કહેવું અમર સારૂં માઠું મિશ્રિત કહેવું. પણ એ તો

મારે બીજા સમક્ષ કહેવાનું હોય. એમના દોષો બીજા પાસે પ્રગટ કરૂં તો ગુન્હેગાર ખરો! આપને પણ આવું થતું હશે કે? × × × મારી તબિયત આમ ઠીક ઠીક ચાલી જાય છે. મારૂં અહીંથી નીકળવાનું શ્રી બાબુજીના પ્રેમ ઉપર નિર્ભર છે. પછી મારવાડ જંકશનવાળા શ્રી પંડિત ચુનીલાલજીના આગ્રહને વશ થવાનું છે. પછી અમદાવાદવાળા સંબંધીઓનો પ્રશ્ન છે. મારે ચાલ્યા જ આવવું હોય તો તો કાંઇ વાંધો નથી, પણ બધાંને નારાજ કરવા પડે ખરા! મને લોભ-સ્વાર્થ-તો ખરો જ કે એ બહાને મારી સ્વરૂપ નિશ્ચળતા વધતી જાય. રાંદેરમાં તો કોઇને-અમુક ગણ્યા ગાંઠ્યા સિવાય-ખાસ લગની નથી. "હરતે ફિરતે રામજી મિલ જાયે તો મુઝે ભી બોલના" એવી સ્થિતિ છે. હાલ તો લક્ષ્મીયુગ ચાલે છે. કેટલાકને (ઘણાંને) પેટની પડી છે ત્યાં ફુરસદ ક્યાંથી લાવવી? થોડી પણ ચિંતા ઓછી થાય તો બીજી તરફનો ખ્યાલ આવેને? વ્યવસાય એટલો બધો વધી જાય છે કે પછી વખતનો-ફુરસદનો-અભાવ લાગવા લાગે છે, જો કે એ પણ કમજોરી તો છે જ. × × × તબિયતની દૃષ્ટિએ તેમ જ વધુ અવલોકનની દૃષ્ટિએ આ તરફ આવવાનું થાય તો આપ જેવાને ઘણો લાભ થાય, સેવાના ઘણા માર્ગો ખૂલે. અહીં જોધપુરમાં એક વનિતા આશ્રમ ખોલવામાં આવ્યો છે, જ્યાં ત્યકતા, કોઇને હાથે ફસી ગયેલી, અગર ગમે તે રીતે જીવન વ્યતીત કરતી સ્ત્રીઓ વગેરેને લેવામાં આવે છે. માસિક રૂપિયા નવસોથી હજાર સુધી તો એક જ વ્યકિત તરફની મદદ છે. આ કોટયાધિપતિઓ અને લક્ષાધિપતિઓનો દેશ છે, પણ હૃદયના કાર્યકર્તાઓની કમી છે. × × × મને પોતાને તો એમ થાય છે કે પુરુષ કાર્યકર્તા કરતાં સ્ત્રી કાર્યકર્તાઓ (સુંદર ચારિત્ર્યવાળી અને જરા પણ ફેશનવાળી નહિ એવી) હિંદુસ્તાનભરમાં પેદા થાય તો દેશનો ઉદ્ધાર હાથવેંતમાં છે. મહાત્માજી જેવાને બાદ કરીએ તો હૃદયપૂર્વકના પુરુષ કાર્યકર્તાઓ

કેટલા! કેટલીક વખત થાય છે કે આ જ્ઞાનસહિત ચંદુ સ્ત્રી જન્મ્યો હોત તો ઘણું થઇ શકત ખરૂં, પણ તેથી મારે જ સ્ત્રીરૂપે જન્મવાની જરૂર નથી. મારી એવી તો ભાવના ખરી કે ઘણી સ્ત્રીઓ આ દેશમાં સેવાકાર્ય માટે જન્મે અને દેશનું અમાપ-ઢગલાબંધ-કાર્ય ઉપાડી લે. એમ થશે જ એ મને લાગે છે. પુરુષો મારફત કામ કરાવવાનો કુદરતે ઘણો પ્રયત્ન કર્યો. હવે સ્ત્રી મારફત કરાવવાનો કુદરતે આરંભ કરાવવા માંડયો છે. ગતિ ઘણી ધીમી છે. મારી નજર સમક્ષ બની રહ્યું છે એમ લાગ્યા કરે છે. સ્ત્રીઓ બધાં જ કામો ઉપાડશે અને ઉપાડવા જોઇએ. સ્ત્રીજાતિનો વિચાર કરૂં છું ત્યારે આપની કાકીનું ભાન પ્રથમ થાય છે, અને તેથી તેના દરેક કાર્યોમાં પૂર્ણતા ઇચ્છી રહ્યો છું. તેમાં પ્રેમની તો પરાકાષ્ઠા હોવી જોઇએ. જો સ્ત્રી કાર્યકર્તા પેદા થઇ તો મારૂં સ્વપ્ન આપ સૌને સાચું લાગશે. આટઆટલા પુરુષો લડાઇમાં મરી રહ્યા છે. એ બહાને કંઇ સ્ત્રીઓ પશ્ચિમમાં શાંતિ માટે પાકશે અને નવી ઓલાદમાં શાંતિ અને આશાનાં કિરણો પ્રસારશે. મારી સાથે સંમત થતાં હો તો કટિબદ્ધ થાઓ, ઢગલાબંધ કામ પડયું છે. ઘડીની ફુરસદ નથી! કુદરત કયાં આરામ લે છે! રાત દિન કામ કર્યે જ જાય છે. જેટલો અહં ઓછો તેટલી આરામની ગરજ ઓછી. × × × આજે તો લખતાં લખતાં આડું અવળું ચાલ્યા જવાયું. ક્ષમા કરશો. તમે કહેશો, કાકા તો પુરુષ માટે આરામ ચાહે છે અને સ્ત્રીઓ માટે અવિરત શ્રમ ઇચ્છે છે! પણ આ રીતે કાર્ય કરવાને માટે જ્યાં તમન્ના છે ત્યાં જ ખરી તપોભૂમિ છે. મહાત્માજીએ આપણે માટે એક આદર્શ મૂકયો છે. એમણે તો આપણને સો વર્ષ આગળ મૂકયા છે. અત્યારે એ ઘણાં ઓછાંને સમજાશે. સાદાઇ તો માણસનું જીવનવ્રત હોવું જોઇએ એમ એમણે સિદ્ધ કરી બતાવ્યું છે.

× × ×

૧

ૐ

અમદાવાદ, તા૦ ૧૭-૧-૩૮

આત્મસ્વરૂપ !

આપનો પત્ર ગઇ કાલે મળ્યો. અત્રે સર્વે કુશળ. × × × × × × × × × × × × બીજું, મારૂં બતાવેલું રટણ પણ કરો છો-ચૈતન્ય સમુદ્રવાળું-જાણી આનંદ. મારા બતાવેલા ચૈતન્ય સમુદ્રના દષ્ટાંતમાં સાક્ષાત સ્થિતિ છે-અનુભવ છે. જેટલો વખત એ વિચાર રહે તેટલો વખત મન, બુદ્ધિ, ચિત્ત, વગેરે કાંઇ નથી, પણ ચૈતન્ય જ છે, એટલે મન, બુદ્ધિ ચિત્તનો લય થઇ જાય છે અને સ્વરૂપ સ્થિતિ થાય છે, અગર આપની ભાષામાં કહું તો Realisation થયું. જ્યાં સુધી એ રટણ રહે ત્યાં સુધી શરીર વિ. નું પણ ભાન ક્યાં છે? આપ પોતે જ Almighty છો, એ વિચાર બદલે શરીરનો ખ્યાલ કરી તેમાં "હું અને મારાપણાની" બુદ્ધિ કરી આપણે નીચે ઊતરી પડીએ છીએ. નહોતાં જાણતાં ત્યારે પણ એ સાક્ષી ભાવ-ચૈતન્ય ભાવ-મોજુદ હતો, અને કદી એ ભાવ ભુલાઇ જાય તો પણ એ સાક્ષી ભાવ તો છે, અને રહેવાનો. હવે જે કરવાનું બાકી રહે છે તે વખતો વખત દેહાધ્યાસ છોડયા કરવાનો છે, અને એજ ખરી તપશ્ચર્યા છે. ભક્તિ, ધ્યાન, કર્મ, યોગ વિ. કરવાનું પ્રયોજન તો એજ કે દેહાધ્યાસ-હુંપણું

જે ખોટું ખોટું ઉત્પન્ન થઇ ગયું છે તેને નિવૃત્ત કરવાનું છે. એ ભક્તિ, ધ્યાન, કર્મ, યોગ, વિ. એ ન કરી શકે તો પછી એ બધાની ખરી ઉપયોગિતા નથી. જ્ઞાન સાથે ભક્તિ, યોગ મિશ્રિત થઇ પૂર્ણ યોગ–ગીતા યોગ થાય છે. એમાં છોડવાનું કાંઇ નથી. પણ જે Limited (પરિમિત) ને હું માની રહ્યા છીએ તેને છોડવાનું છે. એટલે બધામાંથી આસકિત છૂટી ગઇ. પણ બહાર બોલવાનું નથી, અંતરમાં સમજવાનું છે; અને બહાર કહેવું હોય તો એટલું કહેવાય કે જેમ પ્રભુ રાખે છે તેમ રહીએ છીએ, અને દરેક જણુ એમજ કરે છે. પોતે હું કરી તરફડિયાં તો પુષ્કળ મારે છે પણ કોઇનું કાંઇ ચાલતું નથી.

"હું કરૂં હું કરૂં એજ અજ્ઞાનતા,
શકટનો ભાર જેમ શ્વાન તાણે.
સૃષ્ટિ મંડાણ છે સર્વ એણી પેરે,
જોગી જોગેશ્વરા કોક જાણે."

આ ભકતરાજ નરસૈંયાનું વાકય છે. વ્યવહારમાં બહુ સુંદર છે. પરમાર્થમાં તો જગતે નથી ને તેની વાતો પણ નથી, પણ પોતેજ છે, એટલે ત્યાં તો બોલવા કે વિચારવાપણું નથી. મોઢે કહેવામાં જે સ્પષ્ટતા થાય છે તે લખવામાં થાય કે નહિ તે ખબર નથી. જેટલું બને તેટલું સ્પષ્ટ લખું છું.

લિ૦ પ્રેમી ચંદુ

૨

ૐ

અમદાવાદ તા૦ ૨૪–૧–૩૮.

આત્મસ્વરૂપ !

અત્રે સર્વે કુશળ. આપના તરફની કુશળતાનો પત્ર ગઇ કાલે મળ્યો હતો, અને આજે "સંત અંક" પણ રજીસ્ટર્ડથી

મળ્યો છે. આપના પ્રેમ બદલ હૃદયપૂર્વક ઉપકાર. મેં એ અંક જોધપુરમાં પણ જોયેલો. × × × × × × × × × અલબત્ત, આપે મોકલેલી ચોપડીઓનો બીજા (પણ) ઉપયોગ કરે છે. ઘરમાં બધા સાથે બેઠાં હોઇએ ત્યારે તેમાંથી કોઈ કોઇ ફકરા વાંચી સંભળાવું છું. જેને રંગ લાગે તેને ખરો. એવું વાંચી સંભળાવેલું નકામું જતું નથી. તેની પણ થોડી ઘણી અસર તો થાય છે જ.

મારા ગયા કાગળમાં લખેલું બરાબર સમજાયું હશે. તમે પોતે "સાક્ષી" ચૈતન્ય દેવજ છો એમાં દૃઢતા રાખશો. શરીર, મન વિ૦ આપણે નથી, પણ આપણે એ બધાથી પર, એ બધાને જાણનાર "સાક્ષી" છઇએ. નહોતા જાણતા હતા ત્યારે પણ એમજ હતું અને જાણીએ છીએ ત્યારે પણ એમજ છે. એ શાશ્વત સત્ય છે. આપણે પોતાના વાસ્તવિક સ્વરૂપને ભૂલી શરીર, મન વિ૦ ને હું માની વ્યવહાર કરીએ છીએ ત્યારેજ સુખ દુઃખ, રાગદ્વેષ વિ૦ ના ચક્કરમાં ફસી જઇએ છઇએ. નામ રૂપ એ જ જગત્ છે. એ સિવાય બીજું કાંઈ જગત્નું સ્વરૂપ જ નથી. એ નામ રૂપમાં (અ) સત્ય બુદ્ધિ થાય ત્યારે એકત્વ ભુલાઈ જઇ ભિન્નતા ભાસે છે. સમુદ્રમાં મોજાં ભિન્ન ભિન્ન દેખાય છે પણ તે બધાનું વાસ્તવિક સ્વરૂપ જળ જ છે. તેવી રીતે આપણે અને આખું બ્રહ્માંડ અને બ્રહ્માંડો એક જ છે પણ ભિન્નતા ભાસે છે–વાસ્તવિક નથી–તેથી ચક્કરમાં પડી જઇએ છીએ–એજ ભ્રમણા છે, એજ અજ્ઞાન છે. અજ્ઞાનનું બીજું કાંઇ સ્વરૂપજ નથી. આમાં બોલવાનું કે કહેવાનું કાંઇ નથી. ફક્ત આમ અંતરથી અનુભવવાનું છે. વાંચન અનુભવગમ્ય બનાવજો, શબ્દની જાળમાં ફસાવું નહિ. એ બધા શબ્દો જ્ઞાનીજનોએ આપણે સમજાવવા માટે યોજેલા છે. એ સિવાય એની કાંઇ કિંમત નથી. સમજ બેસી ગઇ એટલે પછી મજા અને આનંદ છે.

ખરી વસ્તુ ઘણા ઓછા સમજે છે, અને ઘણા ઓછા તે પ્રમાણે અનુભવે છે અને વર્તે છે.

આપણે તો સારા સંસાર સાથે અભેદ છે. આપણું મન ભિન્નતા ન ઉત્પન્ન કરે એટલી જ કાળજી રાખ્યા કરવાની છે. તેમાં બહાર કહેવાની કે બોલવાની પણ જરૂર નથી. કોઇ મૂંઝાતો હોય અને તેને ખરી વસ્તુ સમજવાની ઇચ્છા હોય અને વધુમાં આપણા કહેવા ઉપર શ્રદ્ધા હોય તો તે વખતે સત્ય હોય તે બોલી નાંખવું. માને તો તેની મરજી.

આમાં કોઇનું કાંઇ ચાલે એમ નથી તેમજ એમાં કાંઇ છોડવાપણું પણ નથી. એ બધું આપણાથી છૂટી જ રહેલું છે- જુદું જ છે-પણ જ્યાં સુધી દેહ રહે ત્યાંસુધી જેમ વ્યવહાર ચાલતો હોય તેમ ચલવે જવાનો છે. કોઇ કોઇનું ઇષ્ટ કે અનિષ્ટ કરી શકતો જ નથી. શરીર, મન વિ. હોય ત્યાંસુધી આપણે બધાની સેવા જ કરીએ છીએ, અને તે પણ કાંઇ બદલાની આશાથી નહિ, એટલે થયો નિષ્કામ કર્મયોગ. અને બદલો જોઇતો હોય તો જેણે શક્તિ આપી છે તેને ભાગે જાય છે. બધાને આપણા પ્રભુના સ્વરૂપ જોઇએ એટલે શ્રેષ્ઠ ભકિત થઇ. બધાથી જ્યાં જ્યાં મન જોડાય-તે બધાથી મારૂં સ્વરૂપ ન્યારૂં છે એ થયો શ્રેષ્ઠ નિર્વિકલ્પ યોગ. અને જ્ઞાન તો સાથે ચાલે છે. એ કર્મ, ભકિત, યોગ અને જ્ઞાનનો સમન્વય થયો. એમાં કોઇ ઊંચું નથી અને કોઇ નીચું નથી. બધાં એક જ છે અને બધાની સાથે જરૂર પણ છે, અને એ જ પૂર્ણ યોગ છે.

× × ×

૩

ૐ

અમદાવાદ-તા૦ ૧૧-૩-૩૮

આત્મ સ્વરૂપ!

અત્રે સર્વ કુશળ. આપની કુશળતાનો પત્ર અને બુક પોસ્ટ (કઠ ઉપનિષદ્) બંને મળ્યા છે; વાંચી આનંદ થયો છે. વળી એ પ્રમાણે કુશળતા જણાવતા રહેશો. × × ×

આપનું મનન ચાલુ છે જાણી વિશેષ આનંદ થયો. આપણી અને પરમાત્માની વચ્ચે જો કોઇ અંતરાય હોય તો આપણા પોતાના અહંકારનો છે. ઊંઘમાં ઊંઘી જઇએ ત્યારે તો એકતા છે-બેપણું દેખાતું નથી, એટલે સુખદુઃખ કાંઇ નથી. એ બેપણાને કાઢવું અને એકત્વમાં સ્થિત થવું એ મનુષ્ય જીવનની સાફલ્યતા છે. ઇષોપનિષદ્‌માં:–तत्र को मोहः कः शोकः एकत्वमनुपश्यतः કહ્યું છે, તે પૂર્ણ અનુભવપૂર્વક ઋષિમુનીઓએ કહ્યું છે. આપણે તો એકત્વ અનુભવવું એ એમાંથી ફલિતાર્થ છે. ઊંઘમાં અજ્ઞાનતા છે છતાં એકત્વ થતાં કેવળ આનંદ રહે છે. જો જાગ્રતમાં એકત્વ અનુભવાય તો જ ખરો આનંદ ભોગવાય અને એ જ જીવનમુકિત છે. આપણા દેહ, મન, બુદ્ધિ વગેરેના અહમ્‌ને લઇને બેપણું દેખાય છે. બેપણું થયું નથી. એ કોના જેવું છે-જેમ એક પાણીનો ધોધ વહી રહ્યો છે તેની વચમાં આપણે એક લાકડી મૂકી દઇએ તો લાકડીની બંને બાજુનું પાણી જુદું દેખાય છે-લાકડીએ પાણીને જુદું બતાવ્યું પણ લાકડી પાણીને જુદું કરી શકી નથી. તેમ આપણા અહમે આપણી અને પરમાત્મા (ચૈતન્ય સમુદ્ર) ની વચ્ચે બેપણું બતાવ્યું પણ આપણામાં અને પરમાત્મામાં ભેદ થઇ શકતો નથી. હવે એ અહમ્‌ને ઉઠાવવા માટે ચાહે તો જપ કરો, ભકિત કરો, યોગ કરો કે જ્ઞાન કરો. એટલે એ અહમ્‌ને ઉઠાવવા માટે આ બધાં સાધનો છે. જે વખતે જેવી મનની સ્થિતિ તે વખતે તે મનને અહમ્ રહિત કરવા માટે જપ, ભકિત, યોગ કે જ્ઞાન કરી તેમ કરી લેવું. મેં જે ચૈતન્ય સમુદ્રના દૃષ્ટાંતથી Practical સમજાવ્યું હતું તેમાં જપ, ભક્તિ, યોગ અને જ્ઞાન બધું સાથે ચાલે છે. પણ એ વાત ઘણા ઓછા સમજે છે, અને એટલીજ એમાં શ્રદ્ધાની (કહેનાર ઉપર) જરૂર છે. એટલુંજ જો કોઇ કર્યા કરે તો જરૂર વ્યવહારમાં પણ સ્વર્ગજ બની જાય છે. એ અહંકારજ મહામાયા છે-અજ્ઞાન છે. એ અહંકારને તોડયો

એટલે માયા વિ. બધું આપોઆપ ચાલ્યું જાય છે. આ કાંઈ બનાવટી વાત નથી.

મારા આવેલા કાગળ સંઘરી રાખી તેનોજ વખતો વખત અનુભવ કરો તો બધું મળી જશે. બધું સમજાઈ જશે. આજ આઠેક દિવસ થયાં હું એકલો આવ્યો છું. તમારા સૌ. બહેન ફાગણ વદ ૨)ને દિવસે રાંદેરથી અમદાવાદ આવી જશે. મારી શારીરિક સ્થિતિ વચમાં બરાબર નહોતી, પણ એની ઉપર હું શું વિચારૂં? એ તો થવાનું થયા કરે છે અને થશે. પ્રકૃતિ પોતાના ધર્મ પ્રમાણે વર્તે છે. જે જાયું તે જવાનું. એક દિવસ એમ જ થવાનું છે, તો મારે શરીર છે જ નહિ અને કદાચ શરીર હોય તો અનંત શરીરો છે; દરરોજ ઉત્પન્ન થાય છે, અને મારા ચૈતન્યસમુદ્રમાં લય પામે છે. એમાં શું ઉત્પન્ન થયું અને શું ગયું અને જવાનું? અત્યારે એ શરીર છે ત્યારે પણ ચૈતન્યસ્વરૂપ જ છે. મારા ચૈતન્યસમુદ્રમાં અનેક લહેર મોજાંઓ ઉત્પન્ન થાય છે, રહે છે અને લય પામે છે, પણ તે બધાં ચૈતન્ય જળ જ છે. કેમ એમ જ લાગે છે ને? કેવી શાંતિ? મસ્તી? આનંદ? આનંદ? આનંદ? × × ×

કેમ આ કાગળ સ્વરૂપમસ્તીમાં મોજ કરાવે છે કે? પત્ર લાભ આપતા રહેશો. વાંચનથી મનને ડગમગાવતા નહિ. એ જ.

લિ૦ પ્રેમી ચંદુ

૪

ૐ

અમદાવાદ તા૦ ૨૬-૩-૩૮

આત્મસ્વરૂપ! ભાઈ નંદલાલ

× × × આપ લખો છો કે શિક્ષાઓ લખતા રહેશો, પણ લખવાનું કેટલીક વખત કાગળો આવે છે તેની ઉપરથી સ્ફુરણ

થાય છે. જ્યારે એવું કાંઇ નથી હોતું ત્યારે શું લખવું તે સમજાતું નથી.

વેદાંત એટલે કોઇ પક્ષ નહિ પણ સત્ય સ્વરૂપ આત્મા. જ્યારે માણસ કોઇ પણ પક્ષમાં બંધાઇ વિચારે છે ત્યારે બીજા પ્રત્યે તેને ઘૃણા ઉત્પન્ન થાય છે. જે સાચો વેદાંતી છે તે કોઇ પક્ષમાં બંધાતો નથી, પણ બધા પક્ષો તેના છે. He belongs to no faith, but different faiths are his. કઇ દૃષ્ટિબિંદુથી બીજા પક્ષો જુએ છે તે શોધી કાઢે છે અને તેથી તેને આનંદ થાય છે. દરેક જણનું વાસ્તવિક સ્વરૂપ તો આત્મા–સાક્ષી–પરબ્રહ્મ છે. ચાહે તો તે હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, પારસી, યાહુદી, બૌદ્ધ વા જૈન હો કે ગમે તે હો; તો આત્મા કયા ધર્મનો, પક્ષનો કહેવાય? ઊલટું જેટલા ધર્મો, પક્ષ વગેરે છે તે બધા આત્માને લઇને છે. જુદી જુદી સમજવાળાએ જુદી જુદી દૃષ્ટિથી તે સ્થિતિ પ્રાપ્ત કરવા પ્રયત્નો કર્યા. જેને અનુભવ થયો છે તે કોઇ પક્ષમાં બંધાતો નથી. પંડિતાઇમાં બધું ચાલે. જેટલા ઝઘડા થયા છે અને થાય છે તે ધર્મને લીધે થયા નથી, પણ તેને ન સમજનારને લીધે થયા છે. ધર્મ તો આચરવાનો છે, મોઢે બોલી જવાનો નથી. એટલું ખરૂં કે હિંદુ ધર્મે ઘણી દૃષ્ટિબિંદુથી જોયું છે, અને તેથી અત્યારે જેટલા ધર્મ ચાલે છે તે બધાનું દૃષ્ટિબિંદુ તેમાં મળી શકે છે. કોઇપણ માણસ જેમાંથી તેને શાંતિ મળી શકે તે practice કરી શકે, પણ તેથી તેણે ધર્મ બદલવો જોઇએ, તે ધર્મમાં Baptise થવું જોઇએ એ હું માનતો નથી. કોઇ પોતાના પિતાશ્રીના ચાલતા આવેલા ધર્મમાંથી બીજા ધર્મમાં જવાથી મુકિત સાધી શકે એમ માને તો એ અજ્ઞાનસૂચક કહેવાય.

મારી વાત પૂછો તો ભકિતમાં પસાર થઇ, સાથે રાજયોગ સાધવા તરફ વળ્યો. તે બધામાંથી ઠીક ઠીક લાભ થયો. પણ સાચી શાંતિ તો આત્માનુભવમાં છે. તેથી બધાએ એમ જ કરવું

જોઇએ એમ હું ન કહું. એમાં પણ જેણે યમ નિયમના પાલન કર્યાં છે અને ષટ્ સંપત્તિ શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન મેળવી છે તે બહુ જલદી ફાવ્યો છે. અગર આ માર્ગ ઉપર ચાલતાં એ બધાની જરૂર તો છે જ. એમ કરતાં હૃદય નિર્મળ બની જાય છે અને દૃઢતા જલદી આવી જાય છે. ×યમ=સત્ય, અસ્તેય, અહિંસા, બ્રહ્મચર્ય, અપરિગ્રહ. *નિયમ=તપ, શૌચ, સંતોષ, સ્વાધ્યાય અને ઈશ્વર પ્રણિધાન. આ તો સ્પષ્ટતા ખાતર યમ નિયમ લખ્યા છે—આપને ખબર તો હશે જ.

સ્પષ્ટતા ખાતર લખું કે માણસ હૃદયપૂર્વક હું સાક્ષી આત્મા છું, અને આ બધા ભિન્ન ભિન્ન પ્રતીત થતાં સ્વરૂપો તે જ છે અગર તેના છે એમ અનુભવાય તો ઉપર લખેલાં યમ, નિયમ, ષટ્ સંપત્તિ વગેરે સાથે સાથે થઇ જાય છે. કારણ જ્યારે પોતાને ભિન્ન ભિન્ન સ્વરૂપે અનુભવે ત્યારે કોનાથી દ્વેષ કરે? કોનું બૂરું કરે? ઇંદ્રિયો, મન વગેરે પણ આપોઆપ કાબૂમાં આવી જાય છે. માર્ગ ઘણો સરળ છે પણ તેની Practice થવી જોઇએ. વાંચન કરતાં Practice વાળો જીતે. જુઓને, શ્રી રામકૃષ્ણ પરમહંસનું શું વાંચન હતું? જીસસ ક્રાઇસ્ટ, નરસિંહ મહેતો, મીરાં વગેરે કઇ યુનિવર્સિટીમાં પાસ થયાં હતાં? આપણા ઋષિમુનિઓની યુનિવર્સિટી તો કુદરત હતી. અને કેવાં સત્યો બોલ્યા કે જેને આજે મહાવિદ્વાન પુરુષો પણ પૂરેપૂરૂં સમજી શકતા નથી. × × ×

લિ૦ પ્રેમી ચંદુ

૫

ૐ

અમદાવાદ, તા૦ ૩૦–૩–૩૯

આત્મસ્વરૂપ! ભાઇ નંદલાલ સોઢા,

× × ×

ગમે તે સ્થિતિમાં આપણે—એટલે શરીર કે મન હોય પણ આપણું વાસ્તવિક સ્વરૂપ—સાક્ષી—તો એક સરખો રહ્યો છે. આપણે

શરીરને જાણીએ એટલે શરીરથી જુદા-કારણ "The Knower is always separate from the Known"-મનને જાણીએ, પ્રાણને જાણીએ એટલે એ બધાથી જુદા છઇએ, હતા અને રહેવાના, આમ હૃદયપૂર્વક અનુભવવું જોઇએ. શરીર, મન, બુદ્ધિ વગેરેમાં ફેરફાર થયા જ કરવાનો. એ બધાં પ્રકૃતિની અંદર છે. પ્રકૃતિમાં ફેરફાર ન થાય તો પ્રકૃતિ ન કહેવાય. એથી જ ગીતાકાર કહે છે કે સર્વ સંકલ્પ છોડી આત્મસ્થ થા. જેમ ચંદુની અંદર ફેરફાર થાય, પણ તેથી તમે કદી કહેતા નથી અગર કહેવાના નથી કે મારામાં ફેરફાર થયો છે, કારણ ચંદુ આપનાથી ભિન્ન છે. તેમ આપણું વાસ્તવિક સ્વરૂપ-આત્મા-સાક્ષી-ચૈતન્ય શરીર, મન, વાણી, બુદ્ધિ વગેરેથી ભિન્ન છે અને રહેવાનું. આમ અનુભવવાથી આપણી શાંતિ જતી નથી-કોઇની શાંતિ ગઇ નથી, પણ શરીરને કે મનને કે બુદ્ધિ વગેરેને "હું" માની વ્યવહાર કરીએ તો જરૂર અશાંતિ થવાની. આ સિવાય શાંતિનો બીજો સરળ ઉપાય નથી. અને એ દરેકના અનુભવની વાત છે-પછી એ અનુભવને ન માનીએ તો આપણા મનની વાત છે, પણ સત્ય તો સત્ય જ રહેવાનું. શરીરથી પંચભૂતથી માંડી ઇંદ્રિયો, મન, બુદ્ધિ, પ્રાણ વગેરે પણ જગતના પદાર્થો છે, અને જગત્ એટલે જેમાં ફેરફાર થયા કરે તે-એક સરખું ન રહે તે. આ બહુ સરળ વાત છે, એમાં પંડિતાઇ નથી-ફિલસૂફી નથી. શરીર પોતાનું કામ કરે, મન વિચારે, અને એ બધાંએ તેમ કરવુંજ કરીએ, પણ આપણે તો એ બધાના વ્યવહારને જાણવાવાળા જુદાજ છઇએ ને? એમાં સંદેહ કેવો? અને કદાચ સંદેહ હોય તો પણ એ સંદેહને પણ જાણવાવાળો તો જુદોજ છે ને? કેમ, આ વાત સત્ય લાગે છે ને? આમ અનુભવવામાં આનંદ છે-શાંતિ છે. પણ બહાર તો જેમ બોલતા હોઇએ તેમ બોલીએ, તેમાં ફેરફાર ન કરીએ, પણ અંતરથી ઉપર પ્રમાણે અનુભવીએ

જેમ (હું) ચંદુ બ્રાહ્મણ છું એ બહાર વારે ઘડીએ બોલવાની જરૂર નથી પણ સત્ય છે અને એ મારો નિશ્ચય છે, તેમ "હું" સાક્ષી શરીર, મન, વિ૦ થી જુદો છું, એજ નિશ્ચય અંતરનો હોવો જોઇએ. કોઇ પૂછે કે તમે આ શાંતિ કેવી રીતે અનુભવો છો તો ઉપર પ્રમાણે આપણી સમજ બોલીએ અને સામા માણસે માનવું હોય તો માને, ન માને તો તેના મનની વાત છે. ફરીથી લખું છું કે બહાર તો દરરોજનું કામ જેમ કરતા હોઇએ તેમજ કર્યા કરીએ. અલબત્ત, નીતિ વિરુદ્ધ આપણું–શરીર, મન વગેરેનું–વર્તન ન હોવું જોઇએ. જો નીતિ વિરુદ્ધ કાંઇ કરીએ તો તેટલે અંશે અશાંતિ થવાનીજ. તેથી નીતિ ઉપર સાધુ પુરુષોનો આગ્રહ છે.

× × × ×

લિ૦ પ્રેમી ચંદુ

૬

ૐ

રાંદેર, તા૦ ૧–૨–૪૧

આત્મસ્વરૂપ! ભાઇ નંદલાલભાઇ

× × ×

આપ રટણ વિ. કરતા હશો એટલે એ સંબંધે આપને લખવાનું હોય નહિ. પણ સાથે સાથે એટલું તો લખું કે ફુરસદને વખતે કોઇ કોઇ વખત સ્વામી રામતીર્થ, વિવેકાનંદ, યોગવશિષ્ઠ રામાયણ પણ વાંચતા રહેશો. આપનું મન નિર્મળ થયું છે તો ઉપર લખેલાં પુસ્તકોનું વાંચન જરૂર કરશો, પણ પહેલા **સ્વામી રામતીર્થ** વાંચશો. વાંચન કર્યા કરશો તો મન કોઇ દિવ્ય ધામમાં ફરતું ન હોય એવું લાગશે. જેટલી રટણની કિંમત છે તેટલી અગર તેનાથી અધિક કિંમત આ અધ્યાત્મ શાસ્ત્રની છે.

૭

ૐ

મુ. દામકા (જીલ્લા સુરત)
તા૦ ૧૭–૫–૪૧

આત્મસ્વરૂપ! ભાઇ નંદલાલ,

× × × × × × × × × મને પોતાને બ્લડ–પ્રેસર રહ્યા કરે છે તથા કોઇ વખત હાર્ટમાં દુઃખાવો થઇ આવે છે તેમ જ તબિયત બરાબર રહેતી નથી. એ કારણે દરિયા કિનારાના એક ગામડામાં એક ખાસ સ્નેહી સાથે તેમના આગ્રહને લીધે ઉપર લખેલી જગ્યાએ હવાફેર માટે આપના સૌ. બહેન સાથે ૪–૫ દિવસથી રહું છું. થોડા ઘરનું ગામડું છે. સુરતથી ૧૩–૧૪ માઇલ દૂર છે. મોટર સર્વિસ ચાલે છે, પણ બેએક માઇલ ગાડાની મુસાફરી કરવી પડે છે. અહીં આનંદ છે–એકાંત છે. ઊંઘ સારી છે. એક વૈદ્ય (બનારસ હિંદુ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ) મારા દૂરના ભત્રીજાની દવા ચાલે છે. પહેલાં કરતાં સારું છે. આપ સર્વેની શુભેચ્છાથી આરામ થઇ જશે.

વાંચવાનું આંખને કારણે આપે બંધ કર્યું છે તે જાણ્યું. રટણ ચાલે છે તે જાણ્યું અને આનંદ થયો. રટણ કરેજ રાખજો. ચારિત્ર નિર્મળ છે તેવું રાખશો. કોઇ ઉપાધિ ગણશો નહિ. અત્યાર સુધીના અનુભવે જોયું હશે કે આપણું ધાર્યું થતું નથી. જે અદશ્ય શકિત– ચાહે તો તે પરમાત્મા હોય કે ગમે તે-આખા બ્રહ્માંડને ચલવી રહી છે, તેણે જ આપણા બધાં કામ કર્યાં છે અને હવે પણ કરશેજ એ શ્રદ્ધા રાખી, બધી ચિંતાઓને દેશવટો આપી, નિડરતાથી સાવચેતીથી કામ કરતા રહીએ. એ શકિતને આપણને રાખવા હશે તો રાખશે. યુરોપની લડાઇ જોતાં લાગે છે કે એમાં પણ પ્રભુનો હાથ હશે. એમ કરી શું કરવા માંગે છે, કયાં લઇ જવા માંગે છે તે આપણે જાણતા

નથી. આશય તો શુભ જ હશે. માળી બગીચાના કામકાજમાં કાંઇ ઝાડોને કાપે છે-કાંઇને જડમૂળથી ઉખેડી નાંખે છે અને કાંઇને નવા રોપે છે, એમાં માળીનો હેતુ તો શુભ જ હોય છે ને? Balance of mind (મનનું સમતોલપણું) રાખવાનું કામ આપણે માટે નિર્માણ થયું છે. ભક્તોને ભગવાન્ કહે છે, તમારો બધો બોજો મારા ઉપર નાંખી દો. ટૂંકમાં, તમારૂં જેટલું હોય તેટલું બધું મને સમર્પણ કરી દો, (પણ તે અર્ધ-દગ્ધ મને નહિ-હૃદયપૂર્વક). ગીતાકાર શ્રીકૃષ્ણ પરમાત્મા તો અભય વચન આપે છે કે, "ભક્તોનું યોગ (વસ્તુ ન મળી હોય તે મેળવી આપવી) ક્ષેમ (મળેલી વસ્તુને જાળવવી) હું વહન કરૂં છું.* આપે તો ખૂબ વાંચ્યું છે એટલે હું આપને શું લખું? આપ તો શુદ્ધ પરમાત્મા સ્વરૂપ છો-શરીર, મન વિ. આપણે નથી અને તે આપણા નથી. એ તો પ્રભુ તરફથી સેવા કરવાને મળ્યા છે, માટે તેની સેવાર્થે જેટલાં વપરાય તેટલાં સારાં. એ તો ટ્રસ્ટ પ્રોપર્ટી છે, તેનો દુરૂપયોગ ન થાય એ જોવાનું રહ્યું. સૌ. શાંતા બહેન તથા સર્વે છોકરાંઓને અમે બંનેના સપ્રેમ યથાયોગ્ય કહેશો.

લિ૦ પ્રેમી ચંદુ.

---

* ગીતા. અધ્યાય ૯, શ્લોક ૨૨.

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

૧

ૐ

તા૦ ૯-૫-૩૯

આત્મસ્વરૂપ,

... ... આપણું વાસ્તવિક સ્વરૂપ સાક્ષી-બ્રહ્મ-પરબ્રહ્મ સુખ દુઃખથી-રાગદ્વેષથી (મારા તારાપણાથી) પર છેઃ એને માયા વગેરે કંઇ વળગ્યા જ નથી. એ સ્વભાવે જ મુક્ત છે; તેમાં મુક્તિની ઇચ્છા એ જ બંધન છે. જ્યારે જ્યારે શાંતિનો ભંગ થાય ત્યારે સમજવું કે શરીર, ઇંદ્રિયો કે અંતઃકરણમાં હુંપણું જાણે-અજાણે ગોઠવાઇ ગયું છે. એ જ સમયે 'હું કોણ' એ પ્રશ્ન પૂછી "હું" સાક્ષી સચ્ચિદાનંદ પરબ્રહ્મ સિવાય બીજો કોઇ નથી, શરીર મન વગેરેનો હું સાક્ષી છું, એવા વિચારમાં તરબોળ થઇ જવું. જ્યાં સુધી એ ભાવ પ્રકટ ન થાય ત્યાં સુધી "હું કોણ" એ પ્રશ્ન વારેવારે પૂછીએ, અને પછી આપણા વાસ્તવિક સ્વરૂપમાં મસ્ત બની વિચરીએ. આપણે મોક્ષ સ્વરૂપને પામવાનું નથી; આપણે સ્વાભાવિક રીતે જ મુક્ત સ્વરૂપ છીએ. જ્યારે એ સાક્ષી ભાવમાં મસ્ત થઇએ ત્યારે સર્વ પદાર્થનો ત્યાગ આપોઆપ થઇ જાય છે. શરીર એ જ સાડા પાંચ ફૂટ જગત્ છે, અને એ જ અનેક જાતના પ્રપંચમાં ફસાવે છે, શુદ્ધ સ્વરૂપ નિર્લેપ આત્માને કાદવમાં

રગદોળાવે છે, અર્થાત્ આત્મભાવમાંથી દેહભાવમાં ઘસડી જાય છે. દુઃખ એનું બીજું નામ બંધન. માણસ બંધનમાંથી એટલે દુઃખમાંથી છૂટવા મથે છે. પોતાના સ્વરૂપનું દઢ ભાન ન થાય ત્યાંસુધી આમ થયા કરે છે. કાગળ લખતાં જો ભાવ આવે કે, હું કોને કાગળ લખું તો તે પણ સૂક્ષ્મ અહંકાર છે. એ ભાવને તોડી "હું" કાગળ જેને લખું છું તેનો, કાગળનો અને મારો આત્મા (સ્વરૂપ) એક જ છે. આપણે સ્વરૂપભાવ વખતો વખત દરેક ક્રિયામાં અનુભવી શાંતિ ધારી મૌન બેસવાનું છે-વાણીનો નહિ-મનનો મૌન કરવાનો છે.

શરીરને તેની હયાતી સુધી કયાંય ને કયાંય જાત્રા કરવાની છે. ભલે પંજાબ લઇ જવું હોય તો ત્યાં લઇ જવું. પણ તમે પોતે કયાંય પણ જવા આવવાનો ભાવ ધરશો નહિ; એટલે કે દઢતાથી અનુભવશો કે શરીરનું જવું આવવું એ મારૂં જવું આવવું થયું નથી અને થવાનું નથી.

૨

ૐ

૧૯-૫-૩૯

આત્મસ્વરૂપ,

......જેમ એક રાજા ભાંગ પીએ અને પોતાનું રાજાપણું ભૂલી જાય તેમ આપણે પોતે પરબ્રહ્મ છીએ તે મોહથી, માયાથી કે અજ્ઞાનથી પોતાપણું ભૂલી-દેહે આવી, હું છું એમ ઠસી ગયું છે. જેમ દેહ આદિમાં હુંપણું ઠસી ગયું છે તેમ આત્મામાં "હું"પણું દઢ થઇ જવું જોઇએ-એજ કરવાનું છે. નવું કાંઇ લાવવાનું નથી, છોડવાનું નથી, જવાનું નથી, આવવાનું નથી.

એક રાજકુંવર બીજા સાથીઓ સાથે રમત રમ્યા કરે છે. એ રાજકુંવર છે એવી એને ખબર નથી. પછી એને સમજાવવામાં આવે છે અને રાજગાદી ઉપર બેસાડવામાં આવે છે, છતાં રમત રમતાં પાછો ભૂલી જાય છે. વળી પાછો વખતો વખત એને ગાદી ઉપર બેસાડવામાં આવે છે. એમ કરતાં કરતાં એને દૃઢ થઇ જાય છે કે પોતે રાજકુંવર છે. પછી રમતો રમે છે, પણ પોતે રાજકુંવર છે એ ભાવ જતો નથી. તેમજ, આપણે દૃઢતા થતાં સુધી કર્યા કરવાનું છે. રમત રમતાં ભંગાણ પડે, કે રાજગાદી ઉપર બેસી જવું. આપણે પણ સંસારરૂપી રમત માંડી છે–જાણી જોઇને– અસલ તો રાજકુંવર, પણ એ વાત રમતમાં ભુલાઇ ગઇ. કેમ, એમ જ છે ને ?

દરેક ક્રિયામાં આપણા સ્વરૂપનું ભાન રહ્યા કરે એ કરવાનું છે. આપણી ઇંદ્રિયો, મન, વિ૦ એ જ આપણો સંસાર છે, એટલું જ આપણને દુઃખ દે છે. બહારનું જગત આપણને બહુ દુઃખ દઇ શકતું નથી. આપણા મનનું ઉપજાવેલું જગત દુઃખ દે છે, અને તેથી જ આપણા મનનું પૂજન કરવાનું છે, એને જ મનાવવાનું છે. એ જાત જાતના ઘાટ ઘડી આપણી અને પરમાત્મા વચ્ચે ભિન્નતા દેખાડી આમ તેમ અફાળે છે. એ એને ઠેકાણે રહે તો બધું ઠેકાણે રહેવાનું છે. એથી જ આત્મસ્વરૂપના ચિંતવનની જરૂર છે. ચિંતવન કરતાં કરતાં દૃઢતા આવી જશે. એની ચિંતા છોડીએ × × × આપણે જે પહેલાં અજ્ઞાનપણે કરતા હતા તે હવે જ્ઞાનપણે કરીએ.

૩

ૐ

૨૭–૫–૩૯

આત્મસ્વરૂપ,

........જીવતાં જ જેને નિશ્ચય થઇ ગયલો છે, જેણે પોતાના સાક્ષી સ્વરૂપને અનુભવ્યો છે, અને બ્રહ્માંડ અને બ્રહ્માંડો

મારા આત્મા સિવાય કોઇ તત્ત્વ જ નથી તે જીવનમુકત છે. તે જીવતો હોવા છતાં સર્વ બંધનોથી મુકત છે. આવો જીવન્મુકત સર્વ વ્યવહારો કરતો છતો વ્યવહારથી કે કર્મથી બંધાતો નથી. કારણ તે દેહભાવે કે મનભાવે કાંઇ કરતો નથી. તે અહંકાર કે જે બધાનું મૂળ કારણ છે તેને દેહથી માંડીને અંતઃકરણ સુધી કશામાં મૂકતો નથી. તે સુખદુઃખ, રાગદ્વેષ વગેરે દ્વંદ્વોથી પર હોય છે. તે સુખદુઃખને ખરાં માનતો નથી. જ્યારે તે અનુભવે છે કે મારો જન્મ જ નથી તો મરણને તો સત્ય માને જ કેમ કરી? જ્યાંસુધી અંતઃકરણ છે ત્યાંસુધી સાક્ષીભાવ કથન કરી શકાય. પણ જ્યારે અંતઃકરણનો અભાવ અનુભવાય ત્યારે સાક્ષીભાવ પણ કેમ કરી કહેવાય? સાક્ષીભાવની સંજ્ઞા પણ મુમુક્ષુને સમજાવવાને માટે છે. શ્રી કૃષ્ણ પરમાત્મા ગીતામાં જુદે જુદે પ્રસંગે દેહ, મન, આત્માને પોતા તરીકે કથન કરે છે, પણ શ્રીકૃષ્ણ પરમાત્માનું વાસ્તવિક સ્વરૂપ આત્મા–સાક્ષી છે. ભકત દેહભાવે પ્રથમ શ્રી કૃષ્ણ પરમાત્માને ઉપાસે છે, પછી વધતા વધતા આત્મભાવે ઉપાસે છે, અને છેવટે એ આત્મા બીજો કોઇ નહિ પણ પોતે જ એમ અભેદરૂપે ઉપાસી, છેલ્લે એ ભેદ અભેદને ઉઠાવી મારામાં કોઇ ભાવ જ નથી, મારામાં તો બેપણુંએ નથી અને એકપણું પણ નથી–આ છેલ્લી સ્થિતિ છે. આ સ્થિતિને વિજ્ઞાનની સ્થિતિ, કે જીવનમુકતની સ્થિતિ કે બ્રાહ્મી સ્થિતિ કહે છે.

× × ×

જ્યારે બધા માણસો તમારૂં સારૂં બોલે ત્યારે સમજો કે તમારૂં આવી બન્યું છે. કારણ કે બનાવટી સંતોને તેમના અનુરાગીઓએ એમ જ વખાણ્યા હતા. એટલે કે આપણું બધા સારૂંજ બોલે એ ઇચ્છા કે ભાવના ન સેવવી. કારણ આપણું વાસ્તવિક સ્વરૂપ જે મન વાણીથી પર છે તેના કોઇ વખાણ કરતું નથી,

પણ શરીર મન વગેરેના લોકો વખાણ કરે છે. તે તો (વખાણો) આપણને નીચે લઇ જાય છે.

૪

ૐ

તા૦ ૨૦–૬–૩૯

આત્મસ્વરૂપ! સ્વામીશ્રી યોગાનંદજી

× × ×

મનના અને શરીરના ધર્મોને આત્મા તરીકે ન અનુભવાય તો ખરો આનંદ રહે છે. જ્યાં શરીર, મન વિ. માં "અહમે" ઘર ઘાલ્યું કે બધી ઉપાધિઓ ચારે તરફથી હેરાન કરે છે. હું તો શરીર, મન વગેરેનો સાક્ષી છું, એ અનુભવવામાં ખરો આનંદ રહ્યો છે. × × ×

શાંતિના માર્ગ સંબંધમાં દરેક વ્યકિતને શામાં રસ પડે છે તેના ઉપર આધાર રાખે છે. કેટલાકને (આખો) દહાડો ભજન ગાવાથી શાંતિ રહેતી હોય, કેટલાકને કર્મકાંડની વિધિ આખો દિવસ કરવાથી શાંતિ રહેતી હોય, કેટલાકને ભગવાનના ચરિત્રો વાંચવા–ભગવાનની પ્રેમભાવે ભકિત કરવી એથી શાંતિ રહેતી હોય, કેટલાકને આંખો મીંચી યોગાસન જમાવી શાંતિ રહેતી હોય, કેટલાકને એકલા બેશી રહેવાથી શાંતિ રહેતી હોય, કેટ-લાકને વિચાર કરવાથી શાંતિ રહેતી હોય. પણ આ બધી ક્ષણિક શાંતિ કહેવાય એમ હું સમજું છું. ખરી વાત તો એ છે કે, "હું આત્મા શાંત સ્વરૂપ છું" તેમાં શાંતિ અશાંતિ બંને નથી. શાંતિ અશાંતિ બંને અંતઃકરણના ધર્મો છે. એ મન અગર અંતઃ-કરણની શાંતિ અર્થે, મન પાસે ચાહે તો ભકિત કે જ્ઞાન કે યોગ કે કર્મકાંડ ગમે તે કરાવી શાંતિ અપાવું, પણ મને (હું ને) એ બધાં

સાથે કાંઇ પણ લેવા દેવા નથી, એ અનુભવ જ સાચો છે. અને એમાં નિષ્ઠા થઇ ગઇ તો બધું પાસું સીધું બેસી જાય છે. આત્મામાં બેઠા એટલે વિચારો, ઇચ્છાઓ આપોઆપ રોકાઇ જાય છે, કાબૂ આપોઆપ આવી જાય છે. પાપકર્મ થાય જ કયાંથી? બીજું ત્રીજું સ્મરણ થાય શેનું? પહેલાં હું હતો, હાલ છું અને હવે એવો ને એવો રહેવાનો છું, એટલે ચિંતા ભય પણ શેના? એકનો એક પદાર્થ ભિન્ન ભિન્ન સ્વરૂપે ઓળખાય છે અને વ્યવ-હારને માટે જુદા જુદા નામ અપાય છે. દાખલા તરીકે, એક જ લાકડાના ભિન્ન ભિન્ન રમકડાં, પલંગ, વગેરે બને છે એમાં લાકડું તો કાયમ છે. એ બનેલા સ્વરૂપોને ઓળખવા માટે રમકડાં (હાથી, ઘોડા), ગાડી, બારણું, પલંગ એવાં નામો આપ્યાં છે, પણ મૂળ રૂપમાં કાંઇ ફેરફાર થયો નથી. તેવી જ રીતે મૂળ સ્વ-રૂપમાં ફેરફાર થયા સિવાય જુદાં જુદાં નામો વ્યવહાર માટે આપ્યાં છે. નહિ તો કોઇને કહીએ કે લાકુ લાવ, તો શું લાવે? હાથી લાવે, ઘોડો લાવે, બારણું લાવે, પલંગ લાવે કે શું લાવે? વ્યવ-હારમાં ઓળખવા માટે એક જ પદાર્થને ભિન્ન ભિન્ન નામ અપાયું છે એ વાત ભુલાઈ ગઈ. જેમ આપણે પણ શરીર દષ્ટિથી પંચમહાભૂતના ભિન્ન ભિન્ન સ્વરૂપો છીએ, પંચમહાભૂત રૂપે એક જ છીએ. એટલે આપણે બધાં પંચમહાભૂતના છીએ તેને બદલે આ શરીરો મારાં છે, અને તેમાં એટલી બધી દઢતા થઇ ગઇ છે કે પ્રયાસ કરતાં છતાં છૂટતી નથી. સાચી વાત તો એ છે કે શરીર, મન, વગેરેમાં અહંભાવ એટલો બધો દઢ થઇ ગયો છે કે છોડતાં છૂટતો નથી. એ અહંભાવ છોડવા માટે એને પોતાના સ્વરૂપમાં મૂકયા કરીએ તો ઘાટ બેસે. માટે હવે તો એક જ કર્યાં કરવું કે અહમ્‌ને ઉઠાવી આત્મામાં મૂકયા કરીએ. એ આપણી ક્ષણક્ષણની પ્રેકટિસ થઇ જવી જોઇએ. વિશેષ શું? આપ સાક્ષાત્

પરબ્રહ્મ છો એમાં શંકાજ શાની? આપણા અનુભવને ક્યાં નાંખી શકવાના હતા? જેને પોતાના અનુભવ માટે શંકા હોય તેને માટે સ્થાન જ નથી. હું મનુષ્ય છું એમાં શંકા હોય ખરી? તેમ શરીર, મન, વગેરે જાણવાવાળો સર્વથી જુદો છું એ પ્રત્યક્ષ અનુભવનો ઇન્કાર થાય ખરો? બાકી તો જેને જે રસ્તે જવું હોય તે રસ્તે જાય. આપણે તો સત્ય લાગે તે કરીએ. બધાંને સમજાવવાનો કે ઉપદેશ કરવાનો, અને તે રીતે ન ચાલે તો દુ:ખી થવાનો આપણે ઇજારો રાખ્યો નથી. પંચોતેર ટકા માણસો આવા વિચારોથી દુ:ખી થાય છે. આપણે તો કહેવાના અધિકારી. કરવું છે સામા માણસને. શાંતિ લાગે તો કરે. ઘણા માણસો આવી વાત સમજે છે, છતાં આળસ અગર પ્રમાદ કરે છે, એમાં આપણે શું કરી શકીએ?

૫

ૐ

તા૦ ૧૮-૭-૩૯

... ... સ્વરૂપનું પિછાન (અનુભવ) ન થાય ત્યાં સુધી મનને શાંતિ આવતી નથી. આપ સાક્ષી-ચૈતન્ય-પરબ્રહ્મ છો એમ એનો અનુભવ નથી એમ કેમ કહેવાય? કારણ, આપ મન, બુદ્ધિ, વગેરેને જાણનાર ચોવીશે કલાક સાક્ષીરૂપે સ્થિત છો એમાં તો શંકા નથી કેની? એની પિછાન બરાબર નથી એમ કાંઇ કહેવાય? એ તો હાજર હજુર છે. સુષુપ્તિમાં મન, બુદ્ધિ, વિ. સૂઇ જાય પણ એ સાક્ષી તો ચોવીશે કલાક જાગ્રત છે, એટલે મનની કે બુદ્ધિની કાંઇ દોડ થાય કે તુરત કહી દેવું કે "હું" તો એ મનની કે બુદ્ધિની દોડને જાણવાવાળો હાજર છું, શાંતિસ્વરૂપ છું. એમાં શાંતિ અશાંતિ હતી જ ક્યારે? એ વાત જાણતાં છતાં સમજતો નહતો, તેથી બધી ગડબડ થયા કરતી હતી. જ્યારે આપણી અંદર કાંઇ

પણ ગડબડ થાય કે સમજી લેવું કે "હું" શરીર, મન, વગેરેમાં ઘૂસી ગયું છે. એ "હું" ને શરીર, મન, વગેરેમાંથી કાઢી આત્મા-સાક્ષીમાં મૂકી દેવું જેથી તુરત શાંતિ આવી જશે.

જ્યાં સુધી શરીર છે ત્યાં સુધી યોગ ચાલ્યા જ કરવાનો છે. ઇંદ્રિયો વગેરે બહેકે નહિ એ જોયા કરવાનું છે. શરીરદ્વારા લોકોની સેવા કરવાની છે, કેમકે એ (લોકો) સાક્ષાત્ દેવો છે. એ સેવા અનાસક્ત થઇને કરવાની છે. એટલે સેવાનો બદલો લેવાની દૃષ્ટિએ નહિ પણ સેવા એજ બદલો છે. જેની સેવા કરીએ તે, વખતે ગાળો પણ દે-પ્રશંસાની વાત તો બાજુએ રહી. સેવા કરવામાં જેની સેવા કરીએ તે, વખતે માર પણ મારે. દાખલા તરીકે-હસ્પિતાલમાં દરદીને સનેપાત થયો હોય, અને નર્સ તેની સેવા કરે છે, તેને પણ તે છૂટો પ્યાલો મારી મૂકે છે. જેને જીવંત અવસ્થામાં અનુભવ થઇ ગયો છે કે પોતે સાક્ષી-આત્મા છે અને તેમાં દૃઢ થયો છે, તે જીવનના બધાં કાર્યો ક્યાંય પણ લપટાયા વગર કર્યે જાય છે-તે જીવનમુક્ત છે. જનક રાજા જીવનમુક્ત પણ કહેવાય છે અને વિદેહમુક્ત પણ કહેવાય છે. મુક્તિ બંને ઠેકાણે છે. એક સરત તો ખરી કે બંને જણને આત્માનુભવ છે. બંને શબ્દોની મારામારીમાં જવાની જરૂર નથી.

જીવનમુક્ત=જીવતાં જેને એમ દૃઢ અનુભવ થઇ ગયો છે કે સાક્ષી-આત્મા સ્વાભાવિક રીતે મુક્ત છે, અને જે દેહ, ઇંદ્રિય, મન, વિ. ના વ્યાપારોથી બંધાતો નથી.

વિદેહમુકત=જેની વૃત્તિ એકદમ ઉપરામ થઇ ગઇ હોય અને દેહ હોવા છતાં પણ જાણે દેહ વગેરે છે જ નહિ અને તેની સાથે કાંઇ સંબંધ પણ નથી એવી દશામાં મસ્ત રહે, અને લગાર પણ નડતર થઇ કે આત્મામાં મસ્ત થઇ જાય. તે વિદેહમુકત છે એમ લોકો ઓળખે છે.

જીવનમુકત જ્ઞાનનો આશ્રય લઇ જીવનનાં બધાં કાર્યો લપટાયા વગર કરે જાય છે; વિદેહમુકત મોટે ભાગે રાજયોગનો આશ્રય લઇ આત્માનુભવ કરી તેમાં જ રહ્યા કરે છે, અને સંસારના સેવાના કાર્યોમાં પડતો નથી, આમ હું અર્થ કરૂં છું. આ શબ્દો વિષે ઘણા મતભેદો ચાલે છે. બંનેને મુકિત તો છે. જીવનમુકત કર્મો કરતાં ડરતા નથી, જ્યારે વિદેહમુકત કર્મમાં પ્રવેશ કરતા નથી અને તેથી કર્મો કરતાં તેમને ડર લાગે છે એમ કહેવાય.

ખરી રીતે "સાક્ષી" જીવનમુકત છે અને વિદેહમુકત પણ છે. જેની આવી નિષ્ઠા થઇ છે તે જીવનમુકત છે કે વિદેહમુકત છે એ જોવાની જરૂર નથી.

૬

ૐ

૨૦-૭-૩૯

આત્મસ્વરૂપ,

......કાંઇ ને કાંઇ વાંચન તો રાખવું, પણ સાથે સાથે યાદ રાખવું કે વાંચન એ ધ્યેય નથી. જે કાંઇ આપણે કરીએ તે બધાનું ધ્યેય તો આત્મસ્થિતિ છે. ધ્યાન તો ફકત આપણી સ્વરૂપમાં દૃઢતા થયા કરે તેટલા પૂરતું છે. ધ્યાન કરતાં હોઇએ ત્યારે કે ધ્યાનરહિત હોઇએ ત્યારે આપણું વાસ્તવિક સ્વરૂપ—સાક્ષીભાવ તો જેમનો તેમ છે. જ્યાંસુધી અંતઃકરણ છે ત્યાંસુધી સાક્ષી ભાવ છે. પછી તો સાક્ષી—અસાક્ષી કાંઇ નથી, પણ આપણે જ છીએ. એમાં કાંઇ ફેરફાર થયો નથી, થવાનો નથી. આપણે અખંડાકાર—જેમના તેમ રહ્યા છીએ અને રહેવાના છીએ—ચાહે તો શરીર ચાલ્યું જાય કે મન વગેરે બધાં ચાલ્યાં જાય; અને મન વગેરે ધ્યાન કરે અગર ન કરે, પણ "હું" તો અખંડ એકરસ અને ભાવનો જાણવાવાળો છું જ, એ સ્થિતિ જ પ્રાપ્ય

સ્થિતિ. એ જ સ્થિતિ પ્રજ્ઞા કહેવાય છે. જ્યાં જવાનું નથી અને આવવાનું નથી, કાંઇ કરવાનું નથી કે કરાવવાનું નથી, એમાં જ વખતો વખત દૃઢતા કરીએ. જે જે ક્રિયા કરીએ (ચાહે શરીરદ્વારા, અંતઃકરણદ્વારા કે પ્રાણદ્વારા ) તેના સાક્ષી ચોવીસ કલાક એકસરખા છીએ એ જ ખરૂં ધ્યાન છે; એજ ખરો યોગ છે, એ જ સાચી ભક્તિ છે, અને ખરૂં કર્મ છે. બીજું બધું થાય યા નહિ, પણ ઉપર લખ્યા પ્રમાણે થયા કરે તો એમાં બધું આવી જાય. બધા નીતિ નિયમોની એ પરાકાષ્ઠા છે. લગાર પણ નીચે આવીએ નહિ. શરીર, મન, વગેરેમાં "હું" થવા માંડે તો તરત અહમ્‌ને એ બધામાંથી ઉઠાવી "આત્મા"–"સ્વ"માં મૂક્યા કરીએ. એથી દરેક ક્રિયામાં પ્રભુદર્શન – આત્મદર્શન થયા કરશે. પણ એ વાત બહાર બોલવા જેવી નથી. એ અંતર સમજ છે. પ્રસંગ આવે બોલીએ, નહિ તો મૂંગા મૂંગા સાક્ષી પર સ્થિત થઇ આનન્દ કર્યા કરીએ.

જાણે અજાણે પણ શરીર, મન, વિ.માં અહમ્ ગોઠવાયું કે શોક, મોહ, માયા, મત્સર, કામ, ક્રોધ, વગેરે ચારે તરફથી ઘેરવા માંડે છે. આ આપણી દીવાદાંડી છે. એ આત્મારૂપી દીવાદાંડી તરફ લક્ષ રાખી બધી ક્રિયા કરીએ. હવે હાથ આવેલો દાવ ચૂકીએ નહિ.

આપણું સાક્ષીભાવનું ધ્યાન ચોવીસે કલાક ચાલુ છે એટલે આપણો યોગ પણ ચોવીસે કલાક ચાલુ છે. આથી સ્પષ્ટ સમજાય છે કે કોઇ જાતની ચિંતાને સ્થાન આપીએ નહિ, અને ચિંતા વગેરે ઘેરવા માંડે કે તરત જ "હું કોણ," "ક્યાંથી આવ્યો," "ક્યાં જવાનો," વિ. વિચારવા માંડીએ એટલે બધું આપોઆપ સમજાઇ જશે. સ્વરૂપ ઉપર આવવા માટે આંખ મીંચવા જેટલી પણ વાર

નથી. સરલ વાતને બહુ અઘરી બનાવવી નહિ. આમાં પંડિતાઇ કે બહુ બુદ્ધિમત્તા જોઇતી નથી, ફકત સરલ સમજણની જરૂર છે. એ ધોરી માર્ગે ચાલ્યા જાઓ. આ કાંઇ ભૂલવાની ગલી નથી.

૭

ૐ

૧૦-૮-૩૯

આત્મસ્વરૂપ !

(અ) પરોક્ષ ઉપાસના—જે દેવનું આપણને જ્ઞાન ન હોય તે. દેવની બીજાના કહ્યાથી આપણે ઉપાસના—આરાધના કરીએ તે.

(બ) અપરોક્ષ ઉપાસના—જે દેવનું આપણને જ્ઞાન હોય, જાણે આપણી ભાવનાથી આપણી સન્મુખ થઇ રહ્યા હોય, અને જાણે તેની સાથે વાતચીત કરતા હોઇએ તે અપરોક્ષ ઉપાસના.

(ક) અહંગ્રહ ઉપાસના—હું જે દેવની ઉપાસના કરૂં છું તે પોતે "હું" જ છું—સાક્ષી છું એ અહંગ્રહ ઉપાસના કહેવાય છે.

માણસ શરૂઆત પરોક્ષ ઉપાસનાથી કરે છે, પછી ભાવના દૃઢ કરતાં કરતાં તે દેવમાં એટલો બધો પ્રેમ થઇ જાય છે કે જાણે તે જ સર્વત્ર છે એમ અનુભવે છે, અને પછી જેની "હું" પ્રત્યક્ષ ઉપાસના કરૂં છું તે "હું" પોતે સાક્ષી છું એમ અનુભવે છે.

હિંદુસ્તાનમાં અત્યારે તો (ઘણાનું) જીવન ધ્યેય વગરનું જણાય છે. ધ્યેય પણ બે પ્રકારના હોય છે. (૧) વ્યાવહારિક–વ્યવહારમાં મારે શું થવું છે, કઇ કક્ષાએ પહોંચવું છે, વગેરે. આ પશ્ચિમનો વિચાર છે. આપણું હિંદુસ્તાન વર્ણ વ્યવસ્થામાં બંધાયું ત્યારથી તેનું ધ્યેય (વ્યાવહારિક) નક્કી હતું, કારણ કે મોટે ભાગે ખેતી પ્રાધાન્ય દેશ. પછી પશ્ચિમના સુધારા આવ્યા, એટલે શું થવું એ નક્કી કરવાનો પ્રસંગ શહેરવાળાને શિરે રહ્યો.

ગામડાનો પ્રશ્ન ન હોતો, કારણ કે તેના જન્મ સાથે તેનું ધ્યેય નક્કી થઇ ચૂકયું. (૨) આધ્યાત્મિક:–મનુષ્ય જન્મ જ પ્રભુપ્રાપ્તિ માટે છે, અને એ આધારે તેનું શિક્ષણ અપાતું. શિક્ષણ જ એવું (વેદ કાળમાં) કે તેથી વ્યાવહારિક અને પારમાર્થિક (આધ્યાત્મિક) ધ્યેય બંને સાથે સિદ્ધ થતા.

તેથી આપણી અત્યારની સ્થિતિ આપ લખો છો તેવી છે. અત્યારે તો પશ્ચિમના સુધારાએ એવું નક્કી કરી મૂકયું છે કે પરમાત્મા–ઈશ્વર વિ. સંબંધી વિચારો આપણને ગાંડા તરંગો જેવા લાગે છે. આપણી શ્રદ્ધા ઓછી થઇ છે. સહનશકિત નહિ જેવી. કોઇને ઉપયોગી થવાની કે સેવા કરવાની ભાવના નહિ. Every body to himself. આમ થવાનું કારણ આપણે પોતે જ છીએ. દરેક ચીજનો ઉપરછલતો વિચાર કરીએ છીએ. પશ્ચિમના સાયન્સ, સામાજિક વિચારો આપણી સ્થિતિને કેટલા અનુકૂળ થશે એનો સ્વતંત્ર વિચાર પણ ખોઇ બેઠા. જૂના અને નવાનો સમયને અનુકૂળ મેળ બેસાડવો જોઇએ. અને તે આપણા નેતાઓનું કામ રહ્યું. અત્યારે તો બધા અખતરો કરી રહ્યા છે. પણ હવે વખત આવ્યો છે જ્યારે એનો કાંઇ નિકાલ આવશે. પશ્ચિમ પણ શાંતિમાં કયાં છે? ત્યાંના વિચારકો પણ શું કરવું તેનો ઉપાય શોધવા મંડ્યા છે, એ બધાનો નિવેડો કે ઉકેલ પૂર્વમાંથી મળવાનો છે, એટલે હિંદુસ્તાને વધુ કટિબદ્ધ થવું પડશે. મહાત્મા ગાંધીજી જેવાએ શરૂઆત કરી છે. એમની ભૂલ પણ થતી હોય, પણ મંડાણ મંડાયા છે. તેમાંથી સાચી દિશા સૂજશે. Walls do not make mistakes or errors, therefore they do not progress: man makes mistakes, therefore he progresses.

હવે મુક્તિ સંબંધમાં જણાવવાનું કે, આપણે પોતે "સાક્ષી" છીએ. તે સ્વભાવે મુક્ત છે, તેની મુક્તિ મેળવવાની નથી, એમ

હૃદયમાં દૃઢતાપૂર્વક ઠસી જવું જોઇએ, અને તે પ્રમાણે હૃદયમાં અનુભવવું, જેથી હૃદયમાં કોઇ જાતની વાસના ઊઠે નહિ. લોકો શાંતિને શોધે છે, પણ આત્મા સ્વભાવે શાંતસ્વરૂપ છે; એને શાંતિ મેળવવાની નથી. "હું" પોતે–" સાક્ષી "–આત્મા–ચૈતન્ય હતો, છું અને રહેવાનો. કાંઇ જંગલમાં કે મઠમાં મુક્તિ નથી. પણ જે હૃદયે માન્યું કે હું દેહ છું, મન છું, અને તેથી સુખદુઃખ, રાગદ્વેષ, વગેરે ધર્મવાળો છું–એ માન્યતાને તોડવા માટે, અહંકારનો નાશ કરવાને માટે, જે પરિશ્રમ ઉઠાવવો પડે તે તપ, યજ્ઞ, ભક્તિ, જ્ઞાન કે યોગ કહેવાય. અને તે અનુભવને દૃઢ કરવા માટે મઠ કે જંગલમાં રહેવું પડે તે દૃષ્ટિએ થોડો વખત અલિપ્ત રહેવું પડે તો તેમાં વાંધો નથી. પણ એની પરીક્ષાને માટે સંસાર છે. સંસાર દુઃખરૂપ છે માટે તેનાથી નાસી જવું એ ભીરુતા છે. કારણ કે જ્યાં સુધી શરીર છે, મન છે, ઇંદ્રિયો છે ત્યાં સંસાર તો સાથે જ છે. પણ એમાંથી "હું" અલિપ્ત હતો, છું અને રહેવાનો એ દૃઢતા જ મુક્તિ છે. પછી તો એ શરીર, ઇંદ્રિયો અને મન મારી–સ્વરૂપોની સેવા માટે અર્પણ થયા છે, અને તેમ સેવા કરતાં ગાફેલ ન રહેવાય. એ ઇંદ્રિયો, મન વગેરે કાબૂમાં રહે, વિષય તરફ ન દોડે એ જોયા કરવાનું છે. એ જ સાચો યોગ છે. પછી કોઇ જ્ઞાનથી સેવા કરે, કોઇ સાચો ભકિતમાર્ગ બતાવી સેવા કરે, કોઇ યોગમાર્ગ બતાવી સેવા કરે, અને તેથી શરીર નિષ્કામ કર્મમાં લાગ્યું રહે. પણ એમ કરતાં બોલવું જોઇએ તેટલું જ બોલવું, અને તેમાં એટલે સેવા કરતાં અહંકાર આવવો જોઇએ નહિ, એ તપાસતાં રહેવાનું છે.

સંન્યાસ અંતરનો છે. બાહ્ય ભાગ એ સંન્યાસનું સાચું સ્વરૂપ નથી. બાહ્ય ભાગ પણ જગતની વધુ સેવા માટે હોવો જોઇએ. સંન્યસ્ત આશ્રમને હું નકામો ગણતો નથી. એથી એક ફાયદો તો

જરૂર છે. જો નૈતિક આચરણ સાધુ હોય, હૃદયમાં પ્રેમ હોય તો તે (સંન્યાસી) ભય, રાગ, ક્રોધ વગેરેથી જલદીથી મુક્ત થાય છે અને પરમાત્મામાં શ્રદ્ધા બહુ જલ્દી ચોંટી જાય છે. બીજો ફાયદો એ છે કે, તે નિઃસ્વાર્થ ભાવે આસક્તિરહિત સેવા શરીર, વાણી, મનદ્વારા બહુ જ સુંદર રીતે કરી શકે છે. ટૂંકમાં, સાક્ષીભાવ ઉપરથી ડગશો નહિ. બધું આપોઆપ સમજાયા કરશે. કોઇએ આપણને પૂછ્યું હોય અને તેની શંકાનું નિવારણ ન કરી શકીએ તો પણ ગભરાવું નહિ. શંકાસમાધાન બુદ્ધિનું કાર્ય છે, પણ આપ તો એનાથી પર છો, હતા અને રહેવાના.

૯

ૐ

તા૦ ૨૧-૯-૩૯

આત્મસ્વરૂપ !

જ્યાં ત્યાં વરસાદ નથી જાણી દિલગીર. એ જ બધું દેખાડે છે કે માણસનો અહંકાર કંઇ વિસાતમાં નથી. તેથી જ મનુષ્ય-અહંકારને આત્મઅહંકારમાં લય કરવા શાસ્ત્રકારો કે જ્ઞાનીઓનો ઉપદેશ છે. અને તે અહંકાર મટાડવા ભક્તિ, યોગ કે જ્ઞાનનો આશ્રય લઇ તેમાં તત્પર થવું. આપણે તો વ્યક્તિગત અહંકારનો છેદ ઉડાવવો છે, અને તેથી જ આત્મામાં દૃઢતા થઇ જાય તો બધી બલા ટળે. આમ કરવામાં શરીર, મન, વગેરેને વ્યવહારમાં સેવક સમજી, કશા પણ બદલા કે આશા સિવાય હંમેશ કામે લગાડી રાખવા. આખો દિવસ આત્માનું ચિંતવન બની શકે નહિ. અને પોતે છે એટલે તેનું ચિંતવન કરવું એ પણ વાસ્તવિક નથી. ફક્ત શરીર, મન, વગેરેની હરામખોરી જ દૂર કરવાની છે. એટલે જ્યાંસુધી શરીર ટકે ત્યાંસુધી નિષ્કામ ભાવે આપણા ભિન્ન ભિન્ન સ્વરૂપની યથાશક્તિ સેવા બની રહે. ગીતાકાર શ્રીકૃષ્ણ પર-

માત્મા તથા અનુભવીઓનો પણ આ મત છે. આપણો સેવા કરવાનો હક્ક છે, નહિ કે સેવા લેવાનો. સેવા કરવા બદલ કાંઇ મળે તો લેવું, નહિ કે આપણો લેવાનો હક્ક છે તેથી. સેવાનો બદલો લેવાનો હક્ક છે એમ સમજાય તો સેવક મટી શેઠનો હક્ક કર્યો કહેવાય. બીજા શબ્દોમાં કહીએ તો, સેવા પ્રેમભાવે-પ્રભુ ભાવે કરાય; તેમાં બદલો કેવો ? સેવાનો બદલો માંગ્યો એટલે સાચો પ્રેમ નહિ પણ દુકાનદારી થઇ. જો આત્માભાવે સેવા કરીએ તો પોતાની સેવા કરી કહેવાય. પોતે પોતાની સેવા કરે તેમાં ઉપકાર શેનો ? એ તો એનો ધર્મ જ કહેવાય.

જ્યાં સુધી શરીર રહે ત્યાંસુધી કાંઇ ને કાંઇ સેવા બની રહે, અને તે પણ નિષ્કામ ભાવે, એ જ મનુષ્ય-જીવ તરીકે વ્યવહારમાં ઇચ્છનીય છે.

૯

ૐ

તા૦ ૧૬-૧૦-૩૯

આત્મસ્વરૂપ !

......શરીર જ્યારે મુડદું થઇ ગયું હોય, તેમાંથી શું ચાલ્યું ગયું કે આમ નિશ્ચેષ્ટ થઇ ગયું ? તપાસતા હો તો સમજાશે કે આત્માનું તો જવું આવવું સંભવતું નથી. કારણ કે એ જવા આવવાના સ્વભાવવાળો નથી. પંચમહાભૂતો તો પડ્યા છે. ત્યારે અંતઃકરણ (મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર), પંચ પ્રાણ (પ્રાણ, અપાન, ઉદાન, સમાન, વ્યાન), અને પંચ જ્ઞાનેન્દ્રિયો કામ કરતાં દેખાતાં નથી. એથી એ ચૌદ તત્ત્વો ચાલ્યા ગયા. અંતઃકરણ જે વાસનામય હોય છે તેને લઇને પ્રાણ ઇંદ્રિયો સહિત ચાલ્યો જાય છે. એને આપણા શાસ્ત્રકારો સૂક્ષ્મ શરીર કહે છે. જો જીવતાં વાસના નહિ, અને "હું" પોતે "સાક્ષી" સર્વત્ર સર્વરૂપે છું એમ

અનુભવાયું તો પછી અંતઃકરણ આપોઆપ નષ્ટ થઇ ગયું, અને પ્રાણ જે વાયુસ્વરૂપ છે તે વાયુમાં મળી ગયાં. એટલે જેને આત્માનુભવ થયો છે તેનું અંતઃકરણ લીન પામ્યું, અને પ્રાણવાયુ મૂળમાં મળી ગયો. પણ જેને એ અનુભવ નથી તેનું (અંતઃકરણ+પંચ પ્રાણ+પાંચ જ્ઞાનેન્દ્રિય) સૂક્ષ્મ શરીર તેની છેવટની વાસનાનુસાર નવું શરીર ધારણ કરશે, અને ત્યાં એ સૂક્ષ્મ શરીર પાછું કામ કરવા લાગી જશે. માટે જ આત્માનુભવ અગર જ્ઞાન માટે આટલો બધો ભાર મૂક્યો છે. તેથી જેને જન્મફેરો કહે છે તે રહેતો નથી. એટલા માટે એ સતત કર્યાં કરવું, જેથી આત્મા સિવાય બીજો વિચાર આવે નહિ. એટલે વાસના ક્ષય આપોઆપ થઇ જાય છે.

૧૦

ૐ

તા૦ ૨૦-૧૦-૩૯

આત્મસ્વરૂપ!

......બે વાદને લોકોએ જુદા જુદા સમજવા જોઇએ. એક છે spiritualism પ્રેતવાદ અને બીજો છે અધ્યાત્મવાદ spirituality. કેટલાક એ બે વાદને એક જ સમજે છે. હવે જે પુછાવ્યું છે તેને પ્રેતવાદ સાથે સંબંધ છે. એમાં બહુ માથું મારવાની જરૂર નથી, કારણ કે disembodied spirits દેહમુકત જીવો—પ્રેતોને આપણે બોલાવીને શું કરવાના હતા? ધારો કે એ બધાં છે. એમનું જગત પણ ન્યારૂં છે. તેમને બોલાવવા, તેમના શબ્દો સાંભળવા, અગર તો તેમના સાથે વાતચીત કરવી, એ બધું અધ્યાત્મ પંથને માર્ગે જનાર માટે નકામું છે, એમની ઊર્ધ્વગતિને રૂંધનારૂં છે. કારણ કે જ્યાં આત્મા Self સિવાય કાંઇ નથી, જ્યાં શરીરને ભૂલવાની વાત છે, જ્યાં મનના સંકલ્પો રોકવાની વાત

હોય ત્યાં એવા પ્રેતોને બોલાવવા (સંકલ્પ ઊભા કરવા), તેમની સાથે વાતચીત કરી એક જાતની સિદ્ધિ પાછળ પડવું એ ઠીક નથી. વધુમાં, આમ બોલાવી તેમની (પ્રેતોની) ગતિને રોકવી, (જેટલો વખત આપણે તેમને બોલાવ્યા કરીએ તેટલો વખત આગળ જતાં અટકે જ ને ?) તેઓ દુઃખી હોય તો આપણે પણ–હૃદય હોય તો તેમના દુઃખનો સ્પર્શ થાય. જો સુખી હોય તો આપણે અગર તેમના સંબંધીઓ જીવન અવસ્થામાં તેમને સુખ આપી શક્યા નહિ તેનું પણ દુઃખ લાગેજ. ધારો કે એમના (પ્રેતો) દ્વારા કોઇને સુખ કરવાની ઇચ્છા, ભાવના સિદ્ધ થાય; એ આપણે અહંકારનો ટોપલો માથે લઇ શા માટે ફર્યા કરીએ ? એટલે આ બધું જોતાં, નથી પ્રેતો આપણને મદદ કરી શકતા (આપણી આત્મા તરફ જવાની ગતિને), તેમજ નથી આપણે તેમને મદદ કરી શકતા. આપણા હૃદયથી કોઇ ભાવ નીકળવા માંગે તો તે એક જ હોવો જોઇએ–"સર્વ સુખી થાઓ, સર્વ આરોગ્ય રહો"–(શરીર, મન, વિ.). એ તો જેમ જેમ માણસ આત્મામાં સ્થિત થતો જાય છે તેમ તેમ ઉપર લખ્યા તેવા ઉદ્‌ગારો સ્વાભાવિક નીકળતા રહે છે; એને કાઢવા પડતા નથી. કારણ આત્મા પોતે સર્વત્ર–સર્વ હોય તો (એને એમ અનુભવતો હોય તો) કલ્યાણ સિવાય બીજું શું હોઇ શકે ? દરેક જણ પોતપોતાને જેવી રીતે પ્રેક્ટિસ કરતાં લાગ્યું તેનું વર્ણન યા રીત બતાવે છે. આપણે તો બધાથી ઊંધું જ અનુભવવાનું કે વિચારવાનું છે.

આપણે તો કોઇ પણ અધ્યાત્મ પ્રશ્નનો નિકાલ કરવો હોય ત્યારે પ્રશ્નનો પહેલો ઉકેલ "તું કોણ", અહીંથી કરવો જોઇએ. જો એમ અનુભવાઇ ગયું કે "હું આત્મા-સાક્ષી પરબ્રહ્મ સાક્ષાત્ છું, અને હું જ મારી માયાથી આ બધાં સ્વરૂપે બન્યો છું (વાસ્ત-

વિક રીતે જગત છે જ નહિ), એમ જો અનુભવાય તો પછી મારે ધ્યાન (મેડિટેશન) શેનું કરવાનું? મારાવડે તો યોગીના ધ્યાન સિદ્ધ થાય છે, યોગીઓ મારૂં ધ્યાન ધરવા મથી રહ્યા છે (કારણ કે હું પોતે પરબ્રહ્મ છું-જરાક પણ ઓછાવત્તો નથી), જ્ઞાનીઓ મારીજ શોધ કરી રહ્યા છે, ભકતો મારી ઉપાસના કરી રહ્યા છે. પ્રેતો મને ઢૂંઢે, અને હું જો એમને ઢૂંઢુ તો લાજી મરૂં જ ને? શરીરનું જે થવાનું હશે તે થશે, તેની મારે શી ફિકર? મારે ક્યાં એક જ શરીર છે? મારા તો અનંત શરીરો છે. આ એક બ્રહ્માંડ નહિ પણ એવા તો અનંત બ્રહ્માંડો મારામાં દરરોજ ઉત્પન્ન થાય છે અને લય પામે છે. હું જો એ બધાંને શોધતો ફરૂં તો ભિખારી જ બનું જ ને? હું તો બાદશાહનો બાદશાહ છું. બાહશાહને મળવાની બધાંને ઇચ્છા થાય છે. બાદશાહને ઇચ્છા થઇ તો તે બાદશાહ શાનો? મારી તો શ્વાસોચ્છ્વાસ ક્રિયા પ્રભુ-મય છે, એટલે એ પ્રભુમય વિજળીથી મારા અને બ્રહ્માંડોનાં શરીરો તેજોમય બની રહ્યાં છે. હું બીજાને (મારાં સ્વરૂપોને) મારાથી ઓછાવત્તા શાના ગણું? ઓછાવત્તા ગણું તો એ મારી નાલાયકી બતાવે છે. યાદ રાખજો, આ બધું અંદર (અંતર) અનુ-ભવવાનું છે; બહાર બોલ્યા કરવાનું નથી. બહાર બોલ્યા કે મજા ગઇ. કોઇને સંભળાવવાનું હોય ત્યારે જરૂર બોલીએ. તેમાં કેટલીક વખત તો મૌન સેવવામાં મજા હોય છે. કેમકે ખાલી વાદવિવા-દથી કાંઇ લાભ નથી. આપણે જેમ સમજાયું છે તેમ લોકોને પણ વહેલુંમોડું સમજાશે. એક ફેરા એ માર્ગે જવાની ઇચ્છા થવી જોઇએ. અમૃતના કુંડમાં કોઇને કોઇ ધક્કો મારી ફેંકી દે. કોઈ જાતે જઇ પડે. અમૃતનો લાભ તો બંનેને સરખો મળવાનો. કોઇ ધક્કો મારી ફેંકી દે તો પહેલો થોડો ધાક લાગે, પણ અંદર પડ્યા પછી આનન્દ થઇ રહેવાનો. ત્યારે જ ધક્કો મારનારની ખૂબી સમ-

જાશે. પણ શરૂમાં તેના પ્રત્યે જોઇએ તેવો પ્રેમ થવાનો નહિ. એટલે ઉપદેશકો કહેતા ડરતા નથી; સામાનો ખોફ પણ વહોરી લે છે. એમનો તો પ્રેમ જ હોય છે, પણ એ પ્રેમ બહુ મોડો સમજાય છે. અનુભવે એમનો પ્રેમ સમજાય છે. આવા કહેનારાઓ વિરલ હોય છે. તેમને ઓળખાવવાની ઇચ્છા હોતી નથી. એ ઇચ્છા (ઓળખાવવાની) થઇ તો પાછો દેહભાવ ઉપસ્થિત થવાનો. આપણે તો ઓળખાઇ જ રહ્યાં છીએ–ચાહે કોઇ વંદે કે નિંદે. પણ આપણામાં કાંઇ ગરબડ પડવી જોઇએ નહિ... આપણું આ શરીર, વાણી, મન, વગેરે એની શક્તિ અનુસાર પોતાની જ સેવા કરવાને તત્પર રહેવા જોઇએ. કેટલીક વખત મૌન રહેવામાં મજા છે. કેટલીક વખતે બોલવામાં મજા છે. આ એક જ શરીર મારૂં છે એમ નહિ, પણ અનંત શરીરો મારાં છે, એટલે રાગદ્વેષના છેદ હૃદયમાંથી ઊડ્યા જ કરવા જોઇએ. એ આપણો પ્રયાસ તે જ સાચું તપ, તે જ સાચો યોગ, તે જ સાચી ભક્તિ, તે જ સાચું કર્મ, તે જ સાચું જ્ઞાન......એથી સહજ સમજાશે કે આપણી દરેક ક્રિયા (શરીર–વાણી–મનની) યોગસ્વરૂપ બની જવી જોઇએ. આખું બ્રહ્માંડ એ જ મારો ચમત્કાર miracle છે.

જો પોતાની સ્થિતિ ડામાડોળ જેવી લાગે તો સ્વામી રામતીર્થ જેવાના (અનુભવીઓના) પુસ્તક સિવાય બીજાં પુસ્તકો વાંચવા મૂકી દેવાં સારાં છે. અગર જે વાંચનથી આપણા મનને ઇધર ઉધર દોડવું પડે તેનો હાલ સ્પર્શ કરીએ નહિ. મૂળ દૃઢતા થઇ જાય ત્યાર પછી ગમે તેટલાં પુસ્તકો વાંચીએ તો કાંઇ વાંધો નથી. પણ એટલું યાદ રાખશો કે નકામા પુસ્તકો વાંચવાથી હૃદયમાં થોડો ઘણો બખેડો તો પેદા થાય છે......

૧૧

ૐ

તા૦ ૨૮-૧૦-૩૯

આત્મસ્વરૂપ !

......હવે જન્મપૂર્વના બીજનું-શૂન્યનું દૃષ્ટાંત લઇએ. શૂન્યમાંથી બાલ્ય, બાલ્યમાંથી તારુણ્ય, પછી વૃદ્ધાવસ્થા, અને તે પછી શૂન્ય કિંવા બીજ. આ પ્રમાણે સૃષ્ટિનો ક્રમ ચાલે છે. શૂન્ય એટલે વસ્તુનો સર્વથા અભાવ નહિ, પણ શૂન્ય એટલે વસ્તુમૂળ (બીજ) અવસ્થા. આકાશ પ્રત્યેક વસ્તુનું બીજ છે. અનેક બીજોનો સંગ્રહ એ આકાશ છે. ધાન્યનાં બીજનો જે પ્રમાણે કણમાં છે તે પ્રમાણે પ્રાણીઓના બીજનો ભંડાર આકાશમાં છે. કોઇ પણ વસ્તુનો કદી પણ આત્યંતિક (છેવટનો) નાશ હોતો નથી. કાંઇ પણ વસ્તુ આપણી દૃષ્ટિ મર્યાદાથી અતીત થાય છે તેને આપણા અજ્ઞાનને લીધે નાશ પામેલી માનીએ છીએ. જેવી રીતે બરફનું પાણી થાય છે, પાણીની વરાળ બને છે, વરાળમાંથી મેઘવૃષ્ટિ થાય છે, તેમાંથી પાછી નદી બને છે, નદીઓમાંથી સમુદ્ર બને છે, અને સમુદ્રમાંથી પુનઃ બરફની ઉત્પત્તિ થાય છે. અને પાણીનો નાશ એટલે વરાળનો જન્મ. વરાળ આપણી દૃષ્ટિમર્યાદામાંથી બહાર જાય છે એટલે આપણે પાણીનો નાશ થયો એમ કહીએ છીએ, પણ નાશ કોઇ પણ વસ્તુનો થતો જ નથી......

મનુષ્યની સર્વ ખટપટ એક માત્ર સુખને અર્થે જ હોય છે. છતાં સુખ એ શી વસ્તુ છે, કયે ઠેકાણે છે, અને શું કરવાથી તે મેળવી શકાય છે તેની તેને ખબર હોતી નથી. તેથી તે બિચારો પૂર્વમાં જવું હોય અને પશ્ચિમનો રસ્તો પકડે, ત્યારે સુખ ક્યાંથી પ્રાપ્ત કરવું? આ સુખ અધ્યાત્મશાસ્ત્રના-બ્રહ્મવિદ્યાના અભ્યાસથી જ પ્રાપ્ત થાય છે. આ બ્રહ્મજ્ઞાન મેળવવાને દૂરના પદાર્થોના

પ્રશ્નોનો નિર્ણય કરવાની જરૂર નથી, પણ "હું" કોણ, એનો જ વિચાર અને નિર્ણય કરવાની જરૂર છે. એના નિર્ણયમાં જ સર્વ પ્રશ્નો અને તેના ઉત્તરો સમાઇ જાય છે, તેનો નિકાલ થઇ જાય છે.

૧૨

ૐ

અમદાવાદ, તા૦ ૧૮-૧૨-૩૯

આત્મસ્વરૂપ, સ્વામી શ્રી યોગાનંદજી,

......વાંચન થઇ શકયું નથી તે જાણ્યું. વાંચન કરતાં વિચાર (આત્મ ચિંતવન) વધુ થાય તો સારૂં. અને એ તો ગમે ત્યાં ગમે ત્યારે થઇ શકે. એમાં બીજાં સાધનોની જરૂર રહેતી નથી. વિચાર કરતાં ન આવડે તો મન ગમે તે વિચાર કરે. થોડી થોડી વારે "હું કોણ? અને કેવો?" એનો ભાવસહિત વિચાર થાય તો ખૂબ શાંતિ રહે છે. "હું તો સાક્ષી, સચ્ચિદાનંદ, પરબ્રહ્મ, સર્વત્ર, સર્વરૂપ છું" એ ભાવસહિત થાય તો મોક્ષના દ્વાર ખુલ્લાં થઇ ગયાં. બધાનો અભાવ થશે પણ "હું" નો અભાવ કદી થયો નથી, થવાનો નથી. વહેલું મોડું આ ભાવ પ્રકટ કરે છૂટકો છે. વાંચન પણ કરવું હોય તો યોગવાશિષ્ઠ નિર્વાણ પ્રકરણ કે સ્વામી રામતીર્થના પુસ્તકનું કરશો. ખંડન મંડનના ઝઘડામાં પડવાની જરૂર નથી. એ તો પંડિતોનું કામ છે. આપણે સાધારણ માણસો માટે એની જરૂર નથી. આપણે તો જ્ઞાની, અજ્ઞાની બધા ભાવોથી પર થવું છે. આપોઆપ બધું સરળ થઇ જશે. હવે આવેલો લાગ ચૂકાય નહિ, એટલું જ થાય તો બહુ છે.

શરીર, મન, ઇંદ્રિયો દ્વારા કોઇની કોઇ સેવા થઇ શકતી હોય તો આપણી શકિત અનુસાર જરૂર સેવા કરવી. કારણ એમાં ઉપકાર નથી, પણ આપણી કે આપણા સ્વરૂપોની જ એ

સેવા છે. નહિ તો શરીર, ઇંદ્રિયો, મન, વગેરે શા ઉપયોગના છે? સાચા સંતો સેવા લેતા નથી પણ સેવા આપે છે. શ્રીમાન્ આદિ શંકરાચાર્યે મરતાં સુધી સતત સેવા કરી છે, આરામ શી વસ્તુ છે તે જાણ્યું નથી, અને તેથી જ પૂજાયા છે અને પૂજાય છે. શરીર, ઇંદ્રિયો, મન, વગેરે કાંઇ ને કાંઇ કર્મ તો કરવાનાં, તો તેને સેવામાં કેમ ન લગાડવાં? એ બધાં કર્મથી થયાં છે એટલે કર્મથી જ ટકવાં જોઇએ. મેં તો સાચી વસ્તુસ્થિતિ લખી છે. કેટલાકને ન પણ રૂચે. વિશેષ શું? આનંદ કરો અને આનંદની લહાણી કરો!

લિ. ચંદુભાઇના ૐ નમો નારાયણ.

૧૩

ૐ

અમદાવાદ તા૦ ૨૪–૧–૪૦

આત્મસ્વરૂપ! સ્વામી શ્રી યોગાનંદજી,

......આપે લખ્યું તે બરાબર છે. એ દષ્ટિયે જોઇએ તો બધું એક જ દેખાય છે. જેમ બરફ, પાણી અને વરાળ તાત્વિક દષ્ટિએ એક જ છે તેમ આખું બ્રહ્માંડ એકજ છે. એટલે તેમાં વધવું, ઘટવું કાંઇ છે જ નહિ. બધા એક જ તત્ત્વના રૂપાંતર છે. સોનાના ઘાટ ભિન્ન ભિન્ન છે પણ સોનારૂપે બધા એક જ છે. એ દષ્ટિએ જોઇએ–અનુભવીએ તો જ જન્મ મરણ, મારાપણું તારાપણું કાંઇ છે જ નહિ. બધાનું વાસ્તવિક સ્વરૂપ "સાક્ષી"પણું છે. એનું એ તત્ત્વ સંકલ્પ કરવાથી મનરૂપે કહેવાય છે. જેમ સમુદ્રમાં મોજું ઊઠે છે તે જલ જ છે, તેમ મનનું સ્ફુરણ એ પોતાનું મોજું છે. જ્યાં સુધી મનપણું કાયમ રાખી વિચાર કરીએ ત્યાં સુધી વસ્તુસ્થિતિ સમજાય નહિ, પણ મનનું વાસ્તવિક સ્વરૂપ વિચારીએ તો ઘાટ બેસી જાય. આ

બધા ઉપરથી એક જ દઢ કરવાનું છે કે મારૂં સાચું સ્વરૂપ "સાક્ષી"–"આત્મા"–"પરબ્રહ્મ" જ છે. જેટલો વખત બની શકે તેટલો વખત એમાંજ દઢ થયા કરવું. મારે ભય કેવો, રાગ કેવો, દ્વેષ કેવો, સુખ કેવું, દુઃખ કેવું? હું તો એકરસ અખંડાકાર હતો, છું અને રહેવાનો. અને જે મારૂં સ્વરૂપ છે તે આખા બ્રહ્માંડ અને બ્રહ્માંડોનું સ્વરૂપ છે. એટલે રાજા, પ્રજા, ગરીબ, તવંગર, રોગી, દરિદ્રી, વગેરે બધાંજ મારાં રૂપ છે. વાહ! કેવો આનંદ, કેવી મજા, કેવી મસ્તી, કેવી શાંતિ! શાસ્ત્ર તો શંકાના નિવારણ પૂરતાં ઉપયોગી છે. પછી તો પોતાને અનુભવી તેમાં મસ્ત બનવાનું છે. જ્ઞાનીનું જ્ઞાનપણું, યોગીનું યોગીપણું, ભક્તોનું ભક્તપણું બધું મારે લઇને છે. બધાંજ મને શોધી રહ્યાં છે–એક યા બીજારૂપે. જો એક સાડા પાંચ ફીટના દેહરૂપી કવોરંટાઇનમાં બંધાઇ ગયા તો શાંતિ મળવાની નથી, માટે દેહને હું માની વ્યવહાર કરવાનો નથી.

દેહથી આપણે જુદા છીએ, મનથી જુદા છીએ, બધાથી જુદા છીએ. દેહ તો છે જ નહિ, મેં એને જ્ઞાનાગ્નિથી ક્યારનોયે બાળી મૂકયો છે. જે ચીજ ભસ્મ થઇ ગઇ એની ઉપર હવે વિચાર શો કરવાનો? જડ ચેતનથી પણ હું ન્યારો, મન વાણીથી અગોચર છું. પહેલા એ નહોતું અનુભવ્યું ત્યારે સુખી દુઃખી થતો રહ્યો. પોતાની મરજી પ્રમાણે થતું ત્યારે આનંદ માનતો, અને મનની ઇચ્છા પ્રમાણે નહોતું થતું ત્યારે પોતાને દુઃખી માનતો. પણ હવે કોણ રડે અને કોણ હસે? એ ભ્રમણા નીકળી ગઇ. હવે રડે મારી બલા! આ જ ખરી શાંતિ છે. આ જ મનુષ્ય જીવનનું ધ્યેય છે. સ્થૂળ, સૂક્ષ્મ અહંકારનો નાશ એ જ ખરી સ્થિતિ. હવે આપણાથી બીજી દોડ કેમ કરાય? હવે ઠામ ઠરીને બેઠો છું. મારૂં સ્થાન હમેશનું મળ્યું છે. આ જ ખરી સિદ્ધિ છે. લોકોને માનવું હોય તો માને, ન માનવું હોય તો ન માને. વિશેષ શું લખું?

લિ૦ પ્રેમી ચંદુ

૧૪

ૐ

રાંદેર, તા૦ ૩-૭-૪૦

આત્મસ્વરૂપ, સ્વામી શ્રી યોગાનંદજી,

કર્મનો સિદ્ધાંત કેવી રીતે ઉત્પન્ન થાય છે તે જોઈએ. જ્યાં સુધી 'અહમ્' (અહંકાર) ઉત્પન્ન થતું નથી ત્યાંસુધી કર્મ થતું નથી, અગર કર્મ કર્યું છે એમ કહેવાતું નથી. સુષુપ્તિમાં અહંકાર નથી, તો કર્મ નથી. એ 'અહમ્' પ્રેરિત કર્મ જ બંધનકારક છે. 'અહમ્' પ્રેરિત કર્મ શુભ અને અશુભ હોય છે. અશુભ કર્મને શુભ કર્મથી નિવૃત્ત કરવું, અને શુભ કર્મને આત્મામાં સ્થિત થવાથી નિવૃત્ત કરી શકાય છે. એટલે એટલો અર્થ નીકળ્યો કે આત્મામાં સ્થિત રહી શકાય તો બધાં બંધનોથી (કલેશોથી) છૂટી શકાય. માટે "હું આત્મા છું" એ ભાવ પૂર્ણ રીતે અનુભવવું. એજ નિર્બીજ સમાધિ છે. સમાધિ અસમાધિ એ મનની અવસ્થા છે. એ બન્ને અવસ્થાને જાણનારો 'હું' એ બધાથી પર હતો, છું અને રહેવાનો. આ દઢતા, નિશ્ચય, શ્રદ્ધા કાયમ થઈ જવી જોઈએ-જેમ માણસને આંખ હોય છે જ એમાં શંકા નથી થતી તેમ; અગર મારે શરીર છે એમાં શંકા થતી જ નથી તેમ. જ્યાં આમ નિઃશંક થઈ જવાયું એટલે સ્વાભાવિક કર્મ બન્યા કરે છે. પણ તે કર્મમાં 'અહમ્' આવતું જ નથી અગર ઊઠતું જ નથી. આંખ જ્યાંસુધી ફક્ત જોવાનું કાર્ય કર્યા કરે છે પણ તેમાં એને અહંકાર નથી ત્યાંસુધી એને કલેશ નથી, બંધન નથી, દુઃખ સુખ નથી. આથી રાગ, દ્વેષ, મોહ રહેતાં નથી. આ કર્મના સિદ્ધાંતની આખી ચાવી છે.

બાળક જન્મતાં મરી જાય છે અગર અલ્પાયુ કેમ થાય છે તે વિચારીએ. ધારો કે એક માણસને એવી વાસના થઈ કે

મારે પૈસાદારને ત્યાં જન્મવું છે. પણ એ વાસના એણે વિવેક-પુરઃસર કરેલી ન હોવાથી, પૈસાદારને ત્યાં અગર અમુક માબાપને ત્યાં જન્મવાની વાસના હતી તે આ રીતે પૂર્ણ થઇ, પણ જન્મ્યા પછી તેને ત્યાં આવી અમુક અમુક કાર્ય કરવાં છે, એ વાસના વખતે વિચારમાં નહોતું આવ્યું તેથી આમ બને છે.

કર્મનો સિદ્ધાંત પહેલેથી લીધીએ. વિજ્ઞાનશાસ્ત્રનો એક નિયમ છે કે Force is never annihilated (destroyed)–શક્તિનો નાશ થતો નથી. વિચાર એ શક્તિ છે અને વાસના એ વિચાર છે, તો વાસનાનો નાશ થતો નથી. ધારો કે એક માણસને એક જિંદગીમાં પચાશ વાસના થઇ. બધી વાસના એક જિંદગીમાં ભોગવાઇ જતી નથી—તેમાંથી પચીશ ભોગવાઇ, ત્યારે બાકીની પચીશ વાસના વગર ભોગવાયે પડી રહી એટલે સંચિત રહી. એમાંથી જે જે વાસના પ્રાધાન્ય થઇ–એ અનુસાર–એ ભોગવવા માટે એણે શરીર લેવાનું; એટલે શરીર થયું પ્રારબ્ધ કર્મ. બીજા જન્મમાં સમજો કે પાછી અમુક વાસનાઓજ ભોગવાઇ. એટલે આગલા જન્મની ન ભોગવાયલી અને ચાલુ જન્મમાં થયલી વાસનામાંથી અમુક જ ભોગવાઇ. એથી જન્મોજન્મમાં વાસના વધે જવાની (સંચિત થયા કરવાની). ત્યારે એનો અંત કેવી રીતે આવે? શું એ યંત્ર ચાલ્યા જ કરવાનું? માણસ ધારે તો બધી વાસના એક જિંદગીમાં ભોગવી શકે. જ્યારે એને હૃદયમાં ઊગી જાય કે "હું" બધા સ્વરૂપે બધે જ રહ્યો છું (એમ હૃદયથી અનુભવે) ત્યારે ચાલુ અને સંચિત બધી વાસના એકી સાથે બળી જાય છે, અને જન્મ મરણનો ફેરો એને માટે નિરર્થક બની જાય છે.

લિ૦ સ્નેહાધીન ચંદુભાઇના ૐ નમો નારાયણ

૧૫

ૐ

શંદેર, તા૦ ૫—૭—૪૨

આત્મસ્વરૂપ ! સ્વામી શ્રી યોગાનંદજી

આપ પોતે ભજન અને વાંચન વગેરે કરો છો જાણી આનંદ. ખરી વાત એટલી જ છે કે અંતઃકરણની શુદ્ધિ એ પ્રાધાન્ય વસ્તુ છે. એટલા માટે શાસ્ત્રો, સંતો, પયગંબર, વગેરે બધા વિષયોનો અને મનનો કાબૂ, અને પરમાત્મામાં સ્થિતિ એનો જ બોધ કર્યા કરે છે. શરીરથી બધું કામ થયા કરે અને ચિત્ત "આત્મા"માં જડાયલું રહે એ જ કરવા જેવું છે.

લિ. ચંદુના ૐ નમો નારાયણ.

૧૬

ૐ

શંદેર, તા૦ ૩૦—૯—૪૨

આત્મસ્વરૂપ ! સ્વામી શ્રી યોગાનંદજી

મને તો વિચાર કરતાં એમ જ લાગે છે કે મનુષ્ય શરીર સેવા કરવા માટે જ મળ્યું છે. એટલે યોગ, જ્ઞાન, ભક્તિ, વગેરે કર્યા બાદ જ્યાં સુધી શરીર પહોંચે ત્યાં સુધી કોઇ ને કોઇ સેવામાં લાગી જવાનું છે. બીજાની, અરે આપણા સ્વરૂપોની – સેવા કરવાની છે, લેવાની નથી. પછી તે તન, મન, વાણી કે ધનથી હોઇ શકે. યોગ, જ્ઞાન, ભક્તિ ચાલતા રહે અને સાથેસાથે સેવા થતી રહે તો એના જેવું બીજું રૂડું કયું ? ઉપનિષદ્, ગીતા, આદિમાં એ જ બોધ છે. ઋષિમુનિઓએ એ જીવન જીવી બતાવ્યું છે. ગીતાકારે પણ જીવન જીવી બતાવ્યું છે. શરીર હંમેશાં અવિશ્રાંત કાર્ય (સેવા)માં રોકાય, અને મન શાંત રહે એ ગીતાનો મહાન ઉપદેશ છે, અને એ શ્રેષ્ઠ ઉપકાર છે.

લિ૦ ચંદુભાઇના સપ્રેમ ૐ નમો નારાયણ.

## ૧

ૐ

રાંદેર તા૦ ૧૬-૬-૩૯

આત્મસ્વરૂપ ! ભાઇ રમુભાઇ,

સ્વામી રામતીર્થ વાંચો છો જાણી આનંદ. મન ઉપર સંયમ તો ત્યારે આવે જ્યારે આત્મસ્થ રહેવાય. તો જ સુખદુઃખની જાળમાંથી નીકળાય. આમ દેખીતો બહુ સરળ માર્ગ છે, પણ આચરણમાં એટલો જ કઠણ છે, એ અનુભવે સમજાય. તે છતાં એક વાત–હું સાક્ષી આત્મા પરબ્રહ્મ છું, સર્વત્ર સર્વરૂપ છું એ અનુભવને લક્ષી એ જાપ, તેના અર્થ અને ભાવ સહિત કરવા જોઇએ. આમ કરતાં કરતાં કોઇ દિવસ ઘાટ બેસી જશે. પણ દરરોજનો અભ્યાસ તો જોઇએ. એક પણ દિવસ ચુકાય નહિ. એમાં આપવા લેવાપણું કે કોઇને કાંઇ બતાવવા જેવું નથી. એ જ.

લિ૦ પ્રેમી ચંદુ

તા. ક. આપણા શાસ્ત્રકારોએ ઇંદ્રિય અને મનનો જય કહ્યો છે તે એટલા માટે કે ઇંદ્રિયો અને મન ઉપર કાબૂ હોય તો માંદગી, સ્નેહીઓના મિલન વિયોગ વગેરે પ્રસંગે સમતા

શાંતિ વિ૦ જળવાઇ રહે છે. માટે જ એ ધર્મ તે દરરોજ આચરવાની ક્રિયા છે. આપણી દરેક ક્રિયા ચોકસીપૂર્વક સમજીને થવી જોઇએ. રોજ. દા૦ પોતે.

૨

ૐ

દેવીદાનજી મહારાજ આશ્રમ,
જોધપુર, તા૦ ૧૪-૯-૧૯૩૯

આત્મસ્વરૂપ ! ભાઇ રમુભાઇ,

ચિંતવન વિ૦ ચાલુ તો હશે જ. આપને શું લખું ? આપ સાક્ષાત્ પરબ્રહ્મ છો. શરીર, મન, વિ૦ ને "હું" માની લઇએ એટલે સુખદુઃખના વાદળ ચોતરફથી ઘેરે છે. આપણે પોતે સંકલ્પ ઉઠાવી મનરૂપ થઇ શરીરમાં અહં ઘુસાડી રાગદ્વેષના પંજામાં ફસીએ છીએ. બાકી કોઇ પદાર્થ કે સ્થિતિ સુખદુઃખરૂપ છેજ નહિ.

લિ૦ પ્રેમી ચંદુ



## શ્રી રામપ્રસાદ ત્રિ. લાખિયા ઉપરના પત્રો

૧

ૐ

રાંદેર, તા૦ ૨૪-૫-૧૯૩૯

આત્મસ્વરૂપ ! ભાઇ રામપ્રસાદ.

× × × ગભરાશો નહિ. ગભરાયે સિદ્ધિ નથી. તેમજ એ વિષય ઉપર કોઇની જોડે વાદવિવાદ કરવાથી લાભ નથી.

આપ લખો છો કે સાક્ષાત્કાર ક્યારે ? પણ તમો પોતે સાક્ષાત્-છો-એ અનુભવથી વિરુદ્ધ જઇ શકો એમ છો ? તો પછી સાક્ષાત્કારની શોધ કેવી ? મન વિ. માં "હું" મૂકી ચલિત થવાની જરૂર નથી. આપ તો અચલ છો, એટલે કે બીજા કોઇ ચલ પાસે જવાની જરૂર નથી. એજ સાક્ષાત્કારની કે સ્થિતપ્રજ્ઞની સ્થિતિ છે.

આપણું સ્વરૂપ દ્વૈત અદ્વૈત ભાવથી પર છે. દ્વૈતથી શરૂઆત કરી અદ્વૈતમાં સ્થિતિ કરી પછી તે ભાવથી પણ પર થવાનું છે. એટલે ઉપનિષદ્‌ની સાથે કે બીજા સાથે આપણે વિરોધ પણ નથી. ભાંગી તૂટી ભાષામાં આપણે પોતાને (આપણા વાસ્તવિક સ્વરૂપને) સમજવા ઉપનિષદ્‌નો પ્રયાસ છે. જ્યાં વાચા શમી જાય ત્યાં વાણી શું સાર કાઢવાની હતી ? પણ એ સ્થિતિ કેમ અનુભવાય તે ઉપનિષદ્ સમજાવવા પ્રયાસ કરે છે. જ્યાં બ્રહ્મ અને આત્માને જુદાં જુદાં આલેખ્યાં હોય તો ત્યાં "આત્મા"નો અર્થ મનભાવ કે જીવભાવ (અજ્ઞાન અવસ્થામાં) લેવો રહ્યો. એ

જે ભેદ વર્ણન શરૂઆતમાં દેખાય છે તે મહાવાકય "અહંબ્રહ્માસ્મિ," "તત્વમસિ," આદિથી નષ્ટ થાય છે. પણ માણસ વ્યવહારમાં ઊભો રહી બોલે એટલે દ્વૈત લાગે કેની ? એટલે ૐ ના જપથી કે યોગથી કે ભકિતથી શરૂઆત કરે, અને મનને તેમાં જ તરબોળ કરી બ્રહ્મમાં સ્થિતિ કરે એ આખા લખાણનું તાત્પર્ય છે.

લિ૦ પ્રેમાળ ચંદુ

૨

ૐ

રાંદેર, તા૦ ૯-૬-૧૯૩૯

આત્મસ્વરૂપ ! ભાઇ રામપ્રસાદ.

× × × આપનો પત્ર આવતાં આખા......ભાઇ નજર સમક્ષ હાજર થઇ ગયા અને દર્શન થયું. તેવી જ રીતે આ જગત જોતાં – આ શરીર જોતાં – આખું સાક્ષીસ્વરૂપ નજર સમક્ષ હાજર થઇ જાય – ભાવના પ્રબળ થઇ જાય એ અંતિમ ધ્યેય છે. એટલે પત્ર એ સાધન છે અને સાધ્ય તો આપજ ને ? મૂર્તિપૂજન કે દર્શનમાં એ જ હેતુ હોવો જોઇએ. મૂર્તિ એ સાધન છે અને સ્વરૂપ એ સાધ્ય સ્થિતિ છે......પહેલું કોઇ પણ વસ્તુનું બુદ્ધિગ્રાહ્ય જ્ઞાન થાય છે, તેમાં તન્મય થવાય છે. Intellectual convictions intensified become heart's convictions.

ચંદુ નાનો હતો ત્યારે તેની માને બીજા સ્નેહીઓ મા અથવા બા કહી સંબોધતા, અને તે પ્રમાણે પોપટ માફક બાલ્યાવસ્થામાં બોલતો. આજે અગર અમુક વર્ષો બાદ બા-શબ્દ, મા શબ્દ બોલતાં જ માનો પ્રેમ, તેની મૂર્તિ, વગેરે ભાવ પેદા થાય છે. એટલે આપના આજના જ્ઞાનની તે સ્થિતિ કાલે અગર કાલાંતરે થવાની છે. અલબત્ત, નિશાળે બેઠા પછી ભણવાની ધગશ હોય તો

graduate થવાય છે એ અનુભવ આપને માટે નવો નથી. હવે બીજી રીતે વાત કહું—આપ લખો છો કે "દિલ્હી બહુત દૂર હૈ". પણ એમાં "દિલ્હી" અને "જનાર" જુદા છે. જ્યારે તમારૂં વાસ્તવિક સ્વરૂપ—સાક્ષી સ્વરૂપ—દૂર ક્યાં છે? તેમાં જવાનું ક્યાં છે! મેળવવાનું ક્યાં છે? ફક્ત મધ્યકાલમાં તે વાત ભુલાઇ ગઇ હતી તે તાજી થઇ છે અગર થાય છે. પૈસો તો મળે યા નહિ મળે પણ આપણે તો હાજર હજુર મળેલો છે.

બીજું આપ લખો છો કે "પ્રકૃતિ ભાવ ભજવે છે." પણ એ પ્રકૃતિને જાણનાર તો જાણે છે કે એ પ્રકૃતિ છે. પ્રકૃતિ ભલે જાતજાતના સ્વાંગ બદલી આપને ખુશ કરે! પ્રકૃતિ એટલા જ માટે આપણને આનંદ આપવા ઊભી થઇ છે.

......આપનો સાઇકલનો (accident નો) અનુભવ સુંદર છે. એ આપનો અનુભવ બતાવે છે કે આવા કટોકટીને સમયે યથાર્થ શાંતિ જળવાઇ રહી એ આધ્યાત્મિક શાંતિ કહેવાય. સુખ દુઃખમાં સમાન રહી શકે અને પોતાને જુદો નિહાળી અનાસકત રહે તે યોગી નહિ તો કોણ? ચંદુ તો આગળ વધી કહે છે કે શરીર મન વગેરે યોગી નહોતા, પણ સાચો યોગી તો "સાક્ષી" છે. એનું યોગીપણું આપણે નહોતા ત્યારે પણ હતું, છે, અને રહેવાનું. એનું બીજું નામ આત્મજાગૃતિ પણ કહેવાય.

લિ૦ પ્રેમી ચંદુ

૩

ૐ

તા૦ ૨૩-૪-૪૦ રાંદેર

આત્મસ્વરૂપ! ભાઇ રામપ્રસાદભાઇ,

દરેક જણનું વાસ્તવિક સ્વરૂપ તો એક જ છે. તેની વિસ્મૃતિ થઇ છે તેથી અશાંતિ થઇ આવે છે. જ્યારે કાંઇપણ દુઃખરૂપ લાગે

અગર મનની અશાંતિ કરે તો સમજવું કે આપણે નીચે ઊતરી પડયા છીએ, બાકી આમ તો આપણા સિવાય કોઇજ નથી. પણ વ્યવહારની જરૂરિયાત, સગાં સંબંધીઓના સંયોગ વિયોગ વિ. બાબતો આપણામાં અંતરાય નાંખ્યા કરે છે. આ સત્ય છે પણ તેને વ્યવહારમાં જેટલું ઉતારીએ તેટલો આનંદ રહેવાનો. અને એ બધા અંતઃકરણના ધર્મો છે. અંતઃકરણને જ સાચું માન્યું કે સુખદુઃખ, રાગદ્વેષ, વિ. વાદળાઓથી આપણને ઘેરાયેલા જોઇશું. આજ આપણા જીવનમાં ઉતારવાનું છે. એક ફેરા સ્પષ્ટ સમજાઇ જાય તો પછી Practice ધીમે ધીમે જીવનમાં અનુભવતા જઇશું. એક દિવસે એકડો ઘૂંટતા આવડયો એટલે તરત હાથ ઠરી જતો નથી. અંતઃકરણ ઠરી જાય એટલી જ ખોટી છે. આપ તો બધું સમજો છો, એટલે આપને વિશેષ લખવાનું શું હોય!

પ્રો૦......ભાઇને રાંદેર આવવા હૃદયપૂર્વક કહ્યું છે. ક્યારે આવે એ તો એમના સંજોગો ને ભાવના.

જ્યાંસુધી જીવન છે ત્યાંસુધી યોગ ચાલુ છે. એ જ. સર્વે સ્નેહીઓને અમો સર્વના સપ્રેમ યથાયોગ્ય.

લિ૦ પ્રેમી ચંદુ

૪

ૐ

રાંદેર, તા૦ ૨૭-૪-૪૦

આત્મસ્વરૂપ! ભાઇ રામપ્રસાદભાઇ,

આપ, ભાઇ શુકલ, અને ભાઇ અંબાલાલ એક દિવસ ભેગા મળ્યા હતા અને આપસ આપસમાં ચર્ચા પણ કરી હતી. એ વાસ્તે સાધારણ નિયમ એવો છે કે જે ચીજની વ્યવહારમાં અત્યંત જરૂરિયાત તેની ઇચ્છા થાય એ સ્વાભાવિક છે, અને તે મનુષ્ય

તરીકે થાય. પણ તે ચીજ ન મળે (ઇચ્છા પ્રમાણે) તો તેનું દુઃખ ન થાય-ન થવું જોઇએ. દાખલા તરીકે, હું માંદો પડું તો તમને બધાને એમ થાય કે ચંદુભાઇને કેમ જલદી સારૂં થઇ જાય. તેને માટે (દવા વિ. ને માટે) તમારા બધાના પ્રયાસ હૃદયપૂર્વક થવા જોઇએ. એથી બંધન ન થાય. પછી મને સારૂં ન થાય તો સહજ લાગે ખરૂં-લાગવું જોઇએ. પણ થોડીવારમાં તમને એમ પણ થવું જોઇએ કે મેં મારો બધો પ્રયાસ હૃદયપૂર્વક કરી જોયો; પછી મારા હાથની વાત નહોતી. જો તમે બધાં હૃદયપૂર્વક પ્રયાસ ન કરો અને મારૂં પ્રારબ્ધ હશે તે પ્રમાણે થશે, તો તે કાયરતા—બાયલા-પણું કહેવાય. પણ જો તમે અશક્ત હો, સંજોગો ન હોય તો પણ તમારી ભાવના તો શુદ્ધ થવી જ જોઇએ. તેવી જ રીતે ચંદુ પોતે પણ પોતાના શરીર માટે કે સંજોગો માટે ભાવના કરે, અને તે પ્રમાણે પ્રયાસ કરે તો ખોટું નથી-બંધન નથી. કારણ તે પોતાના શરીર માટે "હું" કરી વિચાર કરતો નથી, પણ જેમ આપ બધા મારા મિત્રો છો તેમ પોતાનું શરીર એ પોતાનો શ્રેષ્ઠ મિત્ર છે. જો ગાફેલ રહે, આળસ રાખે, પ્રમાદ કરે, તો તે પણ સાચી સ્થિતિ નથી. શરીરને તો all active (કામમય) રાખવું જોઇએ. પણ મનને અંતર શાંત રાખવું જોઇએ. માણસ વ્યવહારમાં પોતાના ભાગ્યનો સ્રષ્ટા છે. આ શરીર પણ પોતાની ભાવનાનું ફળ છે એટલે એને પણ દોષ ન દેવાય. એ તો બધું આપણે પોતાની ભાવનાથી થયેલી ભૂલને સુધારવા પ્રયત્નશીલ છે. માણસ પોતે સુધારવા પ્રયત્નશીલ ભલે ન રહે, પરંતુ પ્રકૃતિ તો તેને આગળ વધારવા પ્રયત્નશીલ રહેલી છે. તેને આપણે તેના કામમાં મદદ કરવાની છે. આપણે જેટલી મદદ કરીએ તેટલી જલદીથી પ્રકૃતિ જલદી કામ કરતી જાય છે. આ evolution કહેવાય. પ્રકૃતિ પોતેજ આ બધા સ્વાંગ ધારી રહી છે. એટલે જે પાઠ જેને ભજવવાનો આવ્યો તે

પૂર્ણપણે શાંતિથી ભજવે, અને એ પાઠ ભજવતાં માણસ ભૂલ ન કરે એટલું જ એણે જોવાનું છે.

ચંદુ અને રામપ્રસાદ રાજારાણીનો પાઠ ભજવે ત્યારે તે બંને જણ ચંદુ–રામપ્રસાદ છે એમ યાદ નહોવું જોઇએ. પણ ઊલટું જો રાજા રાણીપણું છોડી ચંદુ–રામપ્રસાદ યાદ આવી જાય તો પાઠમાં રસ–મજા છે તે ઊડી જાય. પણ જ્યારે એ પાઠમાંથી નિવૃત્ત થાય ત્યારે તો યાદ આવીજ જવું જોઇએ. તેમ સંસારના કામ કરતી વખતે જો પોતાનો ભાવ આવી જાય તો કામમાં કંઇ ભલી વાર ન રહે. તેથી જ કોઇપણ કામ કરતાં પહેલાં અને કર્યાં પછી પોતાનો ભાવ યાદ કરી લેવો, અને પછી વ્યવહારનું કામ કરી લેવું. તેમાં અંતરાય આવે તો જ સ્વરૂપ તરફ વળી જવું, જેથી કામમાં હતાશ ન થવાય, પણ સુખદુઃખમાં સમાન થવાય, અને પોતાની સ્થિરતા જળવાય. આ બધામાં ભાવના Feeling એ જ મોટી વસ્તુ છે. આ રસ્તે ચાલનાર કોઇનું બૂરું જાણી જોઇને કરી શકતો નથી. જેમ પ્રકૃતિ પોતાનું કામ કરે જાય છે તેમ વ્યવહારમાં આપણું કામ કર્યાં જવું જોઇએ. આજ ગીતા છે, આજ વેદાંત છે, આજ યોગ છે, અને આજ ભક્તિ, જ્ઞાન, વગેરે છે. કોઇના વિચાર સાથે આપણે સંમત ન થઇએ તો ફિકર નથી, પણ આત્મા–પોતા–તરફ મનરૂપી સોય વળેલી રહ્યા કરે તો સારૂં, અને તેમાં બધું આવી જશે. આપણામાં આગળ વધવાપણું કે પાછળ જવાપણું નથી. મનના એ બધા ચાળા છે. તે તો ઘડીકમાં આગળ વધેલા લાગે અને ઘડીકમાં પાછળ પડેલા લાગે, તે તરફ લક્ષ આપવાનું નથી. પણ "હું કોણ છું" (જો અંતરાય લાગે તો) એનો વિચાર લાવ્યા કરવો. આપણો રસ્તો કોઇને બતાવવાનો નથી. આપણે તો સર્વત્ર સર્વરૂપે એક દૃષ્ટિએ છઇએ, અને બીજી દૃષ્ટિએ સર્વ–અસર્વભાવથી પર હતા, છઇએ અને રહેવાના. આજ બ્રાહ્મી સ્થિતિ છે.

વિશેષ શું લખું? આમાં કાંઇ દોષ લાગે, વિચારમાં ભિન્નતા લાગે તો જણાવશો.

લિ. પ્રેમી ચંદુ

૫

ૐ

રાંદેર, તા૦ ૪-૧૦-૪૦

આત્મસ્વરૂપ! ભાઇ રામપ્રસાદભાઇ,

અત્રે સર્વ કુશળ. આપની તબિયતના સમાચાર લખ્યા કરશો. The best way to make body happy is to forget it, or think of the body as not to think of it again. આ તો મારી ગાંડી ભાષા. લાગે છે પણ એમ જ. જ્યારે જ્યારે હું શરીર પર આવી બેસું છું ત્યારે સુખ,દુ:ખ, આદિ વાદળાં ચારે તરફ ઘેરાવા માંડે છે. આ નગ્ન સત્ય છે. એમાં જ્ઞાની અજ્ઞાની કોઇ બચતું નથી. માટે આપણો પ્રયત્ન એને ભૂલવા તરફ હોવો જોઇએ. એજ કરવાનું છે. માળા, જપ, યોગ, ભકિત, જ્ઞાન, એ બધાં શરીરને ભૂલવા માટે છે. માટે એમાંથી જે કાંઇ થાય તે કરતા રહેવું. To be frank, you are all growing in spirituality. આપ બધા તટસ્થ રીતે તપાસશો તો લાગશે કે મારૂં લખાણ સત્ય છે. આજથી વરસ પહેલાં, મહિનાઓ પહેલાં કયાં હતા, વિચારમાં કેટલું પરિવર્તન થયું છે એ તપાસશો. આ આપની કે કોઇની ખોટી પ્રશંસા નથી. મંડયા રહેશો. વાદવિવાદમાં ફસાશો નહિ. ઈશ્વરનું કામ ઈશ્વર માટે રહેવા દેશો. આપણે કોઇના કાજી થવાની જરૂર નથી.

અમદાવાદમાં આવ્યો ત્યારે આપનું શરીર જોઇ આઘાત થયો. એ સ્નેહનું લક્ષણ છે, અને મનુષ્ય તરીકે થવું જોઇએ, અને થાય. બીજી જ ક્ષણે વિચાર આવ્યો કે આપ આરોગ્ય સ્વરૂપ છો.

શરીરના સ્વભાવ પ્રમાણે વધઘટ થાય, પણ આપના સ્વરૂપમાં વધવા ઘટવાપણું છે જ નહિ. રોગ સાથે જ્યારે મન જોડાઇ જાય ત્યારે શરીર ઉપર વધુ અસર થાય છે. એ વખતે ઊલટો વિચાર લાવવો અને ખૂબ આનંદ કરવો. માણસે ઓછામાં ઓછા એ ત્રણ કલાક તો હસવું; અને બને તો બધાને હસાવવા. એથી આપણી આસપાસનું વાતાવરણ શુદ્ધ થાય છે. આશા છે કે આપનું શરીર આરોગ્ય તરફ દોડતું હશે. સૌ......બહેનને બીજી વખત ન મળી શકાયું તે બદલ તેમની ક્ષમા. તેમને મારા હસવાનંદ કહેશો; અને કહેશો કે હંમેશા આનંદમાં રહેવા પ્રયત્ન-શીલ રહે. આનંદમાં પ્રયત્નશીલ રહીશું તો આનંદ મળશે, અને મોઢું દિવેલિયું રાખીશું તો પોતે દુઃખી થઇશું અને બીજાને અકારા થઇશું.

એક પત્ર ભાઇ અંબાલાલ કાશી પારેખને લખ્યો છે તે વાંચી લેશો. મારા કાગળો ખાનગી નથી હોતા, માટે માંગી લેશો. હું ક્યાં ખાનગી મિલકત છું? આપણે નથી સમજતા તેથી અડધું દુઃખ વહોરીએ છીએ. ભાઇ.....આદિ સર્વ મંડળીને યોગ્ય લાગે તો પત્ર વંચાવશો, અને આપણી પોળમાં બધા સ્નેહીઓને અમારા, ભાઇ અમૃતભાઇ, વગેરેના સ્નેહવંદન કહેશો. એ જ.

લિ૰ પ્રેમી ચંદુ

૬

ૐ

રાંદેર, તા૰ ૧૭-૧૦-૪૦

આત્મસ્વરૂપ ! ભાઇ રામપ્રસાદ,

આપ ચંદુના શરીર માટે પ્રેમ દર્શાવો છો તે બદલ આપનો હૃદયપૂર્વક ઉપકાર માનું છું. × × × ટ્રસ્ટી તો છું અને તેથી એની પાસ જાતે ઝાઝું કામ લેતો નથી કે જેથી ઉપાધિ વધે.

કેટલીક વખત ધાર્યા કરતાં વધુ કામ પડે છે ત્યારે રોકી શકાતું નથી, એ નિર્બળતા ગણાય. લગભગ બત્રીસ વર્ષ થયાં ટ્રસ્ટી-પણાનું ભાન થઇ ગયું છે, પણ હવે તો થોડું આગળ વધાયું, કે શરીર નથી એટલે તેની વાતો નથી. કોઇ વખત અભ્યાસને લીધે શરીર પર આવી જવાય છે, અને તેનું કારણ મનુષ્ય તરીકેનું અસ્તિત્વ અને તેનું ભાન. પણ તેથી સ્વરૂપભાન ચાલી જતું નથી. એ તો જડાઇ ગયું છે. મનુષ્ય માત્રને જો આ જ્ઞાન થઇ જાય તો આનંદનો પાર નથી. ઉપરથી બારે મેહ વરસો કે અગ્નિનો વરસાદ આવો તો પણ તત્વજ્ઞ સ્વરૂપસ્થ રહે છે. હાલ કુદરત જેને આપણે જરૂરી ગણીએ છીએ તેવાને પણ હોઇયાં કરી જાય છે. આપણી યુરોપની યાદવાસ્થળી એ વાતનો પુરાવો છે. બે જાતની સંસ્કૃતિની હરિફાઇ ચાલી રહી છે. એમાંથી કઇ સારી છે તે બતા-વવા જાણે આ જંગ મંડાયો હોય એમ લાગે છે. અત્યાર સુધીમાં એટલું તો સમજાયું કે સશસ્ત્ર સંસ્કૃતિ ગમે તેટલી લોકોને સારી દેખાય પણ અંતે હાનિકારક છે. અત્યારે તો શાંતિનો દૂત મહાત્મા ગાંધીજી છે. એમની વિચારશ્રેણી ભૂલ ભરેલી લાગે છતાં આખરે લોકોને એ માર્ગ રુચિકર થઇ પડવાનો છે. × × × આપણે આડે રસ્તે ચાલ્યા. "સીધીભાઇ ચાંદ દેખો તો આપસે દીખા જાયગા."

શરીરને ભૂલવામાં સાચું આરોગ્ય છે. તેને આપણે ગાઢ નિદ્રામાં ભૂલીએ છીએ ત્યારે બીજે દિવસે સવારે ખૂબ સ્ફૂર્તિ અનુભવીએ છીએ. પોતાના સ્વરૂપમાં સ્થિત થતા જવાય તેમ તેમ શરીરને ખૂબ ભૂલી જવાય છે. જ્યારે સ્વરૂપસ્થિતિ ચાલતી હોય ત્યારે જપ, ભક્તિથી અંતરાય નાંખવો નહિ. જપ વિ.થી ભૂલી જવાય છે, પણ થોડીવાર માટે પણ સ્વરૂપસ્થિતિથી બમણો લાભ છે. એક તો શરીરને ભૂલવાનો અને બીજો સ્વરૂપસ્થ થવાનો.

લિ૦ પ્રેમાળ ચંદુ

## ૧

ૐ

રાંદેર, તા૦ ૧૭-૬-૩૯

આત્મસ્વરૂપ ! ભાઇ જેભાઇ,

× × × એ પ્રમાણે વિચારતા રહેશો. પોતાની મેળે શાંતિ આવતી જશે. થવાનું થાય છે, ન થવાનું થતું નથી, પણ હું પોતે તો શાંતસ્વરૂપ જેમનો તેમ જ છું, અને રહેવાનો છું. મારામાં તો કાંઇ થતું નથી, થવાનું નથી. "હું" તો આનંદસ્વરૂપ, ચૈતન્ય સ્વરૂપ-સાક્ષી છું. શરીર અને મનના વ્યાપારો મને સ્પર્શી શકતા નથી. મનના ખોટા વિચારોને અટકાવવા માટે ઉપવાસ વગેરેની જરૂર છે. એમ કરતાં કરતાં દૃઢતા આવે છે. શરીર, મન, વગેરે મારા સાધન છે-સેવક છે. એ બધા સેવક છે તેનું અભિમાન ન હોવું જોઇએ. સેવકમાં અહંકાર આવ્યો કે સેવક મટી ગયો, અને કર્તાપણું ભોકતાપણું ઘૂસ્યું. સાચો સેવક તો તે જ કે જે માથે આવેલું કામ વગર ગભરાયે મૂંગે મોંએ કર્યા કરે. જે જે સાંભળ્યું છે તેને હૃદયમાં ઠસાવતા જવું અને તે પ્રમાણે આચરણ કર્યા કરવું. × × × ખરો આનંદ પ્રભુ પ્રાપ્તિમાં છે, માટે મનની સોયને હંમેશાં તે તરફ વળેલી રહેવા દો.



૧

ૐ

રાંદેર, તા૦ ૬-૪-૪૦

આત્મસ્વરૂપ! ભાઇ અંબાલાલ, તથા સાથ સર્વે,

અત્રે સર્વ કુશળ. આપના તરફના કુશળ સમાચાર લખશો. બીજું અમે બધા સુખરૂપ પહોંચી ગયા છીએ અને બધો સામાન વગર તૂટેફૂટે રાંદેર આવી ગયો છે. ટ્રેનમાં માંકડોએ જડતી લીધી હતી, અને તે બહાને જાગ્રત રાખી પોતાનો અનુભવ ચખાડી રહ્યા હતા કે અમે પણ છીએ!

આપના સર્વેના પ્રેમનો ખૂબ સ્વાદ ચાખ્યો અને આપ સર્વેની યાદ આવી રહી છે.

આપ સર્વેને શું લખવું? આપ સર્વે "પ્રભુ" છો. સાક્ષાત્ પરબ્રહ્મ છો, તેમ જ આખા બ્રહ્માંડનું પણ તેજ સ્વરૂપ છો. કોઇ કોઇથી જુદું છે જ નહિ, પણ જગતમાં ભિન્નતા ભાસે છે. એ ભિન્નતામાં આપણે એકત્વ અનુભવ્યા કરવાનું છે. આપણું શરીર એક જ છે પણ ઇન્દ્રિયોરૂપે ભિન્નતા ભાસે છે, તેમજ દરેકના કાર્ય પણ જુદાં જુદાં છે. એ ભિન્નતાને એકમેક કરવાના નથી પણ તેમાં એકતા અનુભવવાની છે. એ ભિન્નતામાં પંચમહાભૂત સિવાય બીજું શું છે? એ એકતા અનુભવવાની છે. એજ જીવન-સાફલ્ય છે. આપ બધાએ છેલ્લા મહિનામાં ખૂબ દોડ કરી છે-રખે

એ વાત ભૂલી જવાય. ઊઠીએ ત્યારથી કોણ જાગ્યું? કોણે જગાડયું? હું કોણ? એમ ત્રણ પ્રશ્નથી જાગ્રત અવસ્થામાં શરૂઆત કરીએ અને એ પ્રશ્નો ક્રિયા પલટાઇ જાય તેમ તેમ પૂછતા જઇએ. કાંઇ કરવાનું નથી; છોડવાનું છે. જંગલમાં જવાનું નથી, પણ જ્યાં બેઠાં હોઇએ ત્યાં આમ અનુભવતા રહીએ કે મન જાગ્યું, તેણે શરીરને જગાડયું, અને "હું" સાક્ષીરૂપે નહોતો જાણતો ત્યારે પણ હતો, છું અને રહેવાનો. આ આપણા દરરોજના અનુભવનો ઇનકાર થઇ શકે તેમ નથી. આ આટલા સરળ સત્યને અઘરો બનાવીએ નહિ. અત્યાર સુધી આપણે પોતે આપણી નજરબંધીના ખેલથી બંધાઇ ગયા હતા. એ નજરબંધીનું આવરણ (ઘણા વખતથી બંધાઇ ગયું હતું તેને) તોડયા કરવાનું છે, કાંઇ નવું લાવવાનું નથી. જે છે તેને તેના ખરા સ્વરૂપમાં ઓળખવાનું છે. ઓળખ્યા પછી તેમાં મસ્ત થવાનું છે. એકનું એક કામ ઘણા વખત કર્યા કરીએ એટલે તેમાં આપોઆપ નિપુણતા આવી જાય છે. આ એક કળા અને વિજ્ઞાન (શાસ્ત્ર science) છે. જેમ જેમ ઊંડા ઊતરતા જઇશું તેમ તેમ રસ વધ્યા જ કરે છે. જેમ જેમ ૨-૪ જણ એકજ વિચારના થઇને વિચાર કરી મસ્ત થઇશું તેટલા પ્રમાણમાં જગતને પણ અદૃશ્યરૂપે મદદરૂપ થઇ પડવાના. આ માનસિક નિયમનું ઉલ્લંઘન થઇ શકે તેમ નથી.

અહીં આવ્યા પછી સરસામાન ગોઠવવાનું કામ, ૫૨ (બાવન) પાનાની પોથી વાંચવાનું કામ, મારા ભત્રિજાના છોકરાની માંદગી, ફરવા હરવાના કામમાં ગૂંથાઇ રહેવું પડે, એટલે શાંત ચિત્તે પત્ર લખવાનું કામ થઇ શક્યું નહિ તે બદલ દરગુજર કરશો. જો કે ખરી રીતે તો પ્રમાદ, આળસ, એજ કારણ કહી શકાય. એથી માફી માંગવી જ રહી.

આપ બધાને ભિન્ન ભિન્ન કાગળ લખતો નથી, પણ તકલીફ–પોસ્ટેજ વગેરે બચાવી લઉં છું. મને જરા મારવાડ જવાની

ટેવ, મારી આધ્યાત્મિકતામાં સહાય થનાર પણ મારવાડી એટલે ત્યાંની થોડીઘણી અસર તો આવેને!

આપ સર્વેને જ્યારે આ તરફ પધારવું હોય ત્યારે હંમેશનું ઈજન સમજશો. આ પત્ર બધાને વંચાવશો. બધા સાથે સત્સંગમાં અઠવાડિયામાં એકાદ વખત મળો તો ઠીક.

લિ૦ પ્રેમી ચંદુ

૨

ૐ

રાંદેર-તા૦ ૨૨-૪-૪૦

આત્મસ્વરૂપ ભાઇ અંબાલાલ, ભાઇ કૃષ્ણભાઇ શુકલજી, તથા સાથ સર્વે,

મેં તો મારૂં કહેવાનું વખતોવખત કહ્યું છે કે, આપ બધા સાક્ષાત્ પરબ્રહ્મ જ છો, અને તે પણ જ્ઞાની પુરુષોએ સરળતાથી સમજાય એટલા માટે યોજેલો શબ્દ છે. બાકી આપ બધાનું સ્વરૂપ મન, વાણીથી અગોચર છે. તેને સાક્ષાત સરસ્વતી લખવા બેસે તો પૂરૂં વર્ણન કરી શકે નહિ. વેદ પણ મજબુરવાન થઇને કથન કરે છે. જ્ઞાનીઓ, યોગીઓ, સાધુઓ, ભકતો પણ આપનો જ મહિમા ગાય છે, છતાં તેને પામી શકતા નથી. એ આપ બધા સમજ્યા છો, તો જે જે ક્રિયા કરો તે વખતે પૂછતા રહો કે, "ક્રિયા કરાવનાર કોણ છે? અને હું કોણ છું,?" તો દરેક ક્રિયા વખતે સાક્ષાત થયા કરશે. સાક્ષાત છે જ. એટલું સમજાશે કે ક્રિયા કરાવનાર મન અને પ્રાણ છે અને ઇંદ્રિયો દ્વારા દેહથી કર્મ થાય છે, અને આપ તો સાક્ષાત 'સાક્ષી' થઇ આ ક્રિયા જોયા કરો છો-અનુભવ્યા કરો છો, એટલે આપનામાં રાગદ્વેષ, સુખદુઃખ, ભૂખતરસનો સ્પર્શ નથી: પણ ઘણા કાળથી ખોટો અભ્યાસ થઇ ગયો છે અને તે જ અધ્યાસ છે. તેથી બધી ગરબડ થઇ ગઇ છે. તેથી જ્યાં ત્યાં દોડાદોડ, ફલાણા પાસે જાઉં તો

ત્યાં શાંતિ મળે, આ વાંચું, આ જોઉં, આ ખાઉં, તે ખાઉં, આમ પેદા કરું, તેમ પેદા કરું, આમ દાન કરું, તેમ દાન કરું, આમ ઉપદેશ કરું, તેમ ઉપદેશ કરું, વિ. વિ. બધા મનના ધખારા છે. બાકી કંઇ મેળવવાનું છે જ નહિ. આપ પોતે જ શાંત સ્વરૂપ છો. શાંતિ શોધવા જઇશું તો શાંતિ ગુમાવવાના! આપનામાં શાન્તિ કમી છે? સાધુ થઇ કપડાં બદલશું તેથી કાંઇ વધી જવાનું નથી. "સાક્ષી" ભાવ પણ અંતઃકરણ છે ત્યાં સુધી. બાકી અંતઃકરણાદિ ન હોય ત્યારે પણ આપ તો છો જ. શું લખું, શું બોલું, કાંઇ અક્કલ કામ કરતી નથી. આ જ્ઞાની, આ અજ્ઞાની, ભકત, અભકત, યોગી, અયોગી બધાનું જ સ્વરૂપ છે. કોણ મોટું ને કોણ નાનું? મને તો આવું સમજાઇ ગયું છે એટલે બીજું કાંઇ ગમતું નથી. હું પ્રગતિ, અપ્રગતિથી પર છું, હતો અને રહેવાનો. હવે પહેલી ચોપડી, હાઇસ્કૂલ કે કોલેજમાં જવાની, રહેવાની ઇચ્છા નથી. બહુ ભમ્યો, હવે વધુ જાણવાની કાંઇ ઇચ્છા થતી નથી. જેને માટે દોડાદોડ થતી હતી તે "હું" પોતે જ છું. આનંદ! આનંદ! એ પણ હૃદયના ધર્મો છે.

૩

ૐ

**રાંદેર**, તા૦ ૨૯-૪-૪૦

આત્મસ્વરૂપ! ભાઇ ચંદુ, અંબાલાલ, તથા સાથ સર્વે,

અત્રે સર્વ કુશળ. આપનો પ્રેમાળ પત્ર મળ્યો. વાંચી આનંદ. વળી એ પ્રમાણે પત્રદર્શનલાભ આપતા રહેશો. બધા સાથે મળી અનુભવપ્રકાશ વાંચો છો જાણી આનંદ. એકલું વાંચી જવાનું નહિ પણ સાથે સાથે હૃદયપૂર્વક તે પ્રમાણે અનુભવતા જઇએ તો જ ખરી મજા આવશે. ચોપડી તથા સંતપુરુષો ફક્ત માર્ગ-દર્શક છે. આપણે કહે તે પ્રમાણે જીવનમાં અનુભવવાનું છે. સાચા માર્ગદર્શક અને પ્રેમી તરફ ખૂબ જ પ્રેમ અને આકર્ષણ થાય એ

સ્વાભાવિક છે, પણ તેઓ બધાં જગતના પૂતળાં છે. અને તે બધા પાછળ નિયામક તત્વ છે તે જ બધાનું સાચું સ્વરૂપ છે. એક સંતને પોતાની આસપાસનું વાતાવરણ જોઇએ તેવું ન લાગ્યું, તરત જ વિચાર આવ્યો, એ વાતાવરણનો કર્તા કોણ? હું કોણ? બધું સાફ થઇ ગયું.

વ્યવહારમાં શાંતિ રહે માટે અને સ્વરૂપમાં સ્થિતિ માટે નીચેનાં શ્રીમદ્ શંકરાચાર્યનાં સ્તોત્રોનો દરરોજ એક બે વખત પાઠ કર્યા કરશો એટલે કંઠસ્થ થઇ જશે—આચાર્યકૃત ષટ્પદી, દ્વાદશ પંજરિકા, અપર પંજરિકા, નિર્વાણદશકમ્, નિર્વાણષટકમ્, આત્મપંચક, વિજ્ઞાન નૌકા. "દ્વાદશ પંજરિકા" માંથી એક શ્લોક લઇ લો:—

॥ मा कुरु जनधनयौवनगर्वं हरति निमेषात् कालः सर्वम् ॥

આ વ્યવહારમાં ખૂબ ઉપયોગી સૂત્ર છે. આચાર્યશ્રી કહે છે કે, ત્રણ ચીજોનો ગર્વ ન કરશો. જન (સગાંસંબંધી, નોકરચાકર), ધન (પૈસો, વિદ્યા, સંપત્તિ, વિ૦), અને યૌવન. આ બધાં જ જવા આવવાના સ્વભાવવાળાં છે. પ્લેગની અંદર કોઇ ઘરો સાફ થઇ ગયાં (સગાવહાલાં વિ૦) હાલ પોલાંડમાં પણ એ જ દશા થઇ. મારા શેઠ વસનજી કરોડાધિપતિ હતા. આજે (તેઓ) માણસ અને પૈસા બંનેથી સાફ થઇ ગયા. તેમ જ પોલાંડમાં કંઇ ઘરો સાફ થઇ ગયા તેની સાથે મિલકત ફનાફાતિયા થઇ ગઈ. કાંઇ વિદ્વાનોની વિદ્વત્તા ચાલી ગઇ. અને યૌવન છે તે આવતી કાલે કોઇ રોગ થવાથી અકાળે વૃદ્ધાવસ્થા થઇ જવાની! માણસ વિચારે તો સમજાય કે આ બધા કશામાં ગર્વ કરવા જેવો છે જ નહિ, પણ માણસ આ બધું જાણવા છતાં સમજતો નથી. કોઇક જ એ ગર્વમાંથી બચી જાય છે. અને એ જ મહાન આશ્ચર્ય છે. જુલમગાર પણ આ વાત સમજે તો નમ્ર બની જાય. એ અહંકાર ટાળવા માટે તત્પર રહેવું. એથી જ આપણે ચેતી આપણી દરેક ક્રિયા, વાણી અને વિચાર પર હંમેશાં સાક્ષીની ચોકી બની રહી છે તેની

ઉપર લક્ષ આપીએ. લગાર ગાફેલ રહેવાય જ કેમ? સહન કરવાવાળા માણસની આખરે જીત જ છે. માર્ગ જેટલો સહેલો લાગે છે તેટલો જ વર્તનમાં વિકટ છે. ફરીથી લખું છું કે આપણી દરેક ક્રિયા ઉપર સતત ચોકી રાખીએ. આ આધ્યાત્મિક વિષયને બહુ ગંભીરપણે વિચારવાનો છે. કેટલાક જણા એ વિષયને ઠેકડીમાં ઉડાવે છે તેમ ઉડાવવા જેવો નથી. ગર્વવાળાને એમાં સ્થાન નથી, કારણ શાંતિ નહિ. કેટલાક જણ મદ ને મદમાં ન્યાય પણ તોળી શકતાં નથી. આ બધા એક જ ગર્વ કે અહંકારના ફળ છે. હું કાંઇ ભાષ્યકાર નથી, પણ હું તો વિચાર કેમ થાય અને કેમ જીવનમાં ઉતારાય, એની વાત લખું છું. આ બધી આંતર સમજ છે.

આપણે "હું" સુખ દુ:ખથી પર છઈએ, હતા અને રહેવાના. લખવામાં કલમ તો ચાલ્યા કરે, પણ એને હદ જોઇએ. થોડું લખ્યું ઘણું કરી વાંચજો.

લિ૦ પ્રેમી ચંદુ

૪

ૐ

રાંદેર, તા૦ ૮-૫-૪૦

આત્મસ્વરૂપ! ભાઇ અંબાલાલભાઇ, તથા સર્વે સ્નેહીમંડળ,

"અવધૂતગીતા" વ્યંકટેશ પ્રેસની આવે છે. એમાં કોઇ લેખક કે ભાષાંતર કર્ત્તાનું નામ આવતું નથી એટલું ખબર છે. અવધૂતગીતાનું સંસ્કૃત બહુ સરળ અને સહેલું છે. સ્તોત્રો મોઢે થાય ત્યાંસુધી દરરોજ વાંચ્યા કરશો. બધા સાથે મળી સાંજે અગર સવારે દરરોજ બોલ્યા કરશો તો પોતાની મેળે આવડી જશે. આ બધું મનને મનાવવા માટે છે. એને ખુશ રાખવાનું છે. મોટામાં મોટી આરાધના એ મનદેવની છે. શ્રીવસિષ્ઠ મહારાજ તો કહે છે કે, "બીજા દેવોની ઉપાસના છોડી મનની ઉપાસના કેમ કરતા નથી!" આપણું સ્વરૂપ તો પહેલું સમજી અનુભવી

લેવાનું છે. સ્વરૂપને પ્રાપ્ત કરવાનું નથી. એ તો નિત્ય પ્રાપ્ત છે. નહોતા જાણતા ત્યારે પણ હતું, હાલ જાણીએ છીએ ત્યારે પણ છે, અને કદાચ ભૂલી જઈએ ત્યારે પણ રહેવાનું છે. એક ફેરા દ્રઢતા થઇ ગઇ તો પછી રસ્તો બહુ સરળ થઇ જાય છે.

જે સંસાર વિચારથી ઉત્પન્ન થયો તે વિચારથી જ નાશ પામશે. સંસાર નાશ પામશે ત્યારે અમને આત્મલાભ થશે એ કેટલાકની માન્યતા છે, તે ભૂલભરેલી છે; અગર અમને સંસાર નહિ દેખાય ત્યારે જ આત્મસાક્ષાત્કાર થશે એ માન્યતા પણ ભૂલભરેલી છે. આત્મા (પોતે) તો છે જ, હતો અને રહેવાનો. જ્ઞાની અજ્ઞાની ઉભયને પદાર્થ તો તેવો ને તેવો રહેવાનો અને દેખાવાનો; ફક્ત બંનેની સમજણમાં ભેદ છે. હું તો આપને અને મારા પિતાને સરખો દેખાવાનો, પણ બંનેની મારા પ્રત્યેની લાગણીમાં ભેદ રહેવાનો-આપનો મિત્ર-અને પિતાનો પુત્ર.

દ્રઢતાપૂર્વક વળગી રહેશો. આપ બધા જે સમજ્યા છો તે શાસ્ત્ર સાથે સંમત છે. કોઇની માન્યતાની આડે આવવું નહિ, નહિતો ધોબીનો કૂતરો ઘરનો કે ઘાટનો રહેશે નહિ.

આપ સર્વેના આનંદની વાતો લખ્યા કરશો તો આનંદની વાત છે.

લિ૦ પ્રેમી ચંદુ

૫

ॐ

રાંદેર, તા૦ ૧-૧૦-૪૦

આત્મસ્વરૂપ ! ભાઇ અંબાલાલ,

અત્રે સર્વે કુશળ. આપના તરફના કુશળ સમાચાર લખતા રહેશો ...... અહીં આવ્યા પછી ખાસ ફરિયાદ ઊભી થઇ નથી. તબિયત સાધારણ ઠીક ચાલ્યા કરે છે. નવરાત્રી કરવાનો મારો વિચાર છે, એટલે નવ દિવસ ખોરાક અનુકૂળ થયા કરશે.

આપ બધા આનંદ સ્વરૂપ છો. આપ જ છો. આપ બધા ભાવોથી પર છો. આપની અંદર આખું બ્રહ્માંડ અને બ્રહ્માંડો રહ્યાં છે. કોઇક વીરલા આપને યથાર્થ સ્વરૂપમાં પિછાને છે. ઘણાખરા પોતપોતાના મતમતાંતરમાં ફસ્યા છે, બધાનું એ જ સ્વરૂપ છે. કોણ કહી શકે કે આપ અમુક છો કે અમુક છો. જે જે બોલો તે સંસારનું સ્વરૂપ છે, આપનું નહિ જ. માનવાનું હોય તે માને, ન માનવાનું હોય તે ન માને, છતાં એમ જ છે. અનુભવવા જેવું છે, તેમાં જ મસ્ત થવાનું છે. આંતર સમજાયું તો પછી મજા છે. સુખદુ:ખ, રાગદ્વેષ (મારૂં-તારૂં) બધું જતું રહેશે. સગાંવહાલાં, શત્રુ-મિત્ર, માલમિલકત બધું ચાલ્યું જશે, સાફ થઇ જશે. આપ બધાંને શું લખું? સ્વતંત્રતામાં વિચરો, વિચરી રહ્યા છો, અરે, તે પણ નહિ! કેમ કહું? શું કહું? છતાં એટલું તો, જ્યાંસુધી શરીર છે ત્યાંસુધી, કહી શકો કે બધું જ મારામાં છે. ભજન, કીર્તન, યોગ, જ્ઞાન, વિ૰ બધું ફિક્કું લાગે છે. છતાં તે રૂપે "હું"જ રહ્યો છે. બધાં મને જ શોધી રહ્યા છે. યોગીનો યોગ, ભક્તોનો પ્રેમ, જ્ઞાનીઓનું જ્ઞાન, એ સર્વે આપ જ છો-એ સત્ય છે. કેમ બધા માનશો, કે બહુ ઊંચી વાત, બહુ ઊંચી વાત કહીને પોતાને નિર્બળ જ અનુભવ્યા કરશો? યાદ રાખજો કે આ શરીર, મનની દૃષ્ટિની વાત જ નથી. કદાચ ખોટું લાગે તો ક્ષમા કરશો. બહુ રમ્યા, બહુ ખેલ્યા, પણ મજા ન આવી. હવે તો આ નવો ખેલ ખેલીએ. આ અખતરો કરી જોવા જેવો છે. બધા મારી અંદર ખેલે છે. સૂર્ય, ચંદ્ર, બધા તારાગણો અને નક્ષત્રો મને આનંદ આપવા પ્રકાશી રહ્યા છે. "હું" બધાને જાણું છું, પણ મને કોઇ જાણતું નથી. જાણું છું એ પણ એક દૃષ્ટિ છે. બાકી નથી જાણવા જેવું, કે નથી ન જાણવા જેવું. રાજામહારાજાઓ, યોદ્ધાઓ, કે કવિઓ એ બધા મારા નામરૂપવાળા મારા રમકડાં છે. આ ભાવ

લાવી જરા મજા તો લઇ જુઓ! પછી તો પૈસા આવ્યા કે ગયા, શરીર કે શરીરો આવ્યાં કે ગયાં, બ્રહ્માંડોની લક્ષ્મી આવી કે ગઇ તેની કોને પરવા છે? યુરોપમાં યાદવાસ્થળી ચાલી રહી છે. કેવો પૈસાનો ને માણસોનો ધુમાડો થઇ રહ્યો છે? બધું સારૂ થવા બેઠું છે! ન પૂછશો કે આમ કેમ? એ તો એમજ. પ્રત્યક્ષ પ્રમાણમાં અનુમાન કરવાની શી જરૂર? વર્તમાન અનુભવો; ભૂત અને ભવિષ્યનો શો વિચાર? જે થશે તે જોશું! નથી હસવાપણું, નથી રડવાપણું, એક ઉદાસીન (મોઢું ચઢાવેલો નહિ–અંદર મસ્ત જેવો–સમાન સ્થિતિવાળો) જેવો લાગે છે! નથી જ્ઞાની લાગતો; નથી અજ્ઞાની લાગતો; નથી ભક્ત કે અભક્ત; નથી યોગી કે અયોગી; નથી રાગવાળો કે નથી દ્વેષવાળો; નથી સુખી કે નથી દુઃખી. કલમ ચાલી જાય છે, અટકાવવા કે રોકવાની મરજી થતી નથી. પણ આખરે તો કલમ, હાથ, વાણી, મન બધાંજ હારી જાય છે, માટે થોડું લખ્યું ઘણું વાંચજો અને બધાને......વિ. વિ. વિ. બધાને વંચાવશો. એજ. સર્વેને સર્વેના સપ્રેમ યથાયોગ્ય. આપ બધા સૌ સૌના અનુભવ અને આનંદ, પત્રમાં થોડા ઘણા વ્યકત કરજો કે જેથી હું પણ તેમાં ભાગીદાર થાઉં. પૂછવાનું કાંઇ નથી. "હું" છું એમાં શંકા શી?

લિ૦ પ્રેમી ચંદુ

વાણી, ભાવ વગેરે ઉપર શંકા લાવશો નહિ. કયાં પરવા છે કે શું લખાય છે? શો ભાવ છે? ગાંડપણ પણ નથી, ડહાપણ પણ નથી, જે ભાવથી જોશે તે ભાવથી સમજશે. પ્રો......ને વંચાવશો, તેમના ધર્મપત્ની........ને, તેમજ કેટલાંના નામ યાદ કરૂં? બધા–બધા–બધા—

૧

ૐ

રાંદેર, તા૦ ૬-૪-૪૦

આત્મસ્વરૂપ ! ભાઇ મનહરભાઇ, તથા સાથ સર્વે.

× × × × જે જે વાતો થઇ હોય તેને યાદ કરી જીવનમાં ઉતારતા રહેશો. સાચું જીવન જીવવું જોઇએ. હૃદયમાંથી રાગદ્વેષ નીકળવા જોઇએ. કોઇને પણ જોઇને હૃદયમાંથી આશીર્વાદ નીકળવો જોઇએ, નહિ કે શ્રાપ. આપણા સગાં સંબંધી, દેશના બાંધવો, તેમજ યાવદ્ પશુપક્ષી, મનુષ્ય વિ. કેમ સુખમાં વિચરે એ વિચાર હૃદયમાં રમી રહેવા જોઇએ. આપણું હૃદય પ્રભુ જેટલું વિશાળ થવું જોઇએ, જેથી પ્રભુ અને આપણી એકતા અનુભવાય. ધર્મ એ હૃદયનો વિષય છે. બુદ્ધિ જો કુતર્ક તરફ વળી તો બધું ઊંધુંચત્તું થઇ જાય. હૃદય સત્યાસત્યનો નિર્ણય કરવા, કોઇને પણ સુખી જોવા, વિષયો તરફ અણગમો થવા, ન્યાય તોળવા તથા શાંતિ આનંદ વિ. અનુભવવા તરફ વળેલું રહે છે. મન અને બુદ્ધિ વિષયો તરફ વળે પણ હૃદય તેમ થતું અટકાવ્યા કરે છે. ફુરસદનો વખત કાઢી જપ, ભકિત, યોગ, જ્ઞાન તરફ મનને વાળ્યા કરવું. × × ×

લિ૦ ચંદુના સ્નેહ વંદન

૨

ૐ

રાંદેર તા૦ ૨૩-૪-૪૦.

આત્મસ્વરૂપ ! ભાઇ મનહરભાઇ, તથા સાથ સર્વે

× × × જે સમજવામાં આવ્યું છે તેમાં મસ્ત થવામાં ખરી મજા છે. આપણા અહંકારનો છેદ ઉરાડવાનો છે. તે કાં તો "પરમાત્મા"માં એટલા બધા ઓતપ્રોત થઇ જઇએ કે આપણા "અહમ્"ની ગંધ શોધી મળે નહિ, અગર આપણી અંદર બધાને એટલા બધા મેળવી લઇએ કે જગત જ દેખાય નહિ; અને કદાચ દેખાય તો પોતા સ્વરૂપ દેખાય. આ બધી રીત એ યોગ જ છે, અને આપણે ગૃહસ્થીઓ માટે તો સાચી અને સરળ છે. એમાં ચોપડી વિ.ની કંઇ જરૂર નથી. ફક્ત શ્રદ્ધાની જરૂર છે. બહુ વાંચનથી કેટલીક વખત હૃદયમાં નવી નવી શંકાઓ થયા કરે, અને જો સમાધાન ન મળે તો ગૂંચવાડો ઉત્પન્ન કરે. માટે જેટલી પણ બને તેટલી Practice ( પ્રેક્ટિસ ) કરવાની છે. બાહ્ય જીવન તો તદ્દન સરળ આડંબર વિનાનું હોય. હૃદય બહુ પવિત્ર બનવું જોઇએ. આ રસ્તે ચાલનારે જગતના અભિપ્રાય તરફ લક્ષ આપવું નહિ. અલબત્, અનીતિનો રસ્તો ત્યાજ્ય છે. વિશેષ શું લખું ?

× × × કહેવાનું કે આપણી જેટલી ક્રિયાઓ થાય તે ભાવપૂર્વક થાય તો વિશેષ સરળતા આવશે અને આમણ થશે નહિ.

ચિ. બહેન...ને કહેવાનું કે પહેલાં ડાહી થજે, ઘરનું કામ પ્રેમથી કરજે, વહેલી ઊઠજે, પ્રભુની માળા ફેરવજે અને બધાનું કહ્યું કરજે.

લિ૦ ચંદુભાઇના સ્નેહ વંદન

૧

ૐ

રાંદેર, તા૦ ૧૫-૪-૪૦.

આત્મસ્વરૂપ! ભાઇ વિષ્ણુપ્રસાદ, તથા સાથ સર્વે,

અત્રે સર્વે કુશળ. આપના તરફના કુશળ સમાચાર લખશો. આપે મોકલેલું સાધુશ્રી શાંતિનાથવાળું પુસ્તક મળ્યું છે, તે બદલ હૃદયનો ઉપકાર. ક્યારે વંચાઇ જાય તે કહેવાય નહિ.

બીજું ગમે તે વાંચો પણ એક અનુભવનો કોઇથી ઇન્કાર થઇ શકે તેમ નથી. જે જે પદાર્થને આપણે જાણીએ કે અનુભવીએ તેનાથી જુદા જાણવાવાળા હતા, છે ને રહેવાના, અને તે શરીર, મન વગેરેના ભાવથી પર છે. સમાધિ, અસમાધિ, બધા મનના ભાવો છે. સમાધિ કરૂં કે તેથી રહિત રહું, પણ મારી સમાધિ કાયમ છે, હતી અને રહેવાની. "હું" અસમાહિત થાઉં છું ક્યારે?

લોકોને જેટલા વાદ-ફિલસૂફી કરવી હોય તે કરવા દો. ઇંદ્રિયોના ધર્મો બદલાવાના નથી. મનના ધર્મો પણ મનરૂપે બદલાવાના નથી. "હું ને મને" જો મનના ધર્મો દુઃખરૂપ થતા હોય તો તેથી પરરૂપ રહેવા કરૂં; પણ "મને" તો કોઇ સ્પર્શતા નથી. આમ જો દઢતા થઇ ગઇ તો માણસ તરીકેના જન્મની સાર્થ-

કતા છે. કોઇ વાદ, ફિલસૂફી બધા જ "મને" સમજાવવા ("explain-me") પ્રયત્ન કરી રહ્યા છે. સત્ય તો સરળમાં સરળ છે, પણ "મારો જ પંથ કે મત સાચો છે, મારો જ પંથ ઊંચામાં ઊંચો છે, મારી સમજણ સાચી છે", આવી ધકમકમાં લોકો પડયા છે, અને તેથી સાધારણ જનતામાં મતભેદ ઉત્પન્ન કરી મૂકયો છે. માટે આપણે તો કોઇ મત કે પંથમાં બંધાયા નથી. જે કોઈ કહે તે સાંભળ્યા કરીએ, પણ તેનાથી આપણામાં અંતરાય પડવા ના દઇએ. વ્યવહારમાં તો જેમ બોલતા હોઇએ તેમ બોલ્યા કરીએ. આપણે મનુષ્ય છઇએ એ વાત સાચી, પણ અમુક ધર્મમાં કે વર્ણમાં કે આશ્રમમાં છઇએ એટલે તેમ બોલીએ તેમાં ખોટું નથી, કે વાંધો નથી. As humanity we are all one, and to serve humanity to the best of our ability must be our goal in this world of ours.

શરીર, વાણી, મનથી આપણે પોતાની જ સેવા કરી રહ્યા છીએ. કોના ઉપર ઉપકાર કરીએ? એટલે આપણા શબ્દકોષમાંથી ઉપકારની ભાવનાને રદબાતલ કરવી રહી; પણ સેવા શબ્દ રાખીએ તો તેમાં અહંકારની નિવૃત્તિ થાય છે. એ અહંકાર જ ભેદ ઉત્પન્ન કરી સુખદુઃખ, રાગદ્વેષ વગેરે દ્વંદ્વને પેદા કરે છે. માટે એનો (અહંકારનો આ રીતે) છેદ ઉડાડતા રહીએ.

જગતના બધા સંતો આપણે મન વંદનીય છે. જો પોતાના સાચા સ્વરૂપ "સાક્ષી" ઉપર પાકી આસ્થા ચોંટી તો પછી બધું સરળ છે. જરૂર પડે ત્યારે ભલે કોઇ ભજન કરે, જપ કરે, તપ કરે, યોગ કરે, ભકિત કરે, કે જ્ઞાનમાં મસ્ત થાય, પણ આપણે તો એ બધા ભાવોથી પર છઇએ.

લિ૦ પ્રેમી ચંદુ

---

૧

ૐ

રાંદેર-તા૦ ૩-૧૧-૪૦

આત્મસ્વરૂપ! ભાઇ શુકલજી, ભાઇ અંબાલાલ, તથા સાથ સર્વે,

આપ સાક્ષાત પરબ્રહ્મ છો, એનાથી નીચે ન અવાય તો સારૂં. પછી તો જેવી આપ સર્વેની ઇચ્છા. "આપહી આપ હૈ." શું લખવું? એમાં જ ખરી મસ્તી છે—આનંદ છે. ખૂબ દૃઢ થાઓ, શરીર, મન, વગેરે આપ છો જ નહિ એ અનુભવ્યું છે, એ સત્ય છે. અંતઃકરણ છે ત્યાં સુધી "સાક્ષી" ભાવ છે. પછી નથી "સાક્ષી' કે નથી 'અસાક્ષી." ત્યાં વાણી અટકી જાય છે. બોલવું વગેરે બધું બંધ. કેમ વાત સાચી છે ને!

લિ૦ પ્રેમી ચંદુ

૨

ૐ

રાંદેર-તા૦ ૨૨-૧૧-૪૦

આત્મસ્વરૂપ! ભાઇ કૃષ્ણશંકર શુકલ,

× × × × આપ બધા સ્વરૂપમાં સ્થિત થતા જતા હશો. આપની અંદર બ્રહ્માંડ અને બ્રહ્માંડો રહ્યાં છે. સૂર્ય, ચંદ્ર, તારા, નક્ષત્ર, સ્ત્રી, પુરુષ, પશુ, પક્ષી, અણુ, પરમાણુ, વિ. જે કાંઇ

દેખાય તે સર્વ આપની અંદર, આપના જ સ્વરૂપો છે. વિશેષ શું? એ જ.

Feel the idea.

લિ૦ પ્રેમી ચંદુ

૩

ॐ

આત્મસ્વરૂપ! ભાઇ શુકલજી,

× × × × થોડી થોડી વારે "હું કોણ?" એ પ્રશ્ન પૂછતા રહેશો. કોઇની સાથે વાદવિવાદમાં પડશો નહિ. આપણે આપણું સુધારતા રહેવાનું છે. આપણામાં દોષો ઘર ન ઘાલે, એ તરફ કાળજી રાખવાની છે. વિશેષ તો શું લખું? કાશીના કૂતરાએ ભાઇબંધો જોડે, અને નવા વાણોતરે રસ્તામાં રસળતા ન ચાલવું.

લિ૦ પ્રેમી ચંદુ

૪

ॐ

રાંદેર, તા૦ ૬-૧-૪૧

આત્મસ્વરૂપ! ભાઇ શુકલજી,

તમે બધા આત્મસ્વરૂપ થવાના પ્રયત્ન કરતા હશો. સાથે વળી કોઇ ને કોઇ સારી ચોપડી-સ્વામી રામતીર્થ, અનુભવ પ્રકાશ, વિ. વાંચી સત્સંગ મેળવતા હશો. લક્ષ્ય ચૂકવું જોઇએ નહિ. એજ ધ્યેય હોવું જોઇએ. અન્ન વગેરે વગર જેમ આપણને ચાલે નહિ તેમજ સ્વરૂપ ચિંતવન વિષે હોવું જોઇએ. ભૂખ લાગે ત્યારે અન્નનું ચિંતવન છૂપેછૂપે અંદર રહ્યા જ કરે છે, તેમ સ્વરૂપ વિષે થયા કરતું જોઇએ, તે એટલે સુધી કે ધરાયાનો ઓડકાર આવ્યા જ કરે. એ સ્વાભાવિક થયા કરવું જોઇએ કે "હું" "આત્મા જ" છું. નવરા

પડયા કે મનનું વલણ સ્વાભાવિક રીતે ચાલ્યું જાય. આથી આધિ-વ્યાધિ તરફ ચિત્તનું વલણ ઓછું થઈ જાય છે. વ્યવહારમાં બેઠા એટલે અનેક જાતની ઉપાધિ આવ્યા જ કરવાની. એક સંતનું વાક્ય છે કે, To ride a camel and escape jolting is almost impossible! સંસાર એવો જ છે. તેમાંથી આપણો રસ્તો સરળતાથી મૂંઝાયા સિવાય કાઢે જવાનો છે. ક્યાંય ચાલી જવાથી કોયડો ઉકેલતો નથી, પણ તેનો ઉકેલ લાવ્યા સિવાય અધૂરો જ રહે છે. થોડા વખત માટે મનને સ્થિર કરવા તેમ કરવું પડે એ એક વાત છે, પણ તે હંમેશનું તો નહિ. ઉચ્ચકોટિમાં જે સત લોકો રમણ કરી રહ્યાં છે તે બધાનું આવું જ કથન છે.

એક "અનાથ" નામના સંત હતા, તે ઘરમાં ગરબડ થવાથી જંગલમાં રહેવા ગયા. એક રાજા તે જંગલમાંથી ચાલ્યા જતા હતા. તે સંતને જોઇ રાજાએ ઘોડા ઉપરથી ઊતરી પ્રણામ કર્યા. સંતે પૂછ્યું કે, શું જોઇએ છે? ત્યારે રાજાએ કહ્યું કે, જોઇતું તો કાંઇ નથી, પણ સંતોને પ્રણામ કરવા એ ગૃહસ્થનો ધર્મ છે. તે અનુ-સાર મેં કર્યું છે. પણ આપને એક પ્રશ્ન પૂછું, "આપે ગૃહસ્થાશ્રમ કેમ છોડયો?" તો કહે કે, 'ત્યાં આવી આવી રીતની કનડગતો હતી.' રાજા કહે છે, 'હજી આપને પૂરો વૈરાગ્ય નહોતો, તેથી વૈરાગ્ય થયા સિવાય છોડયો તો હવે આપ ફરીથી ગૃહસ્થાશ્રમ કરી સાચો વૈરાગ્ય થાય ત્યારે છોડો તો સારૂં. આ તો તમને તિરસ્કાર થયો–કંટાળો આવ્યો એટલે છોડયો! નિત્ય અનિત્યનો વિવેક કરી સાચો વૈરાગ્ય સંપાદન કરી તેમાંથી નિત્ય તરફ વળો અને અનિત્યનો ત્યાગ કરો, તો સંન્યસ્ત ધર્મને દીપાવશો.' મહાત્મા 'અનાથ' રાજાને પગે પડયા અને કહ્યું કે, 'હવેથી એ રીતે વર્તી ચાલીશ.' ત્યારબાદ તે સાચા મહાત્મા થયા. આમાં અનિત્ય તરફ દુર્લક્ષ કરી એટલે તેના ઉપર ચિત્ત ન ચોંટાડવાથી અ...નિત્ય ઉપર–આપણા

સ્વરૂપ તરફ ચિત્તને લગાડવાનું છે. તો પછી દરેક જણ પોતાને સ્થાને મહાત્મા છે. તેને મહાત્મા પાસે દોડવાનું નથી, તેમ બહુ જણ પાસે દોડવાથી પણ ફાયદો નથી. જો સાચી વસ્તુ એક ફેરા સમજાઈ ગઈ–એક ક્ષણ પણ તેનો અનુભવ થયો તો જડેલે માર્ગે ચાલ્યા જવું. બાકીનો રસ્તો આપોઆપ સૂઝયા કરશે. બહુ જણ પાસે દોડયા કરવાથી આપણા પોતાના મનમાં શંકા થયા કરશે; એટલે આડે રસ્તે ચઢી જવાનો ભય ખરો. મેં તો એક જ સાચો સંત જોયો છે, અને તે "આપણે" અગર "પરબ્રહ્મ." હવે કયાં દોડયા કરીશું? ખરી વસ્તુ "આપણે જ" છીએ, જે પહેલી વિવેક દ્રષ્ટિએ શરીર, ઇન્દ્રિય, મન, વિ૦ થી પર, અને પછી અનુભવે જોઇશું તો એ "બધારૂપે" પણ "હું," અને અંતમાં એ ભાવોથી પર "સાક્ષાત" આપણે–જ્યાં મન, વાણી, કોઇની ગમ નથી. આ પત્ર બધાને વંચાવશો. મારી દીકરી તથા છોકરાંઓને પ્રભુ સાક્ષાત લાભ થાઓ.

લિ૦ પ્રેમી ચંદુ

૫

ॐ

રાંદેર, તા૦ ૬–૪–૪૧

આપ બધાં પ્રભુ છો, સાક્ષાત પરબ્રહ્મ છો, એનો વખતોવખત અનુભવ કરો, આનંદ લૂટો અને લુટાવો, એ જ મનુષ્ય-જીવનનું ધ્યેય છે. તમે બધા સમજ્યા છો. બીજી બાબતમાં આળસ પ્રમાદ કરો તો વાંધો નથી, પણ આમાં ચાલે એમ નથી. એક ફેરા આદત પડવી જોઇએ, પછી તો પોતાની મેળે–ગાડાના બળદની માફક સીધાં ઘર તરફ પગ મંડાતા જાય છે. કેમ સમજાય છે કે? માનશો કે? કે રસ્તામાં ડેરા તંબુ કયાં સુધી મંગાવ્યા કરશો? જરા મારી ખાતર આટલું કરશો, અને કદાચ ચંદુ (લખનાર) ગાફેલ બને તો તેને પણ જાગ્રત કરતા રહેશો. એજ.

લિ૦ પ્રેમી ચંદુ

૬

ॐ

રાંદેર, તા૦ ૩૧-૧-૪૨

આત્મસ્વરૂપ! ભાઈ શુકલજી, તથા સાથ સર્વે,

આપના પિતાશ્રી ડાકોરથી અમદાવાદ આવ્યા હતા અને તેમની માંદગીમાં સેવા કરવાનો અવસર મળ્યો એ સારૂં થયું. પિતા, માતાને સાક્ષાત્ દેવ ગણવાના છે. આપણે તો જીવતા માણસોમાં નારાયણના દર્શન કરવાના છે, અને તે પ્રેમભાવે સેવા થાય ત્યારે એ લાભ મળે છે. એ સેવામાં સાટું હોતું નથી. આપણે તો સેવા કરવાનો અધિકાર છે, નહિ કે તેમાં ફળનો.

લિ૦ પ્રેમી ચંદુ

૭

ॐ

રાંદેર, તા૦ ૧૧-૧૨-૪૧

આત્મસ્વરૂપ! ભાઇ શુકલજી, તથા સાથ સર્વે-

દરરોજ કાંઇ ને કાંઇ કરતા રહેજો અને આત્મસ્થ રહેવાય એવી યુક્તિ કર્યા કરશો. આપ બધા સાક્ષાત્ પરબ્રહ્મ છો એટલે આપ બધાને હું શું લખું?

તમારે ઘેર તથા ભાઇ એ...ભાઇને ત્યાં સર્વેને પ્રેમપૂર્વક યાદ આપશો અને જીવનના ધ્યેયને ન ચૂકે તે તરફ લક્ષ રાખી જગતના કાર્યો કરતાં રહે. × × ×

૮

ॐ

રાંદેર તા૦ ૧-૭-૪૩.

આત્મસ્વરૂપ! ભાઈ કૃષ્ણશંકર શુકલ, તથા સાથ સર્વે,

આજે આપનાં ૩૯ વર્ષ પૂરાં થાય છે એટલે આશીર્વાદ માટે પ્રાર્થના કરી! શરીરનાં વર્ષ ગણો તો પણ ગણ્યાં ન ગણાય

એટલાં થઇ ગયાં. સૂક્ષ્મ શરીરને લીધે, વાસનાને લીધે સ્થૂળ શરીર બંધાય છે. એટલે જેટલાં સૂક્ષ્મ શરીરને વર્ષ થયાં એટલાં વર્ષ ગણીએ તો વાંધો ખરો કે? એનો હિસાબ કરી શકાતો હોય તો કેવું સારૂં? એટલે કોને આશીર્વાદ આપવા અને કોણે આપવાં? ચંદુ એટલે સ્થૂલ શરીર કે સૂક્ષ્મ શરીર કે આત્મા? જો બરાબર પદ્ધતિસર જ્ઞાનપૂર્વક વિચાર કરીએ તો જે તમારૂં સ્વરૂપ છે તેજ ચંદુનું પણ સ્વરૂપ છે. તમે તો આત્મા–પરબ્રહ્મ છો, અને તેજ બધાનું સ્વરૂપ છે. તમે ઉત્પન્ન થયાજ નથી. જે બધું દેખાય છે તે આપણા મનની સૃષ્ટિ છે. જે જે બોલીએ, વિચારીએ, તે બધું મનનો ઊભો કરેલો ખેલ છેઃ બાકી તમે છો એમના એમ છો, હતા અને રહેવાના. ખાંડના રમકડાંને એ આશીર્વાદ છે કે, તમે બધા ખાંડ છો, ખાંડસ્વરૂપ છો. સોનાના દાગીનાને એ ઉપદેશ, એ આશીર્વાદ કે, તમે બધા સુવર્ણ છો. પ્રગતિ કે Evolution, મનનું–શરીરનું મનાય–હોય, પણ તમારી પ્રગતિ શી? બીજું, તમે લખોછો કે ધ્યેય સધાયું નથી, એ પણ ઠીક નથી. ધ્યેય તમે પોતે છો. ધ્યેય એ પરમાત્મા પ્રાપ્તિ છે. તે તો તમે ખુદ છો. આપને જ યોગીઓ સાધે છે, ભકતો ઉપાસે છે, જ્ઞાનીઓ શોધે છે.

રાજા પોતે હોય તે લોકોને પૂછે કે, “મારે રાજા થવું છે,” તો લોકો રાજાની વાત સાંભળી હસશે, તેમ તમારૂં ન થાય એની કાળજી રાખશો.

નિકટ, દૂર કાંઇ નથી. જે નથી જાણતા તેને દૂર છે. જે જાણે છે તેને પાસે છે. બાકી એક જ તત્ત્વ હોય ત્યાં શોક, મોહ, દુઃખ, સુખ કયાં? અને તેમ વખતોવખત અનુભવતા રહીએ તો દૃઢતા આવી જાય છે. દૃઢતા મોટે ભાગે સાચા સત્સંગથી આવે છે. અહીં જ સમાગમનો મહિમા સમજાય છે. ઋષિમુનિઓ સાથે મળતા ત્યારે આવો પ્રસંગ કરી “આત્મદૃઢતા” કરી લેતા, એમ

હું માનું છું. તે લોકો મળતા ત્યારે ચર્ચા કરતા, પણ લડતા નહિ. મૂળ ઉપર કોઇની તકરાર થતી જ નહિ.

કેમ દૂર છો કે નજીક? ધ્યેય પ્રાપ્ય છે કે અપ્રાપ્ય છે? કાંઇ જવાબ આપશો? એનું જ કથન કરો, એનું જ ચિંતન કરો, જરા પણ કામકાજથી પરવાર્યા કે થોડા દિવસ એમાં મંડ્યા રહો. દઢતા આપોઆપ આવી જશે. પણ એક દિવસ ચિંતવન વગર પડવો જોઇએ નહિ. એ જ સંતસમાગમ થશે. બધાને એ વાત કહેશો, સમજાવશો. અગ્નિ તો છે-એની ઉપર રાખ ન વળે એટલા માટે ફૂંકવા કરવાની જરૂર રહે છે. જ્યાં ભડભડાટ બળવા લાગ્યું કે ફૂંકવા વગેરેની જરૂર રહેશે નહિ, તે આપોઆપ સમજાશે. × × × આદિ સર્વે ભાઇઓને જાગ્રત કરશો.

૯

ૐ

રાંદેર–તા૦ ૨૭-૭-૪૩

આત્મસ્વરૂપ! ભાઇ કૃષ્ણાભાઇ, તથા સાથ સર્વે,

× × × ગુરુ પૂર્ણિમા એ તો આપણી પૂનમ કહેવાય પરમાત્માને મન બધા દિવસ સરખા. જે દિવસે શુભ ચિંતવન–પ્રભુ ચિંતવન-થાય તે ગુરુ પૂર્ણિમા સમજવી. ભકતરાજ અખો લખે છેઃ–

"પ્રસવતાં જ કરે પયપાન, ત્યારે જે ગુરુ આપે જ્ઞાન,
એ ગુરુ સાથે છે સદા, બીજા ગુરુ છે બુદ્દબુદા."

વાસ્તવિક રીતે આપણું સમસ્વરૂપ ગુરુ છે, મન શિષ્ય છે, એને (એ શિષ્યને) વખતો વખત સમજાવવાનું છે. એક સંતે મને કહેલું, "નથી કોઇ ગુરુ, નથી કોઇ શિષ્ય, મનને શિષ્ય બનાવી દે, અને આપ તો ગુરુ છોજ." મને એ વાત અનુભવની અને બંધ બેસતી લાગે છે. જે મરે નહિ, જન્મે નહિ, જાય નહિ, આવે નહિ તે ગુરુ. જે ગુરુ મરી જાય તે ગુરુ શાનો?

'ગો' એટલે 'ઇંદ્રિયો' અને 'રુ' એટલે પ્રકાશે. ઇંદ્રિયોને પ્રકાશે તે ગુરુ-તે તો આત્મા છે. એટલે આપ બધા ગુરુ—આત્મા છો. ફકત દેહ, અંતઃકરણ, પ્રાણ, ઇંદ્રિયો, વગેરેને હું જાણું-પ્રકાશું, 'મને' કોઇ જાણતું કે પ્રકાશતું નથી. તેથી જ સ્વયંપ્રકાશ છું. એમાં શંકા હોવી જોઇએ નહિ. પહેલાં નિઃશંક બની જવું જોઇએ. જેમ આપણે બ્રાહ્મણ છીએ, એ હૃદયમાં એટલું બધું દૃઢ ઠસી ગયું છે કે, ઊંઘમાં હોઇએ અને કોઇ ઓચિન્તા જગાડી પૂછે કે, 'તમે કોણ છો?' તો દૃઢતાથી કહી દઇએ કે, 'બ્રાહ્મણ છીએ.' મારનો ધાક બતાવી પૂછે તો ધાકના માર્યા કોઇ કહી દે કે, 'બ્રાહ્મણ નથી.' પણ હું બ્રાહ્મણ છું એ વાત હૃદયમાં દૃઢ થઇ ગઇ છે, તેવી જ રીતે આત્મા–પરબ્રહ્મ હું છું એ વાત દૃઢ થઇ જવી જોઇએ. અને એ દૃઢતા ખાતર વારંવાર મનન વગેરેની જરૂર છે. હવે માર્ગ રહ્યો નથી. લક્ષસ્થાને પહોંચેલા છીએ. લક્ષ-સ્થાન પરમાત્મા છે, અને તે આપણે પોતે છીએ જ. એમાં ક્યાં શંકા છે? પરમાત્મા જુદો હોત તો તેને મેળવવા માટે માર્ગની જરૂર હતી. પણ હવે તો સમજાઇ ગયું છે. ઘણી વખત અનુભવ્યું હશે. તેમાં હવે શંકા કેવી? Declare at the top of your voice that, I am Brahman, Atman. I am free, was free & will always remain free. Free you are at this very moment, & that is Realization.

શાસ્ત્રોનું વાંચન વગેરે પહેલું નિઃશંક થવા માટે છે, અને નિઃશંક થયા પછી આપણે જે હોઇએ તેમાં દૃઢ થવું જોઇએ. એમાં કોઇનું બળ ચાલતું નથી. જાતે જ બળરૂપ થવાની જરૂર છે. આમ થવા પછી પહેલી મસ્તીના ફુવારા ફૂટે છે. અને તે વારેઘડીએ બીજાની આગળ બોલી બતાવવાના નથી, પણ આંતર અનુભવવાના છે. એમાંથી ડગવું જોઇએ નહિ. ડગ્યા કે

પ્રાપ્ય ઠેકાણે આવી જવું જોઇએ. મારી ભાષાને વળગવું નહિ પણ ભાવને વળગશો. કાર્ય થઇ જ ગયેલું છે, પણ આપણી દ્રઢતાની ખોટી છે. આમ થાય ત્યારે જ ગીતા કહે છે તે અનાસક્ત યોગ સિદ્ધ થાય છે. તે દરેકને પ્રાપ્ય છે. શાસ્ત્રને સંપૂર્ણપણે જાણતા હોઇએ પણ દ્રઢતા ન થઇ તો બધું અધુરૂં સમજવું. એ તો આંતર અનુભવની વાત છે. સ્વ સંવેદ્ય છે. બીજા એની પરીક્ષા કરી શકતા નથી—જ્યાંસુધી અનુભવની ગાંઠ ન ખોલે ત્યાંસુધી.

× × ×

માથા ઉપર કોઇ જાતનો બોજો નથી. એ તો મને ઊભું કરેલું તૂત છે. મન જ જાત જાતના નવરૂં પડી ઘાટ ઘડયા કરે છે, અને તેને આપણે સાચા માની હેરાન થઇ જઇએ છીએ. હવે તો એ મનને કહી દઇએ કે, તારા નચાવેલા બહુ નાચ્યા, બહુ અફળાયા, ઝીકાયા, પણ ન આવી શાંતિ કે ન આવ્યો છેડો. હવે તો મારો અસલ આત્મમાર્ગ જ સાચો, સહેલો અને નિષ્કંટક છે. તેમાં જ હું રમમાણ રહીશ. ન જાઉં આની પાસે કે ન જાઉં તેની પાસે. કોઇ મારો ઉદ્ધાર કરે એમ નથી. જેમણે મને સાચી સમજણ આપી તેને માર્ગે વહ્યો જઇશ, અને તેના જ ગુણાનુવાદ ગાઇશ.



૧

ૐ

રાંદેર, તા૦ ૨૩-૪-૪૨

આત્મસ્વરૂપ! ભાઈ પાર્વતીશંકર.

× × × તમારી તબિયત કેમ છે તે પત્રમાં તમે લખ્યું નથી. ફક્ત બુદ્ધિની રમત લખી છે. દુનિયાના સમાચાર જાણીને કરવું છે શું? જ્યાં હોઇએ ત્યાંના સમાચાર જાણવા, અને વધુમાં આત્માના સમાચારમાં મસ્ત રહેવું. આટલું થાય તો સારૂં. પછી તો આપ બધા મોટા માણસ છો!

લિ૦ પ્રેમી ચંદુ



## શ્રી વૈકુંઠલાલ શ્રી. ઠાકોર ઉપરના પત્રો*

૧

ૐ

રાંદેર, તા૦ ૨૫-૩-૪૨

આત્મસ્વરૂપ ! ભાઇ વૈકુંઠલાલભાઇ,

અત્રે સર્વે કુશળ. આજે આપનો પ્રેમાળ પત્ર......અને બુક-પોસ્ટ મળ્યા. વાંચી આનંદ થયો. વળી એ પ્રમાણે વખતોવખત લખી ઉપકારી કરતા રહેશો.

આપ મુંબઇ જાઓ ત્યારે આપની, સૌ. બહેન કુસુમગૌરી, ચિ. કુ. માલતી વિ. સર્વેના કુશળ સમાચાર લખ્યા કરશો અને આ તરફની કામસેવા ફરમાવશો.

---

* આ પ્રકાશન અંગેના બધા પત્રો પ્રેસમાં ગયા હતા અને તે છાપવાની શરૂઆત પણ થઇ હતી તે વેળા મારા એક સ્નેહી તરફથી અગત્યની સૂચના થઈ કે, દરેક પત્રની સૂચિ થઈ શકે તો આખું પુસ્તક જોઈ જવું સુલભ થાય અને પુસ્તકની ઉપયોગિતા વધે. આ સૂચિ કેવી હોવી જોઇએ તે બતાવવા તેમણે મારા દરેક પત્રની સૂચિ કરી મોકલી, જેનો અત્યારે મેં ઉપયોગ કર્યો છે.

આ પત્રોની બીજી આવૃત્તિ છપાશે ત્યારે આ અગર બીજા રૂપમાં સૂચિ અપાવવા પ્રયત્ન કરીશ. (વૈકુંઠલાલ)

મારી સામગ્રીની આપશ્રી કદર કરી શકયા* તે બદલ આભાર.

**પ્રવૃત્તિમાં વિશુદ્ધ દૃષ્ટિ**

આપનાર કરતાં લેનારની યોગ્યતા હોય તો આપનારને ઉમળકો આવે છે. હવે તો આપણે પોતાને મિનિટે મિનિટનો હિસાબ આપવાનો છે. પહેલાં હિસાબ વગર સમજે આપતા હતા-હવે સમજીને આપવાનો છે. જાણીએ, ન જાણીએ તો પણ આપણે પ્રેક્ષક, દ્રષ્ટા–સાક્ષી આપણી દરેક ક્રિયાના છઇએ, હતા અને રહેવાના. જેની અશુભમાં પ્રવૃત્તિ નથી, શુભમાં અહંકાર નથી એ જીતી જવાનો; અને એ શુભ અશુભ 'મારા'માં છે જ નહિ, એ દરેકનું સ્વરૂપ છે. આપણી દરેકની ક્રિયા સમજે–વગર સમજે યોગરૂપ જ છે. મન, વાણીથી પરના વ્યાપારમાં શું બોલીએ, શું ગાઇએ? ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

લિ૦ ચંદુભાઇના સપ્રેમ સ્નેહવંદન

૨

ૐ

રાંદેર–તા૦ ૧૧–૧૦–૪૨

**સાક્ષી ભાવે અહં**

સંસાર શબ્દ જ અર્થસૂચક છે. સર્યો જાય (सृ, सर to move) એવો થાય છે. માટે એ કામ તો પહેલા કરી લેવાના! આત્મા, આપણે પોતે ચોવીસે કલાક એકસરખા જ્યાં સુધી શરીર, ઇંદ્રિયો, પ્રાણ, અંતઃકરણ છે ત્યાં સુધી "સાક્ષી" તરીકે બધાની પાછળ છઇએ જ. ફકત એમાં દૃઢતા થયા કરે કે એ જ મારૂં અસલ સ્વરૂપ છે, અને એમાં અહંતા થયા કરે તો બધી બલાઓ

---

* શ્રી. ચંદુભાઇએ તેમનો પ્રસાદ–તેમની સામગ્રી ચાર હાથે મને પીરસ્યા છે તે બદલ આભાર માનતો પત્ર મુંબઇ જતાં અગાઉ મેં લખ્યો તેને આ ઉલ્લેખ છે.

ટળે. શરીર, ઇંદ્રિયો, અંતઃકરણ ચાલ્યાં જાય ત્યારે પણ હું તો હતો, છું અને રહેવાનો, અને ત્યારે સાક્ષીભાવ પણ કેવો? શરૂ શરૂમાં દઢતા થવા માટે, શરીર વિ. માંથી અહં ઉઠાવી "સાક્ષી"માં અહં ગોઠવવાનો છે, અને એ જ તપ, એ જ યોગ, એ જ ભકિત, એ જ જ્ઞાન, અને એ જ કર્મ કરવાનું છે. તપ, યોગ, ભકિત, જ્ઞાન, કાંઇ જુદા જુદા નથી, પણ જ્ઞાનીઓ, સાધુઓ જુદે જુદે રૂપે કથન કરે છે, અને તેથી જેમની સમજણ કાચી હોય છે તેમાં વૈમનસ્ય ઉત્પન્ન થાય છે. બધાનું સમાધાન કરતાં આવડી જાય તો કાંઇ શંકા રહેતી નથી. ભકિત કરે તો પણ સારૂં છે, યોગ કરે તો પણ સારૂં છે, જ્ઞાન કરે તો પણ સારૂં છે. સંસારને ભૂલવામાં શાંતિ છે. જેનાથી જે રીતે ભુલાય તે રીત તેણે અખત્યાર કરવાની; પણ શરત એટલી કે સમજીને ભુલાય તો આનંદની જડ ઝમે છે, નહિ તો પછી વેવલાપણું કે શુષ્કતા આવી જાય છે. ગીતામાં મિથ્યાચાર કહે છે તે એ છે કે, સમજીએ એક અને કરીએ એથી ઊલટું. સમજીને થાય તો મિથ્યાચાર થવાનો સંભવ નથી.

**જ્ઞાન–ભકિતની ક્રિયાત્મકતા**

જ્ઞાન ભકિતભીનું થઇ ક્રિયાત્મક થાય તો ખરેખરો યોગ થાય છે. તેવી રીતે ભકિત જ્ઞાનાત્મક થઇ ક્રિયાત્મક થવી જોઇએ, અને કર્મ ભકિતભીનું થઇ જ્ઞાનાત્મક થવું જોઇએ. આ ગીતાનો નિચોડ છે.

**સ્વાર્થ અને પરમાર્થ માટે વખત કેમ બચે?**

જે વિષય આપણો ન હોય તેમાં અભિપ્રાય આપવો ન જોઇએ. બીજા કહે તે બેઠા બેઠા એ વિષયમાં સાંભળ્યા કરીએ. એટલું પણ જો માણસ કરી શકે તો ઘણો વખત બચાવી શકે. અને તેટલો જ સમય અધ્યાત્મ વિષય તરફ લક્ષ આપે તો સ્વાર્થ અને પરમાર્થ બંને સધાય. પણ આપણે

તો નાનપણથી જગતની બાબતમાં એકાગ્રતા અને પરમાર્થ બાબતમાં આંખ આડા કાન કરવાની ટેવ પડી છે! મને પોતાને કહેતો હોઉં તેમ લખી રહ્યો છું. લોકો મને ઉપાસે છે-કોઇ કર્મથી, યોગથી, ભક્તિથી, જ્ઞાનથી. એમાં મોટો કોણ અને નાનો કોણ? એટલે આપણી તો બધા પ્રત્યે ક્ષમા દૃષ્ટિ અને સમાન દૃષ્ટિ રહેવી જોઇએ.

૩

ૐ

રાંદેર, તા૦ ૧૮-૧૦-૪૨

**જીવનના ધ્યેય પર લક્ષ**

......આપણા બંનેના કાગળ 'ક્રોસ' થયા......મારા ગયા કાગળમાં લખેલી બાબત પર વિચાર કર્યો હશે. કોઇ વખત ભજનથી, કોઇ વખત જપથી, કોઇ વખત ભક્તિથી, જ્ઞાનથી મનને રંગેલું રાખવાનું છે, જેથી એ ગમે તેમ ચક્કરમાં ન નાંખે અને એ રીતે આપણે જાગેલા રહીએ-*Above Life's Turmoil રહી શકીએ. સૌ. કુસુમબહેનની તબિયતના ઇલાજ કરશો, અને સાથે સાથે આપના શરીરની પણ સંભાળ રાખશો. એ બધું કાળજીપૂર્વક કરીએ, પણ જીવન ધ્યેય પર લક્ષ રાખ્યા કરીએ.

૪

ૐ

રાંદેર, તા૦ ૨-૧૧-૪૨

આપણને નાનપણથી દેહને અને અંતઃકરણ વિ૦ ને હું

---

* Above Life's Turmoil નો તરજૂમો "દુનિયાની દુગ્ધાથી દૂર" એ પુસ્તક એમને તે દિવસે મળ્યું હતું, તે [illegible] આ શબ્દો વાપર્યા લાગે છે.

આનવાની ટેવ પડી ગઇ છે, તેનો રંગ બહુ પાકો ચઢી ગયો છે, એને દેહાધ્યાસ કહે છે. એ રંગ કાઢવાની ક્રિયાને તપ કહે છે, અને તે માણસ ચાહે જંગલમાં હોય કે ઘરમાં હોય ત્યાં રહી કરી શકે છે. ગીતાકારે અધ્યાય ૧૭ માં ત્રણ તપ વર્ણવ્યા છે એ વાંચવા જેવા છે. એ દરેક ક્ષણે આચરવા જેવી વસ્તુ છે. મારો ગીતાનો બહુ અભ્યાસ નથી, પણ જે શ્લોકો ઉપયોગી દેખાયા તેનો અભ્યાસ થઇ ગયો. આપનો અભ્યાસ ચાલુ હશે અને આનંદની માયા દિન પ્રતિદિત વધતી જતી હશે.

"હું" નો રંગ કાઢવા માટે તપ ક્રિયા

૫

ૐ

રાંદેર, તા૦ ૧૭-૧૧-૪૨

...... આપે ... વિ૦ પુસ્તકો મંગાવ્યા છે અને તે વાંચવા ધારો છો તે સારૂં છે. મારૂં મંતવ્ય એવું છે કે આપણા ઋષિમુનિઓ પાસે પુસ્તકો નહોતા. પરમહંસ રામકૃષ્ણ જેવા બહુ ભણેલા નહોતા, છતાં આજે તેમના અનુભવો ઉપર વિદ્વાન, પંડિતો, વિચારકો મુગ્ધ થઈ ગયા છે. જેટલું આપ સમજ્યા હો, જાણ્યું હોય તેને આચરણમાં ઉતારી શકાય તો તે હવેના વાંચન, ભણતર કરતાં ઘણું ઉપયોગી થઇ પડશે. હવે તો "રાત થોડી ને વેશ ઘણા બાકી છે" એવું છે. આડે અવળે માર્ગે ચઢી ન જવાય અને જીવનધ્યેય આંખ સમક્ષ રાખી કામ કરે જવાનું છે. *મારી લાંબી નોટબુક જેમાં ગુજરાતીના ઉતારા મોટે ભાગે છે અને કોઇ ઠેકાણે અંગ્રેજીના ઉતારા છે, તેમજ યોગવાસિષ્ઠ અને ભક્તરાજ અખાના ઉતારા છે તે નોટબુકમાં મેં લોકોને લખાવેલી કેટલીક સૂચના છે તે વાંચી જવા ખાસ ભલામણ કરૂં છું.......

વાંચન, ભણતર અને આચરણ

* આ નોટબુકો તેમને અને વાંચવા આપી હતી.

૬

ૐ

રાંદેર, તા૦ ૭-૧૨-૪૨.

**સાક્ષીભાવ દ્વારા "હું"ની નિર્લેપતા**

આપણી દરેક ક્રિયા થાય તે પહેલાં 'આ ક્રિયા કોણે કરી? એ કરાવનાર કોણ? અને એ ક્રિયા વખતે હું શું કરતો હતો?' સહજ સમજાશે કે ક્રિયા કરનાર શરીર અને ઇંદ્રિયો હતાં અને ક્રિયા કરાવનાર મન અને પ્રાણ હતા, અને હું શરીરની ક્રિયાઓ અને ક્રિયા કરાવનાર, મન અને પ્રાણને જોનારો, સાક્ષી ચોવીસે કલાક હાજર હજુર છું. એટલે હું શરીર, મન, પ્રાણ વિ.થી પર એ બધાને જાણું. મને કોઇ જાણે નહિ. એથી શરીર, મન, પ્રાણ હું નહિ. જ્યારે હું શરીર નહિ ત્યારે મારે કોઇ સંબંધી નહિ, રોગ નહિ, જન્મ મરણ નહિ; મન નહિ એટલે સુખ દુઃખ, કામ ક્રોધ, લોભ મોહ, રાગ દ્વેષ, બંધ મોક્ષ મારે કોઇ નહિ; પ્રાણ નહિ એટલે ભૂખ તરસ નહિ. જે કાંઇ થાય તે શરીર, મન, પ્રાણ વિ. ને થાય છે, મારે કોઇની સાથે કાંઇ સંબંધ નહોતો, નથી અને રહેવાનો નથી.

આ વ્યવહાર હિંદુ, મુસલમાન, પારસી, યાહુદી, ક્રિશ્ચિયન, બુદ્ધ વિ. બધાંનો છે, અને એજ બધાનો ધર્મ અને એજ વેદાંત છે. અને એ સાક્ષીપણું અંતઃકરણ છે ત્યાં સુધી છે. પછી સાક્ષી અસાક્ષીપણું નથી. કેમ સત્ય છે ને? આજ આપણી દરરોજની પ્રેક્ટિસ થઇ જવી જોઇએ. આજ સાચો યોગ છે, સાચી ભક્તિ છે, સાચું કર્મ છે, સાચું જ્ઞાન છે.

"અનુભવ પ્રકાશ" તો જરૂર વાંચતા હશો. એક ફેરા આપની મેળે પૂરો કરી જાઓ. એમાંથી જ સત્સંગ મળી રહેશે. કોઇની પાસે જવાની જરૂર રહેશે નહિ, કોઇ શંકા રહેશે નહિ. તમે પોતે જ

શાંત સ્વરૂપ છે તેણે શાંતિ શોધવાની જરૂર નથી. આમાંથી જ બધાં પગથિયાં ચઢતાં આવડી જશે.

**ક્રિયાઓ અધર્મ રૂપ શાથી બને?**

......હમણાં તો એક તરફ લક્ષ રાખી ચાલ્યા જાઓ. બધું સીધું થઇ જશે. તબિયતને ભોગે કાંઇ કરશો નહિ. નહિ તો અધર્મ કરશો. શરીર, મન, પ્રાણને ભોગે જે ક્રિયાઓ થાય તે અધર્મમાં આવે. અને તેથી જ કામ, ક્રોધ વિ૰ શત્રુ ગણાયા છે. બહુ ખાવાપણું, વ્યસન વિ૰ પણ તેમ જ છે. આ ઉપરથી બધું સમજી લેશો.

૭

ૐ

શંદેર, તા૰ ૨-૧-૧૯૪૩

**આત્માનુભવનો પ્રશ્ન-"હું" કોણ?**

... ... બીજું બધું વાંચન છોડી "અનુભવ પ્રકાશ" વાંચવાનો નિરધાર કર્યો છે એ સારૂં કર્યું છે. જ્યારે "અથ ઇતિ" કરી જશો ત્યારે ઘણી શંકાઓ આપોઆપ નિર્મૂળ થઇ જશે, હૃદય નિર્મળ થશે અને સમજણ ચોખ્ખી થઇ જશે......દરેક બદલાતી ક્રિયા વખતે ક્રિયા કરનાર કોણ, કરાવનાર કોણ, અને "હું" કોણ? એટલા પ્રશ્નો દરરોજ મૂકયા કરશો અને અનુભવથી એના જવાબનો નિકાલ લાવ્યા કરશો. આપે એ દિશામાં જવાનો નિરધાર કર્યો છે એટલે સફળતા પણ જરૂર મળવાની છે. ધ્યેય નક્કી થઇ જવો જોઇએ.

**ચાવીરૂપ 'હૃદયની શુદ્ધિ'**

અધ્યાત્મ વિષયમાં હૃદયની શુદ્ધિ, સરળતા અને પ્રસન્નતા પ્રાધાન્ય છે. એક અક્ષર લખતાં ના આવડતું હોય પણ હૃદય કોમળ હોય તો ઘણો પંથ કપાયો છે એમ સમજવું. નિષ્ઠુર

હૃદયવાળાને આમાં સ્થાન નથી. દાખલા તરીકે, કોઇ માણસ પ્રેમ ઉપર મોટું ભાષણ કરે અને પ્રેમ કરી ન જાણતો હોય તો તેની કિંમત શી? તેવી રીતે પ્રેમ કોઇ ઉપર કરી જાણતો હોય અને તે સંબંધે ભાષણ ન આપી જાણતો હોય તો એમાંથી કોણ સારૂં તે વિચારી જોશો.

૮

ૐ

રાંદેર, તા૦ ૬–૨–૪૩

**ચોપડીઓની વાતો અને અનુભવો**

......આપે "અનુભવ પ્રકાશ" લગભગ પોણો ઉપર પૂરો કરી નાંખ્યો છે જાણી આનંદ. કાંઇક માનસિક સ્થિતિમાં ફેર પડયો કે? સત્ય વસ્તુ સમજાતી જાય છે કે? શંકા આપોઆપ નિવૃત્ત થતી હશે. હું તો એમ કહું છું કે હવે ફરીથી વાંચી નાંખશો. કોઇ જોડે વાદવિવાદમાં પડશો નહિ. બહાર જઇએ અને સાંભળ્યા કરીએ. લોકો તો જાતજાતના ગપાટા મારશે. ઘણાખરા અનુભવ વગર ચોપડાઓની વાત કર્યા કરશે. આપણા ઋષિમુનિઓ પાસે ચોપડા ન હોતા.

જે કાંઇ કરવું હોય તે તબિયત જાળવી કરશો. આપની તબિયત આમ નરમ ચાલે છે, તેમાં વધુ પરિશ્રમ કરશો નહિ. શરીર, મન અને પ્રાણને જેનાથી નુકસાન થાય એવું આચરણ કરીએ તે પાપ કહેવાય–માટે તેવું નહિ કરવા વિનંતિ તો કરી શકું. *થોડો વધુ વખત હવે સાથે રહેવાનું થાય તો ઘણી બાબ-

---

* આ અગાઉનાં ડીસેમ્બર માસના મારા એક પત્રના જવાબમાં પણ તેમણે લખ્યું હતું કે, "થોડો ટાઇમ વધુ સાથે રહેવાનું થયું હોત તો દ્રઢતા ઘણી આવી જતે. શ્રદ્ધાને ડગવા દેશો નહિ. શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ તરફથી "યમરાજનો અતિથિ" પ્રકટ થયો છે તેમાં યમનચિકેતા સંવાદ મનનપૂર્વક વાંચી જવા જેવો છે."

તનો ઉકેલ આવી જાય અને અનુભવમાં વિશેષ દૃઢતા થાય. નવરા પડો ત્યારે જપ, ભક્તિ, જ્ઞાન અને યોગથી મનને શાંતિ અપાવવી. આપ તો શાંત સ્વરૂપ છો જ...

૯

ૐ

રાંદેર, તા૦ ૧૦–૨–૪૩

**અંતઃકરણની શુદ્ધિ**

"અનુભવ પ્રકાશ" ... ... દરરોજ થોડું થોડું વાંચતા તો હશો. કોઇ વખત જપ, કોઇ વખત ભજન, કોઇ વખત ધ્યાન અને કોઇ વખત જ્ઞાનમાં ગરકાવ થતા હશો. એ બધું જ અંતઃરણની શુદ્ધિ કરે છે, નિઃશંક બનાવે છે, સ્વરૂપમાં દૃઢતા કરાવે છે. બાકી "આપ તો જેવા ને તેવા નિર્મળ, નિર્વિકાર, અવાઙ્મનસ-ગોચર છો"...

૧૦

ૐ

રાંદેર, તા૦ ૮–૩–૪૩

**દરેક કાર્યમાં પ્રભુનું સ્મરણ**

*દરેક કાગળ કે કાર્યની શરૂઆતમાં પ્રભુનું સ્મરણ કે ગુણાનુવાદ હોય છે તે બહુ અર્થસૂચક છે. એનો અર્થ એટલો થાય છે કે દરેક કાર્યમાં પ્રભુને યાદ કરો અને તેમાં ઓતપ્રોત થાઓ.

---

*આ સૂચના પછી મેં મારા પત્ર વ્યવહારની શરૂઆત ૐ શબ્દથી શરૂ કરી. શ્રી. ચંદુભાઈનો દરેક પત્ર ૐથી શરૂ થતો, દરેક પત્રમાં મને "આત્મ-સ્વરૂપ" લખી સંબોધતા અને મારા કુટુંબની કુશળતાના સમાચાર પૂછતા. તે સાથે શ્રી ગોદાવરી બહેન અને શ્રી અમૃતભાઇ અમને સૌને પ્રેમપૂર્વક યાદ કરે છે વગેરે લખતા. "આત્મ સ્વરૂપ" લખવાની યોગ્યતા મારામાં આવી નહિ હોવાથી હું તો તેમને "પરમ સુજ્ઞ બંધુ" એ રીતે લખતો.

## ૧૧

ૐ

ભરૂચ, ૧૭-૩-૪૩

... ... તબિયત ઠીક ન ચાલતી હોય ત્યારે જો આપણે હદ બહારની તેને તકલીફ આપીએ તો આપણે નૈતિક ગુન્હો કરીએ; જો કે શરીર આપણું છે છતાં નીતિ તેમ કરવા ના પાડે છે.

"નૈતિક ગુન્હો"

ગમે તે સ્થિતિમાં હોય તો પણ માણસ પોતાને ઊઠે ત્યારથી અને દરેક ક્રિયા બદલાય ત્યારે પૂછી શકે કે 'કોણ ઊઠયું?' અને 'કોણે કામ કર્યું?' અને 'હું શું કરતો હતો?' એનો જવાબ તો આપની પાસે મોજૂદ છે, એટલે તે સંબંધે લખતો નથી. આટલું જો વારેવારે થયા કરે તો, અને તે પ્રમાણે જીવન જીવાય તો અલભ્ય લાભ જરૂર થાય, એ અનુભવથી સમજાશે. સૌ. બહેન કુસુમબહેનને સાથે સાથે માર્ગદર્શન આપશો.

'ક્રિયા' કરનાર 'કોણ'?

## ૧૨

ૐ

ભરૂચ, તા૦ ૨૧-૩-૪૩

... ... આપની તબિયત સુધરતી જાય છે જાણી આનંદ થયો. આપણે આત્મા છઈએ, શરીર આદિ છઈએજ નહિ એમાં દૃઢતા લાવવાની છે—એમ કરતા કરતા દૃઢતા આવી જશે. દેહ આદિના વ્યવહારમાં એ દેહ આદિના ધર્મ છે, અને એ પ્રમાણે તેમણે વર્તવાનું છે. મારે એમાં કાંઇ લેવા દેવા નથી એમ અંતરમાં દૃઢતા પાળવાની છે. પહેલી તો બુદ્ધિની દૃઢતા થાય છે. Intellectual

'છઈએ એમના એમ છઈએ'

conviction intensified becomes heart's conviction. એટલા માટે જ શ્રવણ, મનન, નિદિધ્યાસનની જરૂર છે. આપણે તો પહેલાથી જ જુદા હતા, છઇએ અને રહેવાના, એ દરેક માણસનું યથાર્થ સ્વરૂપ છે. વ્યવહાર દષ્ટિથી જોઇએ તો આપણે (પરમાત્મા) પોતે જ એ સ્વરૂપ થઇ રહ્યા છે. એ સ્વરૂપે પોતે છે-ભાસે છે-થયા છે એમ પણ કેમ કહી શકીએ? ગમે તે સ્વરૂપે દેખાય પણ પોતે પોતાપણું છોડતા જ નથી. દુર્લભ કે તીભલો ગમે તે વેશ ધારણ કરે પણ દુર્લભપણું કે તીભલાપણું છૂટતું નથી અને એ જ સંતોષપણું છે. બાકી વ્યવહાર દષ્ટિથી કદી સંતોષ લાગે નહિ અને એથી જ એ મન છે. બહુપણું, જુદાપણું લાગવું, ભાસવું એ બધું મન છે. મનનું બીજું કોઇ સ્વરૂપ જ નથી. મન થકી જ જીવપણું, ઇશ્વરપણું, માયાપણું, બ્રહ્મપણું, સાક્ષીપણું આદિ સંજ્ઞા છે. મનથી પરપણામાં વાણી બંધ થઇ જાય છે. પકડેલો માર્ગ કેમ કરી છોડીએ? બીજા આપણને કેમ ઓળખતા નથી, પણ આપણે બધાને ઓળખીએ છીએ, આપણને કોઇ ઓળખતું નથી. જો ઓળખાય તો દૃશ્ય થઇ ગયા સમજવું, આપણે કદી દશ્ય છઇએ જ નહિ-હમેશાં દ્રષ્ટારૂપે રહ્યા છઇએ, અને તે પણ અંતઃકરણની ઉપાધિથી દ્રષ્ટાપણું કથન કરવું પડે. બાકી તો "છઇએ એમના એમ છઇએ."

"અખો શે રાખે નિરધાર, જે બોલે તે થાય સંસાર;
ત્યાં થાવાને જાવા નથી, સારમાંથી સાર કાઢયું મથી."

અમદાવાદમાં પંડિત લાલન સાહેબના દર્શન થયા એ બહુ સારૂં થયું. બહુ ઉચ્ચ કોટિના મહાત્મા છે. જરા અતિશયોક્તિ નથી. આત્મામાં દઢતા થાય ત્યાર પછી બીજા સંતોને મળીએ તો કાંઇ વાંધો નથી...જેમ જેમ આત્મનિષ્ઠા વધશે તેમ તેમ સંતોષ પણ આવી જશે.

**બીજા સંતોને મળતાં પહેલાં આવશ્યક દઢતા**

**ગામડેગામડે બ્રહ્મચર્યાશ્રમની આવશ્યકતા**

* કેળવણી સંબંધે મારા વિચારો આપે માંગ્યા. હું દૃઢતાપૂર્વક કહું છું કે હું કેળવણીકાર નથી, પણ એટલું તો મને સમજાય છે કે આપણો કેળવણીનો પાયો મજબૂત નથી. બ્રહ્મચર્ય આશ્રમનો લોપ છે. ગામડે ગામડે ઝુંપડામાં બ્રહ્મચર્ય આશ્રમો હોવા જોઇએ. એ આશ્રમમાં ચારિત્ર્ય ઘડાય છે. શારીરિક માનસિક અને ધાર્મિક તથા આધ્યાત્મિક કેળવણી એવા આશ્રમમાં જ અપાવી જોઇએ અને તે પહેલા અપાતી હતી. જેવા પુરુષો માટે તેવા સ્ત્રીઓ માટે પણ આશ્રમ હોવા જોઇએ. તે અલગ અલગ હોય એ ઇચ્છવા જોગ છે. એ આશ્રમોનું પોષણ લોકો જ કરે, એ આશ્રમ ચલાવવાનો બધો ભાર લોકોને શિર હોવો જોઇએ. એ જમાનો દૂર નથી કે જ્યારે આવા આશ્રમો ઝપાટાબંધ સ્થપાતા થશે.

**શહેરના કેળવણીકારો અને ગામડાં**

અત્યારે તો કચરો સાફ થવા બેઠો છે. બ્રહ્મચર્ય આશ્રમ નવા રૂપમાં આવશે–એ પર્ણકુટીમાં મંડાણ થશે. હિંદુસ્તાનને મોટો ખર્ચ પરવડે નહિ. કેળવણીનો વિચાર કરવો ઘટે ત્યારે ગામડાની જનતાને પણ ઉપયોગી કેળવણી તો હોય જ. શહેરનો માણસ ગામડાના ખભા ઉપર ચઢી બેસે એવું તો નહિ! અત્યારે જે દૃષ્ટિએ વિચાર થાય છે તે શહેરીઓ માટે ઉપયોગી હોય તે દૃષ્ટિથી થાય છે. કારણ મોટે ભાગે કેળવણીકારો શહેરના માણસો હોય છે. તેમણે ગામડાંનો અનુભવ તેમની વચ્ચે વસીને નથી લીધો.

---

*માણેકનગર (અમદાવાદ)માં શ્રી રામકૃષ્ણ સેવા સમિતિએ શ્રી રામકૃષ્ણ આશ્રમ સ્થાપ્યાની શુભ શરૂઆત કરી તે વેળા આશ્રમની પ્રવૃત્તિમાં કેળવણીનો પ્રશ્ન હાથ ધરાય તો તમો શી સલાહ ને સૂચના આપો છો તે બાબત આ લખાણ છે.

ભવિષ્યનો હિંદુસ્તાનનો માણસ તે સંસ્કારિતાની મૂર્તિ હોય. આખી જનતા એ સંસ્કારથી વંચિત તો નહિ હોય.

**પહેલાં ધાર્મિકતા જોઇએ**

મેં તો મારા વિચારોની રૂપરેખા આપી અને એ વિચારો ઘોળાયા કરે છે. મારૂં ચાલતું હોય તો બંદુકની સંગીનવડે દરેક માણસ પહેલો ધાર્મિક બનાઉં. પણ અત્યારે તો "Cart before the horse" જેવી સ્થિતિ થઇ રહી છે. એમાંથી જ સેવકો અને સેવિકાઓ પાકશે. કયો માણસ સુખી? જેને જરૂરિયાત ઓછી અગર બિલકુલ નહિ. ...

પોસ્ટ કર્યો. તા૦ ૨૯–૩–૪૩.

## ૧૩

ૐ

રાંદેર, તા૦ ૩૦–૪–૪૩

**'ઘર' અને 'શરીર'**

... ... સંસાર—સર્યો જાય તે સંસાર, એમાં સ્થિરતાની આશા કેમ જ રખાય? ઘર ખાલી કરવાનો વારો આવ્યો! બધે હાલ વિશેષરૂપે એવું જ લાગે છે. બધાને વહેલો મોડો અનુભવ થવાનો છે–થાય છે. જગતના એકે એક પદાર્થ એવા જ છે. એક જાય, બીજો તેની જગ્યા પૂરવાને તૈયાર છે! શરીરનું પણ આના જેવું જ છે! આમ તો પ્રકૃતિ સારી ચાલે છે પણ જે શારીરિક સ્વસ્થતા રહેવી જોઇએ તેવી નથી. રાંદેરના આપણા ઘરના હવા, ઉજાસ, પાણી વિ. સારા છે. એકંદરે તબિયત સારી છે......

"અનુભવ પ્રકાશ"નું બીજું વાંચન થયું કે? પહેલાં કરતાં તો માનસિક સ્થિરતા સારી થઇ હશે. એનું વાંચન છોડશો નહિ. એનું વાંચન જાતે જ તપ, જ્ઞાન, ભક્તિ, યોગરૂપ છે, એ અનુભવે સમજાયું હશે અગર સમજાશે. એમાંથી અને બીજા કામોમાંથી

પુરસદ મળી હોય, મળતી હોય તો સ્વામી રામતીર્થના બધા ભાગોનું વાંચન કરી જાઓ. ખૂબ આનંદ આવશે અને કોઇ કોઇ વખત મસ્ત બનાવશે. અમુક બીજ વવાઇ ગયાં છે તેમાંથી ફૂલી ફાલી ફળ આવશે. એ માટે ધીરજ રાખીએ......

મારી જૂની લાંબી ગુજરાતી નોટબૂકમાંથી "કેટલીક સૂચના,"

**ભટકતા મનને ઠેકાણે લાવનાર 'જપ'**

ભક્તરાજ અખાના અને યોગવાસિષ્ઠના ઉતારા પણ વાંચતા રહેશો. ખૂબ મજાહ અને આનંદ આવશે. મન નહિ માને ત્યારે જપ કર્યા કરજો. મન ભલે ભટકયા કરે, એની મેળે થાકી ઠેકાણે આવશે. આપણી પાસે અનંત કાળ ખડો છે તેમાં અમુક વરસો કે જન્મોનો શો હિસાબ? આપણે જ કાળના કાળ છઇએ, આપણે લઇને એ કાળનું અસ્તિત્વ છે. આખા બ્રહ્માંડ અને અનંત બ્રહ્માંડોનું આદિ કારણ પણ આપ જ છો. આ બધા મનના ખેલો છે, બાકી કહેવું સાંભળવું ચૂપ છે!

ચંદુ તો ભચડયો જાય છે. જે વિચાર આવે તે આપ જોવાને

**ચમત્કાર રૂપજ આ સંસાર**

લખવો. ખરી આધ્યાત્મિકતા સમજનારા ઓછા છે. હમણાં તો ચમત્કાર એ આધ્યાત્મિકતા એમ સમજનારા પડયા છે! પણ ચમત્કાર કરવા ગયો કે નીચે પડયો સમજવો! એને મેળે થાય તો સમજવું કે કુદરતી છે. ચમત્કારિતા વિ. માં માયા છે–આત્મામાં નથી. જ્યાં પોતે સિવાય કાંઇ નથી ત્યાં બીજું શું થાય? જગતમાં ચમત્કાર કેવો? આ સંસાર એ જ મહા ચમત્કાર છે.

૧૪

ૐ

રાંદેર, ૨૧–૫–૪૩

... ... જગતમાં બધે જ હાડમારી લાગ્યા કરે ત્યારે કોઇ શાશ્વત ચીજ હોવી જોઇએ તેના તરફ મનનું વલણ થયાં કરે

**પરિવર્તનશીલ જગતમાં શાશ્વત 'આપ'**

અને તેની શોધ તરફ માણસ વળે છે... ... ... એકલા આપ જ શાશ્વત છો, બધું બદલાયા કરે છે, પણ આપ બદલાતા નથી એવું સંતજનો, શાસ્ત્રો અને અનુભવ કહે છે. વખતો વખત એના તરફ લક્ષ ગયા કરે એટલે એમાં દઢતા થતી જાય છે. સંત-જનો અને શાસ્ત્રો એ વાતનું જ કથન કર્યા કરે છે.

**શરીર છે ત્યાંસુધી કર્મ છે**

"તત્વાચિંતન"ના રિવીઝન પાછળ હમણાં થોડો ટાઇમ જશે એ જાણ્યું, પણ એને બોજારૂપ ગણવાનું નથી. પણ એ "પ્રભુ"નું (આત્માનું) કાર્ય છે એમ અનુભવવાનું છે. પણ સાથે વધારે નહિ તો ૦।-૦॥ કલાક આખા દિવસમાં "અનુભવપ્રકાશ"ને વખત આપશો, એ બહાને સત્સંગ થશે. મને લાગે છે કે પહેલાં કરતાં શંકાઓ ઘણી ઓછી—નહિ જેવી રહી હશે. નિઃશંક થઇ જવું. પછી તો આપણે શું કરીએ છીએ તેનો ખ્યાલ રહ્યા કરે છે. હું શું કરૂં છું એ ધ્યાન બહાર જતું નથી. અલબત્, કામ ચાલતું હોય ત્યારે ધ્યાન રહેતું નથી પણ કામમાંથી પરવારીએ ત્યારે, કાંઇ નકામા વિચાર કરતા હોઇએ ત્યારે યાદ આવી જાય છે. શરીર છે ત્યાં સુધી કર્મ છે, અને શરીર, મન વિ. કર્મ વગર રહી શકતાં નથી.

**તાલબદ્ધ કામ**

પણ સાથે સાથે એ પણ યાદ રાખવાનું છે કે શક્તિ બહાર કાંઇ કરવાનું નથી. એ તો આપણા માનીતા નોકર ઉપર જુલમ કર્યા બરાબર થાય. "પ્રાણ" આપણો નિઃસ્વાર્થ *મૂંગો સુંદર સેવક છે. શરીરે, વાણીએ

---

* 'અનુભવપ્રકાશ'ના વાંચન વખતે પ્રાણની વાત નીકળી. મન તોફાની, પ્રાણ નિઃસ્વાર્થ સેવક. આખા શરીરમાં કોઈ યોગી નિઃસ્વાર્થ—નિષ્કામ સેવક હોય તો તે પ્રાણ છે. મનને અને બીજી ઇંદ્રિયોને કંઈ ને કંઈ

કે મને કાંઇ કર્યું કે એના ઉપર અસર થવાની, એટલે એને તાલ-બદ્ધ કામ કરવા દેવું એ આપણું પ્રથમ કર્તવ્ય છે. માટે ચેતવણી આપું છું કે હદ-શક્તિ બહાર કાંઇ કરશો નહિ. સૌ. કુસુમ બહેનને દેખરેખ રાખવા વિનતિ છે. કેમ એટલું કરશે ને? અને આપ પણ તેમના કામ ઉપર દેખ-ભાળ રાખશો, અને તમારા બંને ઉપર ચિ. માલતી પણ ચોકીનું કામ રાખે!......

૧૫

ૐ

રાંદેર, તા૦ ૩-૭-૪૩

તત્વાચિંતનનું રિવીઝન અને સુધારો થઇ રહ્યો છે એ પણ ઠીક છે. જેટલો શ્રમ લઇ શકાય તેટલો લેવો. આખરે તો શરીર છે. મશીન પણ વધુ ઘર્ષણ થાય છે, ગરમ થાય છે ત્યારે તેલ મૂકવું પડે છે અગર ઠંડું પડવા દેવું પડે છે. શરીરને તેથી કાંઇ વધારે જરૂર પડે છે અને મશીન કરતાં ઘણું કાવલું છે.

**તાજગી માટે મનનો ખોરાક**

અનુભવપ્રકાશ અગર રામતીર્થ દરરોજ વાંચવાનો મહાવરો રાખશોજ, વધુ નહિ તો ૦-૦ાા કલાક, અને જપ વિ. પણ આંખ મીંચી થોડો વખત કરવા. ત્યારે બને તો વિચારને અટકાવવાનો પ્રયત્ન જરૂર કરવો. એમ કરતાં કરતાં હળવે હળવે મનનો વેગ ઘણો નરમ પડતો જશે. મનની શરીર ઉપર પણ

જોઇએ છે. પ્રાણને શું? એ તો એની ગતિયે ચાલતોજ રહેવાનો. પેટમાં વધારે હમેરો કે મિજાસ ખુઓ, એને તો આપણે પીડિએ છીએ. બહુ ખાઓ ત્યારે એને પચનક્રિયામાં જોર પડે, મિજાસ કરો ત્યારે દોડવું પડે, હતાશ થાઓ ત્યારે ગતિ બંધ કરવી પડે. પ્રાણ-મિજાજ કાબુમાં રાખવાનું વેદાન્ત ને શાસ્ત્રો કહે છે તે આ અર્થમાં......જનસ્વભાવ જ એવો છે કે સેવાભાવી વ્યક્તિને પીડા શ્રમ આપવા!

અસર થાય છે. ઉત્તમ વાંચન અને જપ, ભક્તિ, જ્ઞાન વિ. સુંદ-રમાં સુંદર recreation છે. મનને ઘણો આરામ મળે છે, કારણ સંસારના વિચારમાંથી મન હઠયું ખરૂં ને? એની અસર તાત્કાલિક સમજાતી નથી, પણ લાંબે સમયે સમજાય છે.

૧૬

ૐ

રાંદેર, તા૦ ૧૨–૭–૪૩

અનાયાસે થતી ઉપલબ્ધિ

… … જ્યારે અમુક બાબતનું આપણે ચિંતવન કરતા નથી, પણ અનાયાસે અમુક સંજોગો ઊભા થાય ત્યારે એમાં સફળ થવા ન થવામાં પ્રભુનો હાથ હોય છે એમ સમજવું……

"અનુભવપ્રકાશ"નું વાંચન ચાલુ જ છે એ બહુ સારૂં છે, અને *સ્વામી રામતીર્થ હવે વાંચવા ધાર્યું છે તે ઠીક થઇ પડશે; ગમ્મત સાથે જ્ઞાન છે અને કોઇ વખત મસ્તીમાં અજાણે ધકેલી દે છે.

૧૭

ૐ

રાંદેર, તા૦ ૮–૮-૪૩

વાંચન, મનન તથા અનુભવ

આપને અને સૌ. બહેન કુસુમ બહેનને હવે શારીરિક પીડા નથી અને વાંચન વિ. નિયમસર ચાલે છે જાણી આનંદ. આપને મારે લખવાનું તો હોયજ નહિ, છતાં લખું છું કે વાંચન ચાલે ત્યાર પછી અગર તે અગાઉ થોડું મનન વિ. ચાલતું હશે.

---

*બપોર પછીના બે ત્રણ કલાક માટે અમુક સજ્જન મને રોકવા ઇચ્છતા હતા તે બાબત ઉલ્લેખ છે. આ ભવિષ્ય સાચું પડયું. સંજોગોવશાત્ એ સજ્જન મને બોલાવી શકયા નહિ, અને ઑગસ્ટ આખર પહેલાં ખારના (ખારના) રામકૃષ્ણ મિશન આશ્રમ સાથે બંગાલ રાહતના કાર્યમાં હું જોડાયો.

આપણું વાસ્તવિક સ્વરૂપ શરીર, મન વિ. થી જુદું છે એમ અનુભવવાની ટેવ તો જરૂર પાડતા રહેશો. એમ અનુભવ કરતાં આનંદ લૂંટતા રહેવું. એમાં દૃઢતા આવી જાય ત્યાર બાદ જે કાંઇ છે તે બધાંજ મારાં સ્વરૂપ છે એમ અંદરથી લાગ્યા કરશે,' અને છેલ્લે હું જ છું–કાંઇ ઉત્પન્ન થયું નથી પણ મનના બધા ખેલો છે એમ સમજાશે. આપણે તો હતા તેના તે રહેવાના.

જોધપુરવાળા મહાત્માશ્રી દેવીદાનજી મહારાજની શ્રાવણ વદ પાંચમની સંવત્સરી આવે છે તે નિમિત્તે ત્યાંથી આગ્રહભર્યા કાગળો બધાને તેડવા માટે આવે છે. અત્યારની કટોકટીનો મામલો, ટ્રેનની હાડમારી જોતાં મન ડગી જાય છે. ગયે વરસે એજ કારણે ગયો નહોતો, પણ આણુ સાલ જોધપુરમાં મહાત્માશ્રી દેવીદાનજીના પ્રિય માણસ શ્રી બાબુજી ગુરુપ્રસાદજી બિમાર ચાલે છે–નબળા પડી ગયા છે, એટલે તેમને મળવા જવું જોઇએ. તેમણે મને નાનો ભાઇ ગણી મારા ઉપર ખૂબ પ્રેમ ઠાલવ્યો છે. કયારે જવાય એ નક્કી નથી..........મારી અશકિત હવે દૂર થઇ ગઇ છે. હવે નિયમિત રીતે ફરવાનું થાય છે.

૧૮

ૐ

મહાત્મા દેવીદાનજી આશ્રમ
જોધપુર, તા૦ ૩૧-૮-૪૩

**મહાત્મા દેવીદાનજી આશ્રમ**

......*આશ્રમ તો મહાત્મા શ્રી દેવીદાનજી અહીં રહ્યા હતા તેથી તેનું નામ આપ્યું છે. બાકી અહીં તો શ્રી બાબુજી ગુરુપ્રસાદજી જેમનો મારે માટે અપૂર્વ પ્રેમ છે તે, તેમનો છોકરો અને સ્રી તથા બચ્ચાં રહે છે. શ્રી બાબુજીની

* આશ્રમ બાબત સવિસ્તર હકીકત મંગાવી તેનો આ જવાબ છે.

પહેલેથી ઘણા વર્ષો પહેલાં સ્ત્રી ગુજરી ગઇ છે. આ એમનો દત્તક પુત્ર છે. સ્ટેટ આઇસ ફેકટરીમાં શ્રી બાબુજી મેનેજર હતા, અને ત્યાંથી અંતમાં રીટાયર થયા. એઓશ્રીએ મહાત્મા-શ્રીની હયાતીમાં સાથે રહી પોતાનું મકાન બાંધી ત્રીશ વર્ષ સુધી સપ્રેમ સેવા અંત સુધી કરી છે. બીજી એક વિધવા વૃદ્ધ બાઇ જેમણે મહાત્માશ્રીની સેવા ઉઠાવી હતી તે અહીં આશ્રમ ખાતે રહે છે. મહાત્માશ્રી પહેલાં એક ગુફામાં રહેતા હતા ત્યાંથી જોધપુર નરેશ હાલના સ્થાનમાં પ્રેમથી લઇ આવ્યા, અને અહીં રહી દવા વિ.નું કામ ઘણા પ્રેમથી કરતા રહ્યા. આ સ્થાન જોધપુર શહેરથી લગભગ ૩ાા-૪ માઇલ દૂર છે. જે જોઇએ તે શહેરમાંથી લાવવું પડે. પાસે ડુંગરા આવી રહ્યા છે અને મોટો અંદર કમ્પાઉન્ડ છે અને સ્ટેટ તરફથી પાણીનો નળ છે એટલે પાણીનું દુઃખ નથી. આ દિવસોમાં હવાપાણી ઘણા સારા ગણાય. ટાંગા રૂ. ૧) એકમાં મૂકી જાય. જેને એકાંત પ્રિય હોય તેને માટે સારૂં છે. આશ્રમ ખાતે ખાસ ખરચ નથી. ફકત મહાત્માશ્રીની પુણ્યતિથિને દિવસે (શ્રાવણ વદ ૫) ગામમાં સંતોને બોલાવી રાત્રી જાગરણ કરે છે અને બીજે દિવસે તેમને જમાડવામાં આવે છે. લગભગ રૂ. ૨૫૦ થી ૩૦૦ નો ખરચો આવે છે, તે તો બહારથી થોડી મદદ આવે તો તેમ, નહિ તો બાબુજી પ્રેમથી નિભાવી લે છે. આગળ ઉપર જે થાય તે ખરૂં. શ્રી બાબુજી અને ૪-૫ સ્નેહી મિત્રના આગ્રહથી અહીં આવવું દર વરસ રાખવું પડે છે. આટલે સુધી આવું ત્યારે ૧-૧ાા મહિનો રહી જાઉં છું. એ દરમ્યાન સારી સંગત મળી જાય છે.

શ્રી બાબુજીએ આપ બંનેને શુભાશિષ લખવા કહ્યું છે. એમનું વય ૭૨ વર્ષનું છે. મારા ઉપર મોટાભાઇ જેવો પ્રેમ છે. એમનું શરીર સ્વાસ્થ્ય ઠીક નહોતું તેથી જ ખાસ આવવું પડયું છે.

આપનું વાંચન નિયમિત ચાલે છે અને થોડું મનન પણ થાય છે જાણી આનંદ થાય છે, અને ઇચ્છું છું કે વળગ્યા રહેશો. બધું આપોઆપ સમજાઇ જશે. કૂંચી બતાવી છે કે, જે જે પદાર્થને આપ જાણો છો તેનાથી આપ ન્યારા છો ને શરીર, મન, વિ૦ બધાના વ્યવહારને જાણનાર–સાક્ષી છે, અને તે આપણે નહોતા જાણતા ત્યારે પણ તેમ હતું, જાણીએ છીએ ત્યારે પણ તેમ છે અને ભૂલી જઇએ કે યાદ ન આવે તો પણ તેમજ છે એમાં શંકા હોવી જોઇએ નહિ. આ બધાનો અનુભવ છે. હવે એમાં જે દૃઢતાને પામે તે જીતી જાય. વિશેષ શું?

**આત્માનું ન્યારાપણું નિઃશંક બનવું જોઇએ**

× × × ×

૧૯

ૐ

મહાત્મા દેવીદાનજી આશ્રમ
જોધપુર, તા૦ ૨૦–૯–૪૩

......શ્રી રામકૃષ્ણ મિશન આશ્રમ અંગેના (બંગાલ રાહતના) કાર્યની વાત વાંચી આનંદ થયો. આવી તબિયતે પણ સેવા ઉઠાવી રહ્યા છો તે બદલ ધન્યવાદ. એ પણ સાક્ષાત જીવતા નારાયણની સેવા છે ને? આવી વખતે વાંચન થાય કે ન થાય તેની પંચાતમાં રહેવાનું નથી. પણ "હું" નો વિચાર આવી જાય તો ઘણું સારું. જે મારું સ્વરૂપ છે તે આખા બ્રહ્માંડ અગર બ્રહ્માંડોનું સ્વરૂપ છે, એ "આત્મવિચાર" અને એમાં નિશ્ચલતા કરવાની છે.

**સેવાના કાર્યમાં પણ આત્મવિચાર ન ભુલાય**

લિ૦ ચંદુભાઇના સ્નેહવંદન

# શ્રી રામકૃષ્ણ સેવા સમિતિનાં પ્રકાશનો

| | | |
|---|---|---|
| ૧ | શ્રમણ નારદ ... ... ... ... ... | ૩૫૭૫૦ |
| ૨ | શ્રી રામકૃષ્ણ પરમહંસનું સંક્ષિપ્ત જીવન ... ... | ૫૨૫૦ |
| ૩ | શ્રી નાગમહાશયનો જીવનવૃત્તાંત ... ... ... | ૧૨૫૦ |
| ૪ | શ્રી રામચંદ્ર દત્તનો જીવનવૃત્તાંત(કિં. ૦–૮–૦ પો. ૦–૨–૦) | ૧૨૫૦ |
| ૫ | મુક્તાત્મન્ મહાપુરુષ શ્રીનાગમહાશયના જીવનનું રેખાદર્શન | ૧૭૦૦ |
| ૬ | એક સંતનો અનુભવ ... ... ... ... | ૧૨૬૦૦ |
| ૭ | જીવલેણ ગાડું (નશાબંધી પ્રચારાર્થે) ... ... | ૪૭૫૦ |
| ૮ | અણોજો (હિંદુ–મુસ્લીમ એકતા) ... ... ... | ૪૭૬૦ |
| ૯ | સહકાર (ગ્રામોદ્ધાર માટે) ... ... ... | ૨૦૦૦ |
| ૧૦ | તત્ત્વમીમાંસા (સ્વતંત્ર વિચાર) ... ... ... | ૧૦૦૦ |
| ૧૧ | શ્રી રામકૃષ્ણ ઉપદેશ ... ... ... ... | ૭૬૫૦ |
| ૧૨ | શાન્તિદાસ (સ્વદેશી વિષે વાર્તા) ... ... ... | ૬૮૫૦ |
| ૧૩ | નવું રેલ્વે સ્ટેશન ... ... ... ... | ૪૭૫૦ |
| ૧૪ | આત્મસાક્ષાત્કાર થયેલા એક મહાત્મા સાથેનો પરિચય | ૨૮૦૦ |
| ૧૫ | કર્મનો નિયમ ... ... ... ... ... | ૧૧૫૦૦ |
| ૧૬ | शिवमहिम्न स्तोत्रम् ... ... ... | १००० |
| ૧૭ | પરમયોગી સ્વામી રામતીર્થનાં વચનામૃતો ... ... | ૫૦૦૦ |
| ૧૮ | Shraman Narad ( in English ) ... ... | ૧૦૦૦ |
| ૧૯ | તત્ત્વચિંતન (કિ. રૂ ૨–૦–૦ પો. ૦–૪–૦) ... ... | ૨૦૦૦ |
| ૨૦ | શ્રી. ગિરીશચંદ્ર (કિં. રૂ ૦–૬–૦ પો. ૦–૨–૦) ... | ૧૦૦૦ |
| ૨૧ | બાળકોના વિવેકાનંદ (કિં. રૂ. ૦–૨–૦ પો. ૦–૧–૦) | ૪૫૦૦ |
| ૨૨ | એશીઆખંડના મહાન ધર્મો(કિં.૦–૫–૦ પો. ૦–૧–૬) | ૧૦૦૦ |
| ૨૩ | શ્રી મા શારદાદેવી (કિં. ૦–૮–૦ પો. ૦–૨–૦) ... | ૮૨૫૦ |
| ૨૪ | સ્વામી રામતીર્થ ... ... ... ... | ૨૦૦૦ |
| ૨૫ | ભિક્ષુ અખંડાનંદ ( કિં. ૦–૨–૦ પો. ૦–૧–૦ ) ... | ૧૦૦૦ |
| ૨૬ | અછૂત કોણ ... ... ... ... | ૨૦૦૦ |
| ૨૭ | માતૃદર્શન ( કિં. ૦–૧૦–૦ પો. ૦–૨–૦ ) ... | ૧૦૦૦ |
| ૨૮ | દુનિયાની દુગ્ધાથી દૂર કિં. ૦–૪–૦ ... ... | ૧૦૦૦ |
| ૨૯ | સાચી યાત્રા ... ... ... ... ... | ૫૦૦૦ |
| ૩૦ | શ્રી ગૌરાંગ મહાપ્રભુ ... ... ... ... | ૨૦૦૦ |
| ૩૧ | યમરાજનો અતિથિ ... ... ... ... | ૧૨૫૧ |
| ૩૨ | શ્રી રામકૃષ્ણ ( કિશોરો માટે ) ... ... ... | ૧૫૦૦ |
| ૩૩ | દી. બ. અંબાલાલભાઈ (કિં. ૦–૧૨–૦ પો. ૦–૨–૦)... | ૧૦૦૦ |
| ૩૪ | ધરતીને ખોળે ૧૦૦૦ પ્રકીર્ણ ૯૦૦૦ = ... ... | ૧૦૦૦૦ |
| | કુલ્લે, | ૧૫૩૯૫૧ |

ખાનપુર–અમદાવાદ

તા૦ ૧૭–૩–૧૯૪૪

આત્મપ્રિય ભાઇશ્રી વૈકુંઠલાલ,

*

The memory and the life of saintly persons are enshrined in the blessed words flowing from their hearts to the Supreme, who again flows in us–because the thoughts, the words and the deeds are beautifully harmonised in snch blessed persons.

એટલે લાલનના લઘુબંધુ ચંદ્રશંકરે સ્વજીવન આલેખેલું છે તે જ એનું સ્વચરિત્ર છે, અને "આત્મસાક્ષાત્કાર" ગુજરાતીમાં તથા "Self-Realisation" અંગ્રેજીમાં એમણે જે હૃદયમાં ચિત્રિત કર્યું છે એ જ એમના જીવનનું નવનીત છે. લોકોની અને વિશ્વ-જનતાની વિવિધ ભાષાઓમાં એ પ્રાપ્ત થાઓ.

જેટલું જીવન આત્મબંધુ વૈકુંઠલાલ આપ પોતાનું જાણો છો તેટલું લાલનનું જાણી શકો નહિ–તેમ લાલન આપનું. મિત્રો અનુ-માનથી અતિશયોક્તિની ખુશબો ફેલાવે અને શત્રુઓ ઇર્ષ્યાની દુર્ગન્ધ. માટે પોતાનું જીવન અંદરનું અને બહારનું–private and public–પોતે જાણીએ છીએ તેવું પરમાત્મા સિવાય કોઇ યથાર્થ

જાણી શકે નહિ. માટે મહાત્માજીએ આત્મકથા લખી એ જ એમનું ચરિત્ર છે, તેમ બંધુ ચંદુએ જે લખ્યું એ જ એનું ચરિત્ર છે. મનુષ્યને અતિશયોક્તિથી ફેલાયલો અને નિન્દાથી કરમાયલો લાલન જોવા ઇચ્છતો નથી. એટલા માટે લાલન આપના "સ્મારક ગ્રન્થ" માં સાક્ષ આપવાને માટે પૂર્ણ સશક્ત નથી. જો કે એ લઘુ બંધુ, લાલનની સાથે એક જ રૂમમાં લગભગ પાંચ વર્ષ તો યુરોપ અને ઇન્ડિયામાં રહ્યો છે અને ગુણદોષનાં આનંદ લીધા છે—એ ખરૂં, પરંતુ લાલનને કોઇના બાહ્ય જીવન ઉપર દુર્લક્ષ રહે છે. તથાપિ આપની ઉત્કટ અભિલાષા "સ્મારક" તરફ હોવાથી રાંદેરમાં ચિત્રપટ ઉદ્‌ઘાટન વખતે કરેલું વ્યાખ્યાન તેમ જ જે કંઇ કૃષ્ણશંકરે લખેલ તે તેમાં પ્રવેશ કરાવવાને વાંધો નથી.*

*

પ્રભુ પણ સમયે સમયે નવાં સ્વરૂપો જગતના કલ્યાણ અર્થે આપી રહ્યા છે. જગતના શિક્ષકનું (બ્રાહ્મણ) સ્થાન છોડ્યા પછી રક્ષકનું (ક્ષત્રિય) સ્થાન લીધું. રક્ષક પછી પોષક (વૈશ્ય) થયા, અને હવે જરાક ઊંડું જોશો તો ખબર પડશે કે સેવકનું સ્થાન લીધું છે. અર્જુનને પ્રભુએ કહ્યું કે, હું જનતાના હૃદયમાં નિવાસ કરી રહ્યો છું, માટે જનતાની સેવા એ મારી સેવા છે. બ્રહ્માએ બ્રહ્મલોક છોડી, વિષ્ણુએ વૈકુંઠ છોડી, શંકરે કૈલાસ છોડી માનવાવાસમાં નિવાસ કરવા માંડ્યો છે. તમે તેઓશ્રીઓને મૂળ સ્થાન ઉપર ધારી સ્તુતિ કરતા હશો તો પણ ત્યાંથી ફોરવર્ડ થઇ જનતામાં તમારી સ્તુતિ આવશે, પરંતુ હૃદયમાં પ્રવેશ નહિ કરો ત્યાંસુધી તમારી પ્રાર્થનાનું ઉત્તર તમે કેમ સાંભળી શકશો?

*

---

* પંડિતશ્રીએ શ્રી કૃષ્ણશંકર શુકલને લખાવેલી નોંધ આ પત્ર પછી છાપી છે, અને વ્યાખ્યાન વગેરે તે પછી છાપ્યાં છે. (વૈકુંઠલાલ)

આર્યશાસ્ત્ર સાક્ષાત્કારના અનુક્રમે ત્રણ કારણો ઉપસ્થિત કરે છે એટલે કે આગમ, યુક્તિ અને અનુભૂતિ. આગમ એટલે શાસ્ત્ર, યુકિત એટલે પ્રમાણ, અને અનુભૂતિ એટલે સાક્ષાત્કાર. આત્મબંધુ ચંદુભાઇએ આગમ અને યુકિત પોતાના સાક્ષાત્કારમાં આપેલી છે; આત્મા નિરંજન છે અને નિર્લેપ છે એ સમજાવ્યું છે. હવે એ બે સાધનો પર ઊભા રહી નિર્વિકલ્પ થતાં અનુભવ થાય છે. આમ જે સાધકો કરે તે ચંદુ થાય. ચંદુઓ થયેલા જોઇને મારા (પ્રથમ) લઘુબંધુ ચંદુનો આત્મા બહુ રંજન પામે.

એમના આત્મસાક્ષાત્કારના દશ પાનાં એ દશ મુખ્ય ઉપનિષદો છે; (જે એનો પ્રયોગ કરે તેને) બ્રહ્મસૂત્રનો નિચોડ છે; ગીતાનું જ્ઞાન છે. × × ×

લિ૦ સર્વનો કલ્યાણાભિનિવેષી
લાલનના આશિષ સદા હો!

વિ. વિ.

માનવ ઉપયોગી–useful art–થી સાયન્સ રૂપે બ્રહ્મા રચના કરી રહ્યા છે, તેમજ fine art–વિલાસ ઉપયોગી પણ બ્રહ્મા કરી રહ્યા છે–મનુષ્યમાં રહીને. એ જ પ્રકારે વિષ્ણુ મનુષ્યોમાં રહીને તેનો ઉપભોગ કરે છે. વસ્તુ જીર્ણ થાય અથવા અનુપયોગી જણાય એટલે શિવ સંહાર કરી નવી સામગ્રી બ્રહ્માને માટે તૈયાર કરે છે, એટલે સંહાર એ destruction નહિ પણ regeneration છે. આપ જરા ઊંડે જોશો તો માલૂમ પડશે કે, એ ત્રિમૂર્તિ રૂપી ઈશ્વર પોતે સેવા અંગીકાર કરે અને એ ગોવર્ધનને ટચલી આંગળી પર ધારણ કરે–નચાવે ત્યારે આપણે પોતાની નાની લાકડીઓથી એ ઉપકારી ઈશ્વરની સાથે ગોવર્ધન ઉપાડવાનો વિલાસ ન કરીએ?*

*

* આનો અર્થ એ કે આપણે ઈશ્વરના કામમાં સહાયભૂત થવું. (વૈકુંઠલાલ)

## પંડિતશ્રી લાલનજીએ ઉતરાવેલી નોંધ

આકાશ એ મહાન ગણાય છે, અણુ એ સૂક્ષ્મ ગણાય છે. આત્મા એ અણુથી પણ સૂક્ષ્મ છે અને આકાશથી પણ મહદ્ છે. આમ સંકોચ વિકાસ પામતો આત્મા પ્રકાશ રૂપ છે. આકાશમાં આવેલો આ એ તેજની હદ બતાવે છે, પરંતુ પ્રકાશ એ અનહદ છે.

વળી કેટલાએક તત્ત્વજ્ઞો એમ કહે છે કે મન અને વાણી આત્માને પહોંચી શકતાં નથી, એ ખરૂં, પરંતુ મનરૂપી મહાસાગરમાં ઊઠતા વિચાર રૂપ તરંગોને આત્મા જાણી જોઇ રહ્યો છે-એ જ પ્રકારે વાણી અને વાણીમાંથી ઉદ્ભવતા વચન રૂપ તરંગો; એનો પણ આત્મા સાક્ષી છે.

બ્રહ્માંડ એ સાત છે, કારણ કે ઇંડું ફૂટતાં જેમ પક્ષી ઊડે છે તેમ માયારૂપી ઇંડું ફૂટતાં સર્વત્ર ઊડતું બ્રહ્મ દેખાઇ રહે છે.

સાક્ષાત્કાર થએલા મનુષ્યની ઓળખાણ આ પ્રકારે થાય છે. તેઓશ્રીનું મન જાણે બ્રહ્મનું ધ્યાન કરતું હોય. વચન જાણે સ્તુતિ કરતું હોય અને ચરણ જાણે (બ્રહ્મની) પ્રદક્ષિણા કરતું હોય એમ પોતાને જણાય છે. ષડ્રિપુઓ ષડ્મિત્ર બની રહે છે, ક્રોધ ક્ષમાનું રૂપ લે છે, અભિમાન સન્માનનું રૂપ લે છે, કપટ સરળતાનું રૂપ લે છે, લોભ સંતોષનું રૂપ લે છે, મોહ પ્રેમનું રૂપ લે છે, કામ-પૂર્ણકામ અર્થાત્ વાસના રહિત થતો જણાય છે.

જેમ મનુષ્યાદિ શરીરનું જીવન અન્ન છે, તેમ મનુષ્યાદિનું મનુષ્યપણું તો તેના સદાચારમાં છે. એજ પ્રકારે જીવનું જીવન તત્ત્વજ્ઞાન છે એ જ એનો ખોરાક છે. પરંતુ આત્માનું જીવન તો બ્રહ્મનો સાક્ષાત્કાર છે. એજ સાક્ષાત્કાર એક Nut-shell માં-નાના સરખા રત્નકરંડરૂપ ભાઇ ચંદ્રશંકરના 'Realisation of the self' અને 'આત્મસાક્ષાત્કાર'માં એકાગ્ર થઇ રહેલું છે. માટે સાક્ષાત્કારના અભિલાષીએ આનુંજ વાંચન, મનન અને

નિદિધ્યાસન કરવું. સર્વ ઉપનિષદો, ભગવદ્ગીતા, દર્શનો, બાઇબલો, એ સર્વે આ પુસ્તિકામાં સમાયાં છે.

ભૂતકાળ સઘળો વર્તમાનમાં જન્મ્યો છે અને વર્તમાન એ ભવિષ્યના બીજરૂપે છે, માટે જ જ્યાં આત્મા છે ત્યાં કાળ નૃત્ય કરી રહ્યો છે.

"There is no great no small,
To the Soul which maketh all;
Where it cometh all things are
And It cometh everywhere."

સાક્ષાત્કારમાં જ સ્પષ્ટ દેખાય છે કે, અનંત બળ (જે અર્જુનના હસ્તરૂપ છે), અનંત જ્ઞાન (જે બૃહસ્પતિના મસ્તકરૂપ છે), અનંત પ્રેમ (જે બુદ્ધના હૃદયરૂપ છે) અને અનંત ગાન (જે કાલીદાસની વાણીરૂપ છે) એ સર્વનો માલિક આત્મા છે. માટે હે, માનવ બાંધવો ! હું તમને પ્રાર્થના કરીને કહું છું કે, થોડીવાર મૂએલા ભૂતકાળમાં નહિ જુઓ, તેમજ નહિ જુઓ નહિ જન્મેલા ભવિષ્ય કાળમાં; વર્તમાનમાં તમારાજ જ્ઞાનાદિ અનંત સ્વરૂપે રહેલા આત્મામાં જુઓ.

લિ૦ સર્વનો લાલન



## શ્રી ચંદુભાઇનું* તૈલ ચિત્ર ખુલ્લું મૂકવાનો સમારંભ

### પંડિતશ્રી લાલનજીનું વ્યાખ્યાન

જગતમાં કોઇ પણ વ્યક્તિને દુઃખ જોઇતું નથી. સૌને થાય છે કે મને સુખ મળ્યા કરે, મારી પાસે આવેલું સુખ સદાકાળ નભ્યા કરે. પણ પૂર્ણ સુખ કે પૂર્ણ જીવન તો માત્ર આત્મામાં છે. પૂર્ણ પ્રકાશ જેમ સૂર્યમાં જ છે, એમાં જેમ પૂર્વ અને પશ્ચિમ નથી, ઉદય અને અસ્ત નથી, રાત અને દિવસ નથી તેમ આત્મામાં સુખ અને દુઃખ નથી. તેમાં આનંદ, પૂર્ણ આનંદ, પૂર્ણ સુખ કે પૂર્ણ શાંતિ જ છે. વ્યક્તિને વર્ષો જાય છે એમ વ્યવહારની ભાષામાં ભલે કહેવાય, પણ ખરી રીતે જોઇએ તો એ વર્ષો શરીરનાં છે, ઓરડીનાં છે, ઓરડીમાં રહેનારનાં નથી. સૂર્યમાં અંધકાર કે પ્રકાશ નથી. એ ક્યાંયે આવતો નથી કે જતો નથી. તેમ આત્મા નિરંતર એકરસ છે. ઓરડીઓ બદલાતી રહે છે, આત્મા બદલાતો નથી. શરીરનું જીવન તો અમુક હદનું જ છે. એક જણની માતા પાછી થઇ; લાલન તે મરણ પામી એમ નથી કહેતો; પાછી થઇ કહે છે. એ માણસ રડતો હતો. લાલન તેને કહે છે, "મા છે

* સંદેસના હિંદુ કેળવણી મંડળના મકાનમાં સદ્ગત શ્રી ચંદુભાઈની છબી પૂજ્ય પંડિત શ્રી લાલનજીના શુભ હસ્તે તા૦ ૧૩-૨-૧૯૪૪ ના દિવસે ખુલ્લી મુકાઈ તે પ્રસંગે પંડિતજીએ કરેલા ભાષણનો મુખ્ય ભાગ સુરતના "પ્રતાપ" દૈનિકે તેના તા૦ ૭ મી માર્ચના અંકમાં છાપેલો તે અહીં આપ્યો છે.

માટે જ મરી જવાની છે એ નિશ્ચિત છે, માટે રડવા માંડો, ક્યાં સુધી રડશો ? એ વિચાર બરાબર નથી. જન્મ માટે આનંદ કરો, પણ મરણ માટે રડવાનું ન હોય."

*

શંકરાચાર્યનું સૂત્ર હતું, "બ્રહ્મ સત્યમ્ જગન્મિથ્યા." લાલન કહે છે, બ્રહ્મ સત્યમ્ જગત્ સત્યમ્. બંને સત્ય છે. જગત્ મિથ્યા નથી પણ સત્ય છે એમ સમજીને કામ કરો. આત્માને ઓળખો, આત્માની મહાન શક્તિઓને ઓળખો. આત્માને નિરાકાર નિરંજન કે નિર્લેપ ઓળખવો સહેલો છે પણ તેને નિર્વિકલ્પ તરીકે ઓળખવો અઘરો છે. જ્યારે નિર્વિકલ્પ તરીકે ઓળખાશે ત્યારે જ આત્માની તાકાત જણાશે. મન શાંત હોય તો જ નિર્વિકલ્પપણું આવે છે. તે સમજવું હોય તો ચંદ્રશંકરનું આત્મસાક્ષાત્કારનું નવ પાનાનું ચોપાનીયું વાંચો. માત્ર નવ જ પાનામાં એમણે વેદો, ઉપનિષદો, ગીતા કે જગતના સર્વ ધર્મ પુસ્તકોમાં દર્શાવેલા સત્યનો સાક્ષાત્કાર કરવાની રીત આપી દીધી છે. સર્વ શાસ્ત્રોનાં સાર એમાં આવી જાય છે. જગતની સર્વ ભાષાઓમાં એનો અનુવાદ થવો જોઇએ.

*

શંકરાચાર્ય અમુક સત્ય કહે છે, એમ કહે ન ચાલે. તમે શું કહો છો ? તમારો અનુભવ શું કહે છે એ સમજો. જે સત્ય તમને સમજાયું તે તમે પણ સમજી શકશો. બાપાની કેડ ઉપરથી ઊતરો. ભૂતકાળ તરફ ન જુઓ. સામાન્ય રીતે લોકો ભૂતકાળ તરફ જુએ છે, ધર્મપુરુષો ઉપર સમાધિ રચે છે, ઇતિહાસ રચે છે, તેની સમાલોચના કરે છે, એમણે સાક્ષાત્કાર કર્યો હતો એમ માને છે. લાલન કહે છે: તમે સાક્ષાત્કાર કરી શકો એમ છો, તમે સાક્ષાત્કાર કરો. આત્માની કેળવણી તમે લો. પશ્ચિમ જડવાદી છે

આપણે ચૈતન્યવાદી છીએ. બંનેનો આપણે બદલો કરીએ કે બંને પાસે બંને વસ્તુ થાય–આપણું એમને આપીએ, એમનું આપણે લઇએ. કેટલો સુંદર સુમેળ! આપણે આત્મા ન થઇએ ત્યાં સુધી પરમાત્મા ન થઇ શકાય. બીજનો ચંદ્ર એ જ પૂર્ણ ચંદ્ર છે. એની સાથે સાથે જ પૂર્ણ ચંદ્ર છે એવું જોઇ શકાય છે. બીજનો ચંદ્ર છે તો જ પૂર્ણ ચંદ્ર પ્રકાશશે. ચંદ્રશંકર બીજના ચંદ્ર હતા, અષ્ટમીના ચંદ્ર સુધી આવ્યા હતા, અને એ જ પૂર્ણ ચંદ્ર રૂપે પ્રકાશશે. લાલનને એ સ્પષ્ટ લાગે છે.

*

ચોખા વીણવાનું કામ ન કરો; કાંકરા જ વીણો. ચોખા વીણવાનું ભલે કહેવાય પણ વીણાય છે તો કાંકરા જ. તેમ માણસમાંથી કે પોતાનામાંથી દુર્ગુણને પકડી પકડીને વીણી કાઢો, સદ્‌ગુણને રહેવા દો. ગાળ આપે તેને શાપ તો ન જ આપો પણ આશિષ આપો. દુર્ગુણને દૂર કરવાની એક સરળ રીત બતાવું. સદ્‌ગુણો વધારતા રહો. સામાના સદ્‌ગુણો તરફ જ જુઓ, દોષ તરફ નહિ. સદ્‌ગુણોને ઓળખી કાઢતાં શીખો. ધીરે ધીરે તમારામાં સદ્‌ગુણો જ વધવા માંડશે. કાક દૃષ્ટિ દુર્ગુણ જુએ છે.

હંસદૃષ્ટિ સદ્‌ગુણ દુર્ગુણને નોખા પાડી શકે છે અને સદ્‌ગુણને ગ્રહણ કરે છે. પણ ચક્રવાકદૃષ્ટિ તો સદ્‌ગુણ જ જુએ છે અને તેથી સર્વત્ર પ્રકાશ પ્રકાશ અને શુભ કે આનંદ જ આનંદ દેખાય છે. એને સર્વત્ર એક જ ભાવ જણાય છે. એને માટે નિરંતર પ્રકાશ છે. આવો સમભાવ રાખવાથી બળ મળે છે, વિકલ્પોનાં મોજાં શાંત થાય છે. એનો જેને અનુભવ લેવાની ઇચ્છા થાય તેમણે ચંદ્રશંકરની નવ પાનાની ચોપડી જોઇ જવી. એમાં એના વિચારો અમર રહેશે. મરી તો જવાનું જ હતું, શરીર તો ધૂળ છે, માટી છે; એ તો ધૂળમાં મળી જશે પણ એનો મહાન આત્મા સદાકાળ રહેવાનો છે. ગાંધીજી જેવા પ્રભુના વૉઇસરોય

છે, પ્રતિનિધિ છે. એવાને કર્મયોગી નહિ પણ ધર્મયોગી કહી શકાય. એમનો યોગ એ જ ઉચ્ચ યોગ છે.

યુવરાજ અર્જુન થઈને ગીતા વાંચો. વચમાં કોઈને લાવવાની જરૂર નથી. ગીતા તમને પોતાને સમજાશે. પ્રભુના અંશ થઈને ગીતા વાંચો. દેહભાવે દાસ થઈને, સેવક થઈને નિઃસ્વાર્થ સેવા કરો.

*

ચંદ્રશંકરનો આદર્શ નિઃસ્વાર્થ સેવા કરવાનો હતો. બ્રહ્મ તો અરૂપી છે. એને સરૂપી કેમ કરી શકાય? સેવા કે ભકિતભાવ જ બ્રહ્મને કે પરત્મામાને રૂપી બનાવે છે. બ્રહ્મને જાણ્યાનું પ્રત્યક્ષ ફળ તો આનંદ છે, નિઃસ્વાર્થ પ્રેમ છે. પરમાત્મા કઈ રીતે દેખી શકાય? પ્રેમાળ વર્તનરૂપે, શાંતિ રૂપે, આનંદ રૂપે અને નિઃસ્વાર્થ સેવા રૂપે.

લક્ષ્મીપૂજન આપણે ત્યાં થાય છે અને લક્ષ્મી યુરોપ, અમેરિકામાં ભરાય છે. આમ કેમ? લક્ષ્મી કહે છે કે, હું તો પતિ-વ્રતા છું, પતિની પાછળ પાછળ જનારી છું, પતિની સેવામાં હાજર રહેનારી છું, જ્યાં મારો પતિ ત્યાં હું. મારો પતિ પુરુષાર્થ છે. જ્યાં પુરુષાર્થ છે ત્યાં હું છું. માટે લક્ષ્મીની પૂજા કરવા કરતાં લક્ષ્મીના પતિ પુરુષાર્થની પૂજા કરો. પુરુષાર્થની મહત્તા સમજો. વિચાર કરો તો તમે જ સર્વ કાંઈ કરી શકો એટલી શકિતવાળા છો.

* * *

પંડિતશ્રીનું ભાષણ પૂરૂં થયા પછી બીજાં વિવેચનો થયેલાં તેનો સાર અત્રે આપ્યો છેઃ—

રા. સા. પુરુષોત્તમ જોગીભાઈ ભટ્ટ—⋯રાંદેરના જાહેર જીવનમાં ચંદુભાઈનું સ્થાન સૂર્યના જેવું હતું. સૂર્યમાંથી જેમ પ્રકાશ, ઉષ્ણુતા અને જીવન મળે છે તેમ એમના દ્વારા અનેકને સમાજ-સેવાની અને ધાર્મિક સંસ્કારોની પ્રેરણા મળતી રહેતી. વળી આ તો ચંદ્ર-શંકર પણ હતા. ચંદ્રની માફક સૌને શીતળતા, શાન્તિ અને આનંદ પણ આપતા રહેતા. એઓ પરમ શાંત હતા.

એમનું જીવન મધુર હતું. રાંદેર અને તેમાંયે હિંદુ જનતાની ઉન્નતિ માટે એમનો ફાળો ઘણો મોટો છે. સમાજની શારીરિક, માનસિક ને ધાર્મિક ઉન્નતિ માટે એમણે એકસરખો શ્રમ લીધો છે. ગૃહસ્થાશ્રમી છતાં એ સંન્યાસી જેવા હતા. એમનું જીવન ધાર્મિક સંસ્કારોથી ભરપૂર હતું. ત્યાગી અને સ્વદેશપ્રેમથી ભરપૂર છતાં અભિમાન રહિત હતા. પૂજ્ય ગાંધીજીના ચુસ્ત અનુયાયી અને અસહકારી છતાં સહકારી પણ હતા. શ્રી અરવિન્દ બાબુ અને ગાંધીજી બંનેના એ અનન્ય ભક્ત હતા. એ બંનેનું જીવન એ પોતે પોતાના જીવનમાં ઉતારવા સદા પ્રયત્નશીલ રહેતા. રેંટિયો કાંતતા ને કંતાવતા. બાળકો, યુવાનો, સ્ત્રીઓ સૌ કોઇને એઓ એ બે મહાન પુરુષોનું જીવન અને ઉપદેશ સમજાવતા રહેતા. આ કેળવણી મંડળના એ માર્ગદર્શક હતા. આપણે સૌ એમના આપેલા સંસ્કારો અને એમના કેળવણી મંડળના અને બીજા કાર્યોને આગળ ધપાવીએ.

શ્રી તનસુખલાલ છગનલાલ પારેખ—...પંડિત લાલનજી એમના પરમ મિત્ર અને ગુરુસ્થાને હતા. એમની સાથે એમણે વર્ષોના વર્ષ આનંદમાં ગાળ્યા હતા અને પ્રેરણા લીધી હતી. શ્રી ચંદુભાઇમાં રાંદેરનું કલ્યાણ કરવાની ઊંડી ભાવના હતી, અને એમની પાસેથી રાંદેરની સંસ્થાઓને તથા આ કેળવણી મંડળને પ્રેરણા મળી છે. એ કોઇ પણ કાળમાં મોખરે નહિ રહેતા, પણ પાછળ રહ્યા રહ્યા કાર્યકર્તાઓને ઉત્સાહ ને પ્રેરણા આપતા રહેતા હતા. એમના શબ્દકોષમાં નિરુત્સાહ કે નિરાશા જેવા શબ્દો ન હતા. એ એક મૂક આદર્શ સેવક હતા. એમના સંસર્ગમાં આવનાર નાના મોટા સૌ ઊંચી કક્ષાએ પહોંચે એવી એમની ઇચ્છા હતી. એમના જીવનમાંથી આપણે નિઃસ્વાર્થ સેવાભાવના અને ઉદાર ધર્મવિચારો શીખી શકીએ છીએ.

અ. સૌ. પ્રેમીબહેન ભૂષણલાલ શાહ......સાચે જ આજનો પ્રસંગ અપૂર્વ છે. ૮૭ વર્ષના એક વડીલ કે ગુરુદેવ પોતાના

૫૮/૫૯ વર્ષના નાનાભાઇ કે શિષ્યનું ચિત્ર ખુલ્લું મૂકે એ પ્રસંગજ દિલને હલાવી મૂકનારો છે. શ્રી ચંદુભાઇ તો મારા પિતાને સ્થાને હતા. એમની પ્રશંસા હું શું કરૂં ? ૨૫-૩૦ વર્ષથી એમના પરિચયમાં હું રહી છું. કમાવાની અદ્‌ભુત શક્તિ અને બાહોશી છતાં એમણે તો બધું જ છોડયું, અને શ્રી રામકૃષ્ણ પરમહંસની માફક રોટલી આપનારો ધંધો કરવા કરતાં પ્રભુપ્રાપ્તિ કરવાનો ધંધો સ્વીકાર્યો. એમની મસ્તદશાથી આનંદ પામીને એક શ્રીમંત શેઠ એમને હજારો રૂા. ની રકમ આપવા તૈયાર થયલા, પણ એમણે તેટલા જ પ્રેમથી તેનો અસ્વીકાર કરેલો. બીજે એક પ્રસંગે હજારો રૂા. ની રકમ લઇ એક ગૃહસ્થ એમની સાથે રહેવા આવવા તૈયાર થયલા, તેમને પણ સમજાવીને એમણે એ ગૃહસ્થના સગાને જ એ બધું અપાવેલું. આવી એમની નિર્લોભવૃત્તિના ઘણા દાખલા છે. સમાજમાં સંસ્કાર અને સંસ્કૃતિને પોષવા માટે ઉત્પન્ન થયલા એ એક આદર્શ બ્રાહ્મણ હતા. એ જો કમાવાના કામમાં પડત તો જે બોધ સમાજને આપી ગયા છે અને સેંકડો માણસો ઉપર અસર પાડી ગયા છે તે કદાચ ન પડત.

એમના ધાર્મિક વિચારો માટે હું કહું તો તે નાને મોઢે મોટી વાત કરવા જેવું થાય. હું તો એટલું જ કહું કે, એકાદ ધન્ય પળે જ આપણને એમના ધાર્મિક વિચારો સમજાશે. અને એ સમજાશે ત્યારે જ એમની સાચી કિંમત પણ સમજાશે. એમના સામાજિક કાર્યો તો એક બહારની વસ્તુ હતી. એ તો આવી પડેલાં કામો હતાં. એમનું સાચું કાર્ય તો આધ્યાત્મિક જ્ઞાનને નવી ઢબે રજુ કરવાનું હતું-આત્મસાક્ષાત્કારનું હતું. સંતોની કિંમત તેમનાં ઘરમાં કે ગામમાં નથી થતી, એ ભગવાન્ ઇસુનું વાક્ય મને ખૂબ યાદ આવે છે. છતાં ચંદુકાકાના સદ્‌ગુણોને યાદ કરીને આટલા બધા ભાઇબહેનો અહીં એકઠા થયા છે એ જોઇ મને

લાગે છે કે જગત્ કંઇ આગળ વધ્યું છે. મારા વર્ષોના પરિચયથી કહું છું કે, એમણે કદિ કોઇનું બૂરું કર્યું નથી કે બૂરું ઇચ્છયું નથી. સંત પુરુષને હાથે કોઇ અન્યાય થતો લાગે તો તેમાં તેમનો હેતુ જાણી જોઇને અન્યાય આપવાનો હોતો નથી, પણ તેમને મળેલી અપૂર્ણ માહિતીઓથી કદાચ તેવું થઇ બેસે છે. સંતોની મહત્તા તેમની શુભનિષ્ઠામાં હોય છે. સર્વ કોઇનું ભલું થાઓ, સૌને શુભ-દૃષ્ટિ મળે એ જ એમની ભાવના હોય છે.

શ્રી ઔદિચ્ય સમાજની ઓફિસ ૧૯૩૬ સુધી એમને ત્યાં જ હતી. એ તથા અસહકારના જમાનામાં રાષ્ટ્રીય શાળાઓ જે સુંદર રીતે ચાર પાંચ વર્ષ ચલાવી શકાઈ તેનો જશ મોટે ભાગે ચંદુ-કાકાને ઘટે છે. ગુજરાત રેલ સંકટ સમયે તથા બિહારના ધરતીકંપ વખતે એમની ઝોળી ફરી હતી. ૧૯૨૧ પહેલાંના એક અનુભવની વાત કરતાં એક મુરબ્બીએ મને કહેલું કે, અમારે વીશ રૂપિયા ઉઘરાવવા હોય તો કંઠે પ્રાણ આવતા તે જ રાંદેર આજે સેંકડો રૂા. સામાજિક કાર્યમાં આપે છે એ જોઇને નવાઇ લાગે છે. ખરે-ખર, એવું વાતાવરણ તૈયાર કરવાનો મુખ્ય ફાળો પણ ચંદુ કાકાને ભાગે જાય છે. એમના વ્યકિતત્વ, ઉત્સાહ અને નિઃસ્વાર્થ સેવા ભાવથી ખુશ થઇને રાંદેરની પ્રજાએ અને મિત્રોએ એમને સેંકડે રૂા. દાનમાં આપ્યા હતા. "રાંદેર રીડિંગ રૂમ" જો ટકી રહી હોય અને તેને નવા મકાનમાં બેસવાનું મળ્યું હોય તો તે પણ એમને જ આભારી છે. એમનું છેલ્લું કાર્ય તે કેળવણી મંડળની સ્થાપનાનું થયું છે. એમના તત્ત્વજ્ઞાનનો સાર થોડા જ વાકયમાં આપું તો "મનુષ્ય, તું તારા મૂળ સ્વરૂપને ઓળખ અને સાચો મનુષ્ય બન. મનુષ્ય જેટલો સ્વાર્થી તેટલો તે પશુ, જેટલો નિઃસ્વાર્થી તેટલો તે મનુષ્ય, અને જેટલો અનાસકત તેટલો તે દેવ."

**શ્રી ચંપકલાલ ઘેલાભાઈ લાહીવાલા**—ચંદુભાઇ મારા શુદ્ધ મિત્ર થયા હતા. ૧૯૧૦ થી અમે સાથે હતા. વર્ષો સુધી સાથે

રહી આનંદ કર્યો, વિલાયત અને યુરોપમાં પણ સાથે સાથે ફર્યા. ત્યાં જ એ પંડિત લાલનના નિકટ પરિચયમાં આવ્યા, એમના સુહૃદય બન્યા, અને એમની પાસેથી ખૂબ ખૂબ મેળવ્યું ને વધાર્યું. પંડિત લાલન જૈન નથી પણ બધાના છે. એમની પાસે કશો કે કોઇનો વિરોધ નથી. સર્વ તરફ એ સમાનભાવવાળા છે. આજે પંડિત લાલન જે પ્રેરણા આપી જાય તે, અને ચંદુભાઇનું કામ તમો ચાલુ રાખશો; નિરાશ કે નિરુત્સાહી ન થશો.

**શ્રી લાલચંદભાઈ હરજીવનદાસ પરીખ**—ચંદુભાઈ જે કરી શકયા, જે મેળવી શકયા તે ગોદાવરી બહેન ન હોત તો કદાચ ન મેળવત, માટે ગોદાવરી બહેનનો ફાળો પણ ઓછો નથી. એમની ચંદુભાઇ પ્રત્યેની પ્રેમભકિત ખરેખર, અદ્‌ભુત હતી. મને ખબર છે ત્યાંસુધી શ્રી ગોદાવરી બહેન તરફથી એમના માર્ગમાં કદિ પણ અવરોધ નાંખવામાં નથી આવ્યો. માટે એમનું સ્થાન પણ ઉતરતું નથી. એક ભાઇ સાથે વાત કરતાં તેમણે કહ્યું કે, ચંદુભાઇના પ્રાણ ગયા એટલે જાણે અમારા પ્રાણ ગયા એવું થઇ ગયું છે! પણ ચંદુભાઇના પ્રાણ કયાં ગયા તે હું સમજી શકતો નથી! મને તો લાગે છે કે ચંદુભાઇના પ્રાણ કયાંયે ગયા નથી પણ આપણા સૌમાં પુરાયા છે. તે જન્મ્યા જ ન હોત તો કદાચ આપણા સૌમાં પ્રાણ ઓછા હોત. હવે તો એ પ્રાણ પૂરીને ગયા છે. માટે કોઇ નિરાશાના શબ્દો ન બોલે. ચંદુભાઇ કોઇના હાથપગ ભાંગી નથી ગયા, પણ અનેકને હાથપગ આપી ગયા છે. પહેલાં એક ચંદુભાઇ હતા; હવે અનેક ચંદુભાઇ થાઓ અને ઉત્સાહથી એમનું કામ આગળ ચલાવો. આજે અહીંથી એમના સ્મરણચિહ્ન તરીકે કંઇ ને કંઇ નિયમ લઇને જઇએ અને રાંદેરનું સાર્વજનિક કાર્ય આગળ ધપાવવાનો નિશ્ચય કરી લઇએ.

## પ્રેમસ્વરૂપ ચંદુભાઈ

શ્રી ચંદુભાઇએ બે વર્ષ વિલાયતમાં ગાળ્યા પછી સને ૧૯૧૩ માં તેમણે નોકરી છોડી, અને શાંતિની પ્રાપ્તિ માટે હિમાલય જવાનું નક્કી કર્યું, તે સમયે એમના પરમ મિત્ર અને મુરબ્બી શ્રી લાલન સાહેબે એમને જોધપુર જઇને મહાત્માશ્રી દેવીદાન મહારાજનો સત્સંગ કરવાનો ઉપદેશ આપ્યો હતો. તેમણે કહ્યું હતું કે, જો તમને ત્યાં શાંતિ નહિ મળે તો હું તમારી સાથે હિમાલય આવીશ.

ચંદુભાઇ અહીં (જોધપુર) ૧૯૧૩ માં શ્રાવણ વદમાં મહાત્માજી પાસે આવ્યા હતા, અને આશ્રમની નજીકના પહાડ ઉપરની એક રમણીય ગુફામાં મહાત્માજીની રજાથી એકવીશ દિવસ રહ્યા હતા. તે વખતે દિવસમાં ફક્ત એક શેર દૂધપર જ તેઓ રહેતા. દિવસે સત્સંગ કરતા અને રાત્રે ગુફામાં શ્રી રામતીર્થના પુસ્તકનું અધ્યયન કરતા. તેમના જોધપુર આવ્યા પછીના બીજા દિવસે મહાત્માશ્રીએ તેમના આવવાનું કારણ પૂછ્યું, ત્યારે તેમણે પોતાનો વિચાર—શાંતિ અર્થે હિમાલય જવાનો—જણાવ્યો. મહાત્માજીએ એમને સાંત્વન આપ્યું અને સ્વરૂપનું ભાન કરાવ્યું. તેમણે કહ્યું કે, "જ્યાં જ્યાં આપણું મન ભટકે છે અને જે જે સંકલ્પ કરે છે તેની સાથે તેના સઘળા ભાવોનો જાણનારો, દ્રષ્ટા, સાક્ષી, આત્મા આપ છો. આપ શરીર મન બુદ્ધિ આદિને જાણો છો; પણ તે બધા અનાત્મા હોવાથી આપને (સ્વરૂપને) નથી ઓળખતા. આ દ્રઢતા લાવો એટલે શાંતિ આપોઆપ પ્રાપ્ત થશે. પછી અહીં કે જંગલમાં આપ જ છો."

આવો શ્રેષ્ઠ ઉપદેશ મળતાં ચંદુભાઇને શાંતિ મળી અને અહીં એકવીશ દિવસ રહીને રાંદેર મુકામે પાછા ફર્યા. તે પછી ૭ સાત વર્ષ સુધી ન આવ્યા. પછી ૧૯૨૧ માં આવ્યા અને ચાર માસ સુધી ખૂબ સત્સંગ કર્યો અને અમને બધાને કરાવ્યો. દરરોજ 'અનુભવ પ્રકાશ"નું અધ્યયન ચાલતું હતું. પોતાના અનુભવથી મેળવેલો આત્મસાક્ષાત્કારનો ઉપદેશ લખાવ્યો, જે અંગ્રેજી તથા ગુજરાતીમાં 'Realisation of the Self' અને 'આત્મસાક્ષાત્કાર' એ નામથી છપાયો છે. એ સિવાય, એમણે *પ્રશ્નોત્તરી, નિત્યજાપ, સ્વરૂપ સ્થિતિ અને અષ્ટાંગ યોગ લખાવ્યા હતા.

મહાત્માજીનો ચંદુભાઇ તરફ અનહદ પ્રેમ હતો. તેમણે ચંદુભાઇની સમક્ષ અને બીજાઓને વારંવાર કહેલું કે, મારૂં જ્ઞાન એક ગુજરાતીએ જેવું ગ્રહણ કર્યું છે તેવું બીજા કોઇએ નથી કર્યું. મહાત્માજીએ તેમને આ સ્થાનમાં રહીને પોતાની ગાદી સંભાળવા કહ્યું ત્યારે "આપની સેવામાં શ્રી બાબુજી છે, તેઓ એ પદ સારૂ સર્વશ્રેષ્ઠ છે" એમ કહીને વાત ઉડાવી દીધી.

મને તેઓ એક વડીલ બંધુ સમાન ગણતા અને મારા કુટુંબના દરેક નાના મોટાને પોતાના સ્વજન હોય એમ ગણતા. અમે એ પ્રેમ સ્વરૂપને વિસરી શકીએ તેમ નથી.

---

* આ સઘળું એક નાની હસ્તલિખિત નોંધબુકમાં બાબુજીશ્રી ગુરુપ્રસાદજી પાસે હિંદીમાં છે, અને તેનું અધ્યયન શ્રી દેવીદાનજીના આશ્રમમાં થતું રહે છે. તેમણે આ નોંધબુકનું નામ "શ્રી ચન્દ્ર અનુભવ પ્રકાશ" રાખ્યું છે, અને એ સને ૧૯૨૧ માં લખાયલી છે. આ નોંધબુક બાબુજીએ મારા જોવા સારૂ મોકલી હતી. શ્રી ચંદુભાઈએ એમની નોંધબુકો મને ૧૯૪૨ માં જોવા આપી હતી તેમાં આ પ્રશ્નોત્તરી ગુજરાતીમાં હતી, એટલે તે વેળા મેં તેનો ઉતારો કરી લીધો હતો. તે જિજ્ઞાસુઓને ઉપયોગી હોવાથી આ પુસ્તકમાં સંસ્મરણો પછી દાખલ કરેલી છે. — વૈકુંઠલાલ.

ૐ

## મારા ઉપર મુ. ચંદુભાઇના ઉપકાર

× × × × × મારે મુ. ચંદુભાઇની સાથે કેટલીક વખત જે વાતચીત થયેલી તેમાંથી મુખ્ય જે ખાસ જાણવા જેવી છે તેમાંથી કેટલીક લખી મોકલું છું.

સમાધિમાં કેવી રીતે જવું તે એક વખત મને સમજાવતા હતા. સમાધિમાં કેવી સ્થિતિ રહે છે તે બતાવવાને માટે તેમણે ગોદાવરી બહેનને સમાધિમાં જવા માટે કહેલું. તે પ્રમાણે તે બહેન ફકત પાંચ જ મિનિટમાં સમાધિમાં ગયા હતા. તે વખતે કેવી સ્થિતિ હોય છે તે મને બતાવી હતી. બહેનને સમાધિ સ્થિતિમાં આશરે ૩૦ મિનિટ રાખવામાં આવ્યા હતા. તે પછી તેમને જાગ્રત કરવામાં આવ્યા હતા. કારણ કે સમાધિમાંથી કેવી રીતે જાગ્રત કરવામાં આવે છે તે મને બતાવવાનું હતું.

હું જ્યારે ત્રાટકનો પ્રયોગ કરતો હતો તે વખત મારા માથામાં તેમજ આંખમાં દુઃખાવો થઇ આવ્યો હતો, તેમ જ મારી આંખમાંથી પાણી નીકળ્યા કરતું હતું, તેથી મારે ત્રાટકનો પ્રયોગ કરવાનું છોડી દેવું પડયું હતું. તેને માટે મેં ઘણા મહાત્માઓને પણ આડકતરી રીતે પૂછ્યું હતું, પણ તેથી મને સંતોષ થયો ન હોતો. બાદ મુ. ચંદુભાઇને પૂછ્યું હતું ત્યારે મને તેમણે ખરો રસ્તો બતાવ્યો હતો, અને જ્યાં મારી ભૂલ થઇ હતી તે બતાવી હતી. જે વખતે હું ત્રાટકનો પ્રયોગ કરતો હતો તે વખતે અજવાળાની ગરમી આંખમાં લાગવાથી પાણી

નીકળ્યા કરતું હતું. તેને માટે પ્રયોગ કરનારે હંમેશ આંખ ઉપર આંબળાનુ પાણી નાંખવું જોઇએ તેમજ માથા ઉપર આંબળા પલાળી લેપ કરવાનો હતો.

હું મુલતાનમાં હતો ત્યારે ઊંઘતો ન હોતો અને ચોવીસ કલાક પ્રણવ જપ કરતો હતો. તે વખતે મારૂં શરીર બગડી ગયું હતું. ત્યારે તેમણે મને લખી જણાવ્યું હતું કે, મારે દૂધ પર રહી પ્રયોગ કરવો. તે પ્રમાણે કરવાથી મારી બેચેની જતી રહી હતી અને મને રાત્રે જાગ્રત રહેવાને માટે બહુ જ અનુકૂળતા થઇ પડી હતી. તેજ પ્રમાણે તેમણે જાતે કરેલું હતું તેથી તેમણે મને તે પ્રમાણે કરવા લખેલું હતું.

જ્યારે તેઓ અમદાવાદ હતા ત્યારે કાળી કામલીવાળા બાવાજીનો અનુભવ પ્રકાશ, વૈરાગ્ય શતક, વિવેકચૂડામણિ મને વંચાવ્યા હતા, અને તેમાં દરેકનો અર્થ વગેરે બહુ જ સારી રીતે સમજાવ્યા હતા. વળી હું જ્યારે રાંદેર હતો તે વખતે તેમણે મને પાસે રાખી "સુંદરવિલાસ" વંચાવ્યો હતો. દરેક બાબતો સમજાવી મને કહ્યું હતું કે, આનાથી વિશેષ જ્ઞાન નથી. પોતાના જાતિ અનુભવની વાત તથા મહાત્મા દેવીદાનજી સાથે થયેલી દરેક વાત બહુ ઝીણવટથી મને સમજાવતા અને કહેતા હતા કે, હવે બીજાની પાસે તારે જવાની જરૂર નથી. ફક્ત સ્થિરતા વધુ આવે તેજ કરવાનું છે. વળી તું તો આ શરીરમાં સાક્ષીરૂપ છે તેવીજ રીતે વર્તવાનું છે. આમાંથી જરાક પણ ડગવાનું નથી. મન જ્યારે જ્યારે ચલિત અગર ચંચલ થાય ત્યારે ત્યારે "હું કોણ છું, કયાંથી આવ્યો છું અને કયાં જઇશ" તે પૂછ્યા કરવાનું છે. આવી રીતે મને સમજાવ્યું હતું. હું ચંદુભાઇનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે. મારાથી એમની કાંઇપણ સેવા થઇ શકી નહિ. પ્રભુ ઇચ્છા.

ૐ

## મુ. ચંદુભાઈ

શ્રી ચંદુભાઇ જોડે મારી પહેલી મુલાકાત સને ૧૯૧૫ માં ભરૂચમાં થઇ. તે વખતે મને તત્ત્વજ્ઞાનમાં રસ હતો, પણ તેમાં બહુ સમજણ પડતી નહિ. શ્રી ચંદુભાઇ અનેક રીતે સમજાવતા. પહેલી રીત-તમારા દેહને મરેલો સમજો. હવે સ્ત્રી, પુત્ર, મિત્રો, વિ. રડે છે તે કોને માટે? રાગદ્વેષ, શત્રુ મિત્ર, વિ. દ્વંદ્વો શરીર તથા અંતઃકરણ-મન, બુદ્ધિ, ચિત્ત, અહંકારના છે. તમારે તેમના સાથે લેવા દેવા નથી. તમો તો આ બધાથી અલગ છો. બીજી રીત-તમો ઘરમાં ખુરસી ઉપર બેસો (શરીર, અંતઃકરણ સાથે). પછી તમને Hanging gardens કે એવી જગોએ મનથી ફરવા મોકલો, અને તે સ્થિતિને જોયા કરો. આ રીતે પણ નિઃસંગતા કેળવાશે. ત્રીજી રીત—ચૈતન્યનો સાગર છે. તમે કિનારા ઉપર ઊભા છો. તમારા શરીરને-અંતઃકરણ સાથે સપાટી ઉપર મોકલો. તમે ઊભા ઊભા જુઓ. હવે શરીરને ડુબાડી દો. જે શેષ રહે તે તમે છો, એટલે આત્મા છો. ચોથી રીત-દરેક માણસમાં "હું" (common) સામાન્ય હોય છે. તેનો ખ્યાલ લેવા માટે એક દોરડી ઉપર માણસોને લટકાવો. એ બધા શરીરોને બાળી મૂકો. જે બાકી રહે છે તે "હું" રહે છે. આ આત્મા છે. પાંચમી રીત—એક દોરડી ઉપર જુદા જુદા સોનાના દાગીના લટકાવો. હવે આ દાગીનાને ગાળી નાંખો. નામ રૂપ જતાં રહે છે. બાકી જે શેષ રહે છે તે સોનું છે—આ આત્મા છે.

મારી પાસે કોઇ આ વિષયની વાત કરવા આવે તો તેમને હું ચંદુભાઇ પાસે મોકલતો, અને દરેકને સંતોષ થયાની મને

ખબર છે. કોઇ એમને જ્ઞાની તરીકે ઓળખાણ આપે તો કહે કે, "આ તો અંતઃકરણનો ધર્મ છે. 'હું' તો તેનાથી પર છું. જ્ઞાન અજ્ઞાન વગેરે અંતઃકરણના ધર્મો છે, આત્માના નથી, અને હું આત્મા છું." કોઇને પગે લાગવા દે નહિ, અને કહે કે "કોને પગે લાગો છો? આત્મદષ્ટિએ બધા એક છીએ."

વળી સમજાવતા કે, "સવારમાં ઊઠો તે વખતે વિચાર કરો કે તમે કોણ છો? શરીર, પ્રાણ, મન, બુદ્ધિ, વિ. તમે નથી. શરીરને મડદા તરીકે ગણો, પ્રાણ તેને હલાવે ચલાવે છે. સવારે મડદાને નવડાવવું હોય તો પ્રાણ તેને નાહવાની ઓરડીમાં લઇ જાય છે, પ્રાણ તેને ખવડાવે પીવડાવે છે, વગેરે."

વળી કહેતા કે, "કોઇ પ્રકારનો દંભ રાખવો નહિ. 'સત્ય' ઘણું જ સહેલું છે, લોકોએ તેને અઘરૂં કરી નાંખ્યું છે."

એમના ગુરુ મહાત્મા દેવીદાનજી કહેતા કે, "દૂધપાક બનાવવામાં ઘણી મહેનત છે; ખાવામાં મહેનત નથી. અમોએ દૂધપાક તૈયાર કર્યો છે; તમારે ફક્ત ખાવાની જ વાર છે."

એમના ગુરુ માટે તેઓ કહેતા કે, તેઓશ્રી છ મહિના નિઃસંકલ્પ સ્થિતિમાં રહેલા અને બે વર્ષ અનિદ્રાની સ્થિતિમાં રહ્યા હતા. પાંદડાં ખાઇને રહેતા. પછી કહેતા કે, આ બધું કરવાની કાંઇ જરૂર નથી. ફક્ત એક જ ધ્યાન હરહંમેશ રાખો કે, તમે 'આત્મા' છો. તમે અમુક માણસ છો, અમુક ન્યાતના, અમુક ડીગ્રીવાળા કે પોઝિશનવાળા છો તે ભૂલી જાઓ. આ સંકલ્પ જેમ બને તેમ વધારે વખત રાખો.

શ્રી ચંદુભાઇ છેલ્લા જોધપુરથી આવ્યા ત્યારે અમદાવાદ સ્ટેશને મને મુલાકાત થયલી. મને સ્ટેશને ભેટી પડેલા. ત્યાંથી મ્યુનિસિપલ ચીફ ઑફિસર શ્રી ઈશ્વરલાલ ભગતને ત્યાં ગયા અને રાતના દશેક વાગતા સુધી વાતચીત થઇ. બીજે દિવસે

એટલે શુક્રવારે સવારે ઊઠયા અને કૉફી પીધા પછી તેમણે શ્રી ભગતને કહ્યું કે, 'હાર્ટ' માં જરા દુઃખે છે. જો ચોસઠ પ્હોરી પીપર હોય તો લાવો. શ્રી ભગતે પીપર આપી. પછી કહે કે, વધારે દુઃખે છે, તો કોઇ ડૉકટર આટલામાં હોય તો બોલાવો. ડૉકટર મોહિલે પાસે જ રહેતા હતા તેમને બોલાવ્યા. ડૉકટરે દરદની વિગત પૂછી. તેમણે જણાવ્યું કે, 'બ્લડ પ્રેસર' છે. ડૉકટર 'બ્લડ પ્રેસર' માપતા હતા ત્યાં એકાએક હૃદય નરમ પડવા માંડયું. શ્રી ભગતે કહ્યું કે, ઇંજેકશન આપો. ડૉકટરે ઇંજેકશન આપ્યું પરંતુ તેની અસર થઇ નહિ, અને તે જ વખતે પ્રાણ શમી ગયા.

મહાત્મા ગાંધીજી માટે તેમને પૂજ્યભાવ હતો. નવજીવન, યંગ ઇંડિયા, હરિજન તથા હરિજન બંધુના તે નિયમિત અભ્યાસી હતા. ખાદી પહેરતા, અને વખત આવે જેલ જવા પણ તૈયાર હતા.

કાલી કામલીવાળાના પુસ્તક "પક્ષપાત રહિત અનુભવ પ્રકાશ" માટે તેમને ખાસ ભાવ હતો. દરેકને વાંચવા ભલામણ કરતા, અને જે કોઇ તેમને ત્યાં સત્સંગ માટે આવે તેમની જોડે એ પુસ્તક વાંચતા.

સ્વામી યોગાનંદે સંન્યાસ લીધા બાદ આખા હિંદુસ્તાનમાં ભ્રમણ કર્યું. મેં તેમને ચંદુભાઇ પાસે જવા કહેલું પણ પહેલાં તો તેમની શ્રદ્ધા બેસે નહિ. પછીથી મારા ખાસ આગ્રહથી તેઓ ચંદુભાઇ પાસે ગયા અને લાંબા વખત સુધી તેમની સાથે અભ્યાસ કર્યો. તેમની સાથે "પક્ષપાત રહિત અનુભવ પ્રકાશ" પણ વાંચ્યો. જ્યારે સમાધિની વાત આવી ત્યારે તેમણે તેમના પત્ની શ્રી ગોદાવરી બહેનને સમાધિ લેવડાવી અને બતાવ્યું કે આ સમાધિ. તે વખતે એક ડૉકટર ત્યાં હતા, તેમણે પણ કહ્યું કે આમાં જીવ નથી. છતાં આવી સમાધિ ઉપર ચંદુભાઇ ઝાઝું લક્ષ આપતા નહિ. હંમેશાં આત્મા-(Consciousness)

માં જ મગ્ન રહેવા કહેતા. તેઓ કહેતા, "તમને આત્મા-(Consciousness) છે તે માટે કોઇ સાબિતીની જરૂર છે? તો આ Consciousness નોજ વિચાર કર્યા કરો."

સ્વામી યોગાનંદ કહેતા હતા કે, હું આખા હિન્દુસ્તાનમાં ફર્યો અને મહાત્માઓને મળ્યો, પણ ચંદુભાઇએ જે સંતોષ આપ્યો તે બીજા પાસેથી મળ્યો નથી.

શ્રી ચંદુભાઇ ગુજરાત કોલેજમાં હતા ત્યારે તેઓ અમદાવાદવાળા શ્રી બંસીલાલ મણિલાલ મહેતાના પરિચયમાં આવેલા. તેમણે શ્રી રામકૃષ્ણ પરમહંસ તથા સ્વામી વિવેકાનંદના પુસ્તકો વાંચવા ભલામણ કરેલી. આથી તેમને ઘણો ફાયદો થયલો. શ્રી બંસીભાઇનું ઋણ તેઓ એ રીતે સ્વીકારતા. આ બાબતનો ઉલ્લેખ તેમના "આત્મવૃત્તાંત"માં છે.

સદ્‌ગત ચંદુભાઇ કોઇને પોતાના શિષ્ય તરીકે ગણતા નહિ. પણ તેમના સંપર્કમાં આવનાર દરેકને પોતાના સ્વરૂપ જ ગણતા. તેમના પ્રશંસકોની સંખ્યા ઘણી મોટી છે. તેમનો આત્મા-Consciousness-આવા દરેક જણને પ્રેરણા આપશે.





## ગુરુવર્યનો આછો પરિચય

સદ્‌ગત ચંદુભાઇનો પરિચય મને રાંદેરમાં આશરે ત્રીસ વર્ષ પર થયો હતો. તેમનો તેજસ્વી ચહેરો અને આનંદી સ્વભાવ જોઇને મને તેમના માટે માન ઉપજ્યું. સાંજે પાંચ વાગે હું તેમને ઘેર જતો. ભાઇશ્રી ચંદુલાલ વકીલ, સ્વર્ગસ્થ દીનાનાથ કેશવરામ ઇંગ્રેજી, વગેરે કોલેજીયનો ત્યાં ભેગા થતા. એકાદ કલાક બેસીને સૌ સાથે ફરવા જતા. અમારી વાતોમાં ચંદુભાઇ રસપૂર્વક ભાગ લેતા ને જરૂર જણાય ત્યારે સલાહ પણ આપતા. પ્રસાંગોપાત્ત સ્વામી રામતીર્થ અને સ્વામી વિવેકાનંદના વિચારો તેમજ અનુભવો અમને કહીને તેઓ આડકતરી રીતે અમારી ધાર્મિક વૃત્તિ જાગ્રત કરતા. મને જણાવતાં આનંદ થાય છે કે એમના શાંત, સરળ સ્વભાવની, એમની ત્યાગવૃત્તિની અને એમના પ્રભુમય જીવનની મારા મન પર ઊંડી છાપ પડી છે ને તે બદલ હું એમનો અત્યંત ઋણી છું. સદ્‌ભાગ્યે ધર્મના સંસ્કાર મારામાં નાનપણથી પડયા હતા. ચંદુભાઇએ એ બીજને પોષણ આપ્યું. હું પોતે શરીર નથી, મન નથી, ઇંદ્રિયો નથી, પરંતુ શુદ્ધ ચૈતન્ય છું એ સત્યનું મનન કરવાને તેઓ ભારપૂર્વક કહેતા. વળી વખતો વખત તેઓ પૂછતા, "ગીતાનું વાંચન કેવું ચાલે છે? મનન ચાલે છે કે?"

ત્રણ વર્ષ પર ઉનાળાની રજામાં હું રાંદેર રહેતો હતો ત્યારે ચંદુભાઇએ મને કહ્યું, "મારી સાથે બેસીને "અનુભવ પ્રકાશ" થોડો વાંચો તો સારૂં." મેં હા કહી. બીજે જ દિવસે

સવારથી તેમણે એક કલાક સુધી એ ગ્રંથ મારી સાથે વાંચવા માંડયો ને આશરે એક મહિના સુધી તે ચાલુ રાખ્યું. અધ્યાત્મજ્ઞાનના એ ગ્રંથની વાતો સમજાવવાને તેઓ અનેક દાખલા દલીલો આપી વિષયનું સચોટ નિરૂપણ કરતા.

જેમ નરસિંહ મહેતાનું ઘર એટલે સાધુઓનો અખાડો, તેમ જે કોઈ સંત પુરુષો રાંદેર આવે તેમનો મુકામ ચંદુભાઇને ઘેરજ હોય. સુરતથી ત્રણ માઇલ છેટે શ્રી તાપી બ્રહ્મચર્ય આશ્રમ સ્થાપનાર ત્યાગમૂર્તિ સ્વામી આત્માનંદ સરસ્વતી એક સમયે રાંદેર પધારવાના હતા. ચંદુભાઇને એમણે કહેણ મોકલ્યું. તરત જ ચંદુભાઇએ બે ચાર છોકરાઓ મોકલી થાળી વગડાવી સ્વામીજીના વ્યાખ્યાનની જાહેરાત કરાવી. રાત્રે પ્રવચન દરમ્યાન સ્વામીજીએ કહેલું એક વાકય મારા મગજમાં હજી રમ્યા કરે છે. "ઈશ્વર પ્રાપ્તિની અનેક વાતો કર્યા છતાં લોકો ઘાણીના બળદની જેમ જયાંના ત્યાંજ રહે છે. ચંદુભાઇ જેવા વિરલ માણસો આગળ વધે છે."

ચંદુભાઇનું જીવન સાદું અને વિશુદ્ધ હતું. મહાત્મા ગાંધીજીને તેઓ યુગપુરુષ તરીકે ઓળખાવતા. તેઓ ખાદીના સાદાં કપડાં પહેરતા. ગાંધીજીની રેંટીયાની પ્રવૃત્તિ એમણે અપનાવી હતી. સ્વદેશીના તેઓ ચુસ્ત હિમાયતી હતા. દેશનો પૈસો દેશના લોકોના હિત માટે વપરાવો જોઇએ, ને તેમ થાય તોજ આપણા ગરીબ દેશના લોકોને ખાવાને અન્ન અને પહેરવાને કપડાં મળી રહે. કહેવા કરતાં કરી બતાવવું એ તેમનો સિદ્ધાંત હતો. રાંદેરની જનતામાં રાષ્ટ્રભાષાનો પ્રચાર કરવા માટે તેમણે યુવકોને પ્રેરણા આપી હતી.

સમાજમાંથી નિરક્ષરતા, શરીરની કમજોરી અને માનસિક દુર્બળતા દૂર કરવાની એમને ધગશ હતી. ખાસ કરીને રાંદેરની

હિંદુ જનતાની સ્થિતિ સુધારવાને એમણે અથાગ પ્રયત્ન કર્યા હતા. રાંદેર કેળવણી મંડળ સ્થાપવામાં અને તેને સંગીન પાયાપર મૂકવામાં એમણે ઘણી જહેમત ઉઠાવી હતી ને વિરોધ સહન કર્યો હતો, પરંતુ ચીવટાઇથી તેઓ પોતાના ધ્યેયને વળગી રહ્યા હતા. એ કેળવણી મંડળ હસ્તક ચાલતાં વાચનાલય, પુસ્તકાલય, ક્રીડાંગણ અને બાળક્રીડાંગણ જેવી સંસ્થાઓના સંચાલકો જ્યારે જ્યારે નાણાંની તંગીને લીધે અગર તો બીજા કોઇ કારણસર નિરુત્સાહી થઇ જતા, ત્યારે ત્યારે ચંદુભાઇ તેમનામાં આશા અને ઉત્સાહ રેડતા ને તેમના કાર્યમાં સક્રિય સહાય કરતા. આ બધું કરવા છતાં પોતાનું નામ મોખરે આણવાનો વિચાર તેમણે કદી સેવ્યો નહોતો. લોકસેવા કરીને જ તેઓ સંતોષ માનતા, કારણ કે જનસેવા એ પ્રભુસેવા બરાબર છે એમ તેઓ માનતા હતા. એમના દુઃખદ અવસાનથી રાંદેરની હિંદુ જનતાએ એક અમૂલ્ય રત્ન ગુમાવ્યું છે.

મારા ગુરુવર્યના જીવનના આ આછા પરિચય પરથી શું એમ પુરવાર નથી થતું કે परोपकाराय सतां विभूतयः ?



ॐ

## મારો અનુભવ

પરમ પૂજ્ય શ્રી. ચંદુભાઇના સહવાસમાં હું સને ૧૯૩૭–૩૮ થી આવેલો.........પૂ. શ્રી. ચંદુભાઇનો પ્રેમાળ આકર્ષક સ્વભાવ તથા તેમની સમજાવવાની રીત દરેકને પ્રિય થઇ પડતા. મારા ઉપર તેમનો તથા તેમનાં પત્ની શ્રી. ગોદાવરીબહેનનો પુત્રવત્ પ્રેમ હતો.

પૂ. શ્રી. ચંદુભાઇ તેમના અંગત જીવન વિષે બહુ જ થોડું બોલતા. "આ મુડદા વિષે કહેવું શું?" એવું ઘણીવાર શરીર ઉપર હાથ મૂકીને બોલતા. "શરીર જન્મ લે અને મરે, તેમાં અહંભાવ રાખવો તેનું જ નામ અજ્ઞાન," એવું એમનું સૂત્ર હતું.

પૂ. શ્રી. ચંદુભાઇ એક ગૃહસ્થ યોગીનું જીવન ગાળતા. પહેલાંના ઋષિમુનિઓ જેવું જીવન જીવતા–તેવા જ જીવનની ઝાંખી થતી. દરેક સ્ત્રીપુરુષને, જાતિ ધર્મ કે કશાના ભેદભાવ સિવાય તેમના આખા કુટુંબનો સ્નેહભર્યો સ્મિતભર્યો આવકાર મળતો. દરેકની બને તેટલી સેવા કરવી એ તેમનું સૂત્ર હતું. તેમને ઘેર આગંતુકોનો ડાયરો જામતો. તેમનામાં થાક જેવી વસ્તુ નહોતી. મેં એકવાર પૂછેલું કે, "શ્રમ પડતો નથી? ગમે તેવા સવાલોના જવાબ આપતાં કંટાળો નથી આવતો?" જવાબ આપેલો કે, "ઊલટો આનંદ આવે છે. તેટલો વખત સમજાવતાં તો હું મારી સ્થિતિમાં રહું છું એટલો લાભ છે."

એમનું સતત કહેવું હતું કે, "તમો સાક્ષીરૂપ છો તેમાં તમો દૃઢનિશ્ચય કરો. એમાં બધી જાતની સાધનાઓ, ક્રિયાઓ, યોગ આવી જાય છે. આ સૂત્ર સર્વ જ્ઞાનનું મૂળ છે. તમો સાક્ષીરૂપ છો, અખંડ

ચૈતન્ય છો, બધામાં વ્યાપ્ત છો. આ શરીર તો એક મુડદું છે.' અને આ વિચાર દઢ કરવા માટે તેઓ તેમની લાક્ષણિક ઢબે કહેતા કે, "સવારના ઊઠો ત્યારે પૂછો, 'કોણ ઊઠયું, કોણ બેઠું થયું?' આ શરીર રૂપી મુડદું બેઠું થયું. આ શરીર અને 'હું' જુદા છીએ. શરીર તે 'હું' નથી. તેથી દરેક કાર્ય કરો ત્યારે વિચાર કરો, 'કોણ કામ કરે છે?' તો આ મુડદું કામ કરે છે અને 'હું' તો તેને તટસ્થ સાક્ષી રૂપે જોયા કરૂં છું એવો તમને અભ્યાસ પડશે અને એવું તમને સતત ભાન રહ્યા કરશે."

શ્રી ચંદુભાઇને આડંબર ગમતો નહિ. પૂજાવું ગમતું નહિ. નવો પંથ ચલાવવો નહોતો. તેમની વાતોમાં તેઓ સરળ ભાષા વાપરતા; વેદાંતના કે શાસ્ત્રના એકે વચનો ટાંકતા નહિ. ગૂઢ શબ્દો બોલતા નહિ. સામા માણસોને સરળ ભાષામાં ઘરગથ્થુ દૃષ્ટાંતો આપીને સમજાવતા. દાખલા તરીકે, રોટલી વણવા માટેના સાધનો ચાકલો અને વેલણ છે, અને રોટલી વણાઇ રહે ત્યાંસુધી આપણે તેમનો ખપ પડે છે. પછી તે ખાલે મૂકીએ છીએ, ને તેવી રીતે ક્રિયા એ સાધનરૂપ છે. આપણને આપણી સ્થિતિનું ભાન થયું કે, "હું સચ્ચિદાનંદરૂપ છું પછી ક્રિયાનો ખપ નથી."......વેદાંતમાં આપેલા શબ્દો અને વચનો તેઓ સારી રીતે સમજાવતા. ભગવા પહેરવા તેને તેઓ ત્યાગ કહેતા નહિ. જગતને છોડીને હિમાલય સેવવો એ તેમના સ્વભાવની વિરુદ્ધ હતું. તેઓ કહેતા કે, "આ શરીર 'હું' છું તે વિચારનો ત્યાગ કરો, દેહમાં કોઇપણ જાતનો અહંભાવ ન રાખો. કર્મ મેં કર્યું છે તેનો પણ ગર્વ ન કરો. સર્વ કોઇ ઇચ્છાનો ત્યાગ કરો તે ખરો ત્યાગ છે."

સંસાર વ્યવહાર તરફ ઉદાસીન રહેવું કે દુર્લક્ષ રાખવું એવું તેઓ કોઇ દિવસ કહેતા નહિ. તમારો સંસાર વ્યવહાર સ્વચ્છ અને પ્રામાણિકપણે ચલાવો અને તમારી ફરજો અદા કરો તેવું કહેતા.

દાખલો આપતા કે, ધારો કે પ્રભુ હજામ હોય તો કેવી રીતે હજામત કરે? સારી રીતે ચોખ્ખી રીતે સંતોષ આપે તેવી રીતે કરે. તેવી જ રીતે તમો જે કાંઇ કાર્ય કરો ત્યારે પ્રભુ તે કેવી રીતે કરે તેનો ખ્યાલ રાખીને સંપૂર્ણ સુંદર રીતે કરો. તેઓ કહેતા, સંસાર અસત્ય છે એવું શાસ્ત્રમાં વચન છે, એટલે સંસાર સંપૂર્ણ સત્ય નથી. પણ સંપૂર્ણ સત્ય નથી તો થોડું ઓછું પણ સત્ય છે ને? સો ટચનું સોનું અને સત્તાણું ટચનું સોનું–સત્તાણું ટચના સોનાને તમે સોનું નહિ કહો? એટલું કહેશો કે તે સોનું તો છે પણ શુદ્ધ સો ટચનું નથી. તે પ્રમાણે તમો જગતમાં છો ત્યાંસુધી તમારા માટે જગત સત્ય છે-મિથ્યા નથી, અને તે સત્ય માનીને તમારે વ્યવહાર કરવો રહ્યો.

પ્રાણાયામ તેઓ નીચે મુજબ સમજાવતા.

પૂરક—હું મારી અંદર પરમાત્માને પૂરી રહ્યો છું.

કુંભક—અંદર પરમાત્મા છે. પરમાત્મા સિવાય બીજું કશું નથી.

રેચક—અહંકાર (અહમ્) નીકળી ગયો છે.

ધારણા—પરમાત્મા છે અને બીજું કાંઇ નથી તેવો નિશ્ચય કરવો.

ધ્યાન—સર્વ પરમાત્મા છે. હું, જગત્ છે જ નહિ.

સમાધિ—હું, જગત્ કશું રહ્યું જ નથી, અને પરમાત્મા (સાક્ષી) અંદર બહાર એક સરખો હું છું.

અથવા તો બીજી રીતે,

ત્રણે કાળમાં ધારણા–પ્રભુ સર્વે ઠેકાણે સર્વરૂપ છે; ધ્યાન–સર્વરૂપ થયો એટલે 'હું' જ એ રૂપ થઇ ગયો, અને સમાધિ–જો "હું" એ રૂપ થઇ ગયો તો મારા સિવાય બીજું કાંઇ નથી.

પૂજ્ય શ્રી ચંદુભાઇને મારા વંદન હો!

ૐ

## પરમ પૂજ્ય શ્રી ચંદુભાઈ

પરમ પૂજ્ય શ્રી ચંદુભાઇએ લખેલી "આત્મ સાક્ષાત્કાર"ની પુસ્તિકા એક ધન્ય પળે મારા હાથમાં આવી. મેં તે બે ત્રણ વાર વાંચી અને પછી મારા એક મુરબ્બી સ્નેહીને બતાવી. તેમણે કહ્યું કે, "આ મહાત્મા સાથે પોતાને ઘણા વર્ષનો ગાઢો પરિચય છે અને તેઓશ્રી હાલમાં અમદાવાદમાંજ છે. મેં તેમને તેમનું દર્શન કરાવવા વિનંતિ કરી. તેઓ પોતે પણ મને પૂજ્યશ્રી પાસે લઇ જવા ઇંતેજાર હતા, છતાં કોઇ અગમ્ય કારણે બે એક માસનો વિલંબ થયો. આ અરસામાં મારા મનની તાલાવેલી વધી. આખરે સદ્ભાગ્યે હું દર્શન કરી શકયો, અને ત્રણેક અઠવાડિયાં સુધી રોજના તેમના સત્સંગનો લાભ મેળવી શકયો.

પૂજ્યશ્રીએ પોતાના વાત્સલ્યપૂર્ણ પ્રેમાળ સ્વભાવથી પહેલાજ પ્રસંગમાં મને પોતાનો કરી લીધો. મારા મનનો સંકોચ જતો રહ્યો. મેં કહ્યું, "જ્યારે જ્યારે કોઇ જગાએ કથાવાર્તા કે સંતોના પ્રવચન મારા સાંભળવામાં આવતાં ત્યારે ત્યારે ટૂંકે રસ્તે દોરી સત્ય વસ્તુ સમજાવનાર સદ્ગુરુની જરૂરિયાત લાગ્યા કરી છે. તેથી જ્યારે "આત્મ સાક્ષાત્કાર" વાંચ્યું ત્યારે મને એમ થઇ આવ્યું કે આ જગાએજ જોઇતા ગુરુ મળી રહેશે, પરંતુ મારે તો એકડાથીજ શરૂ કરવાનું છે."

તેઓશ્રીએ કહ્યું, "એકડાથીજ શરૂ કરવાનું છે તે ઠીક છે, નહિતર એકડોય અવળો ઘૂંટયો હોય તો તે પહેલાં ભૂંસવું પડે, અને તે પછીજ નવેસરથી ખરો એકડો શરૂ કરાય. પણ તમે કહો

છો કે ગુરુ જોઇએ, તો સાચો ગુરુ કોણ અને શિષ્ય કોણ તે સમજાવું."

"મારામાં તું ગુરુ કોને માનીશ? આ બહારથી દેખાય છે તે તો સ્થૂલ દેહ છે, અને એ તો કાળે કરીને પડવાનો છે. તેથી જેનો અમુક સમય પછી વિયોગ થવાનો છે તે ગુરુથી આપણું કાર્ય ન સધાય. ત્યારે દેહ સાથે ઇંદ્રિયો છે તે પણ રહેવાની નથી. તે પછી મન જુઓ. તો તે પણ ઘડી ઘડીમાં બદલાયા કરે છે. આજે એને અમુક વિચાર સાચો લાગે તો કાલે વળી એ વિચાર યોગ્ય ન લાગે, અને બીજો વિચાર યોગ્ય લાગે એટલે એ સંકલ્પ વિકલ્પ કરનારૂં અને વિકારી સ્વભાવવાળું છે, તેથી એ પણ ગુરુસ્થાને ન શોભે. બુદ્ધિની પણ એજ દશા છે. તો હવે એવા તત્ત્વનો વિચાર કરવો રહ્યો કે જેમાંથી શક્તિ મેળવી મન, બુદ્ધિ, ઇંદ્રિયો, દેહ વગેરે પોતાનાં કાર્ય કરે છે. એ જ ગુરુ સ્થાને શોભે એવું એ અવિકારી, અવિનાશી તત્ત્વ છે. સર્વ પ્રાણી અને પદાર્થમાં આ તત્ત્વ ઓતપ્રોત થઇ રહ્યું છે. સ્થૂલ, સૂક્ષ્મ જે કંઈ છે તેમાં એ તત્ત્વ પૂર્ણપણે વસી રહ્યું છે. એ તત્ત્વ જ સાચો ગુરુ છે, અને એ જ આત્મા–પરમાત્મા–સત્ ચિત્ આનંદ–બ્રહ્મ–પરબ્રહ્મ છે. એ સતગુરુ–'સદ્‌ગુરુ' છે અને એનો સંગ એ જ સાચો 'સત્સંગ' છે."

"એ સદ્‌ગુરુ મારામાં, તારામાં અને સર્વ કંઇમાં છે, તો પછી એને તારામાં જ જો. એ જ તારૂં સાચું સ્વરૂપ છે. પરંતુ ઘણા કાળથી તારૂં મન એ વાત ભૂલી ગયું છે, તેથી તું પોતે આત્મસ્વરૂપે ગુરુ થઇ મનને શિષ્ય બનાવી સમજાવ, અને સાચો આનંદ કે જે તારૂં પોતાનું સ્વરૂપ હોઇ તારી પોતાની અંદર જ છે તેનો અનુભવ કર."

"સંસારની ધમાલમાં પડી પોતાને જ આપણે ભૂલી ગયા છીએ, અને પછી પોતાને શોધવા બહાર ફાંફાં માર્યા કરીએ છીએ,

અને એ શોધમાં રસ્તો બતાવનાર ગુરુ શોધીએ છીએ. તમે એને તમારી અંદર જ જુઓ તો એ બેઠેલો જ છે. તમે પોતે એ સ્વ-રૂપ જ છો. આત્મસ્વરૂપે તું પૂર્ણ હોવાથી તારે પોતાને તો કંઇ જાણવાનું છે જ નહિ. જાણવું ન જાણવું એ મનનો ધર્મ છે, તો એને સમજાવ. એટલી વાત ઠીક છે કે આ સત્ય સમજાવનાર માટે આપણા મનમાં માન અને સદ્ભાવ રહે એ સ્વાભાવિક છે. તું અહીં રોજ આવજે એટલે આ વાત તારા મનમાં વધુ સ્પષ્ટ રીતે ઠસતી જશે અને દૃઢતા આવતી જશે."

મેં પૂછ્યું કે, "આપ કહો છો કે આત્મતત્ત્વ સર્વત્ર ઓતપ્રોત વ્યાપી રહ્યું છે તો પછી અમે એને દેખતા કેમ નથી?" ચંદુભાઇ કહે, "જ્યારે આપણે સુવર્ણના અલંકાર જોઇએ છીએ ત્યારે સુવર્ણ અને આકાર બંને જોઇએ છીએ, છતાં કેવળ અલંકારનું નામ જ બોલીએ છીએ. તેમ માટીનો ઘડો જોઇએ છીએ ત્યારે માટી અને ઘડાનો આકાર બંને જોઇએ છીએ, છતાં 'ઘડો' એમ જ બોલીએ છીએ. સુવર્ણ અને માટી જ અલંકાર અને ઘડારૂપે બની ગયાં છે. બંને જુદા છે જ નહિ. તેવી રીતે પરમાત્મા જ જગત્‌રૂપે બની રહ્યા છે. જગત્‌માં જે કંઇ જોઇએ છીએ તે બનાવીને પરમાત્મા જુદા રહી એક બાજુએ નથી બેઠા. તે સર્વત્ર સર્વમાં ઓતપ્રોત છે. વળી જુઓ. જ્યારે આપણે ચિત્ર જોઇએ છીએ ત્યારે કાગળને પણ જોઇએ જ છીએ, છતાં ચિત્રનો જ ઉલ્લેખ કરીએ છીએ. તેનો અર્થ કાગળ નથી કે નથી જોયો એમ નથી. વ્યવહારમાં સુવર્ણ, માટી, કાગળ એ બોલાતાં નથી એટલું જ; બાકી અલંકાર, ઘડો અને ચિત્ર જોતાં તેમના આધાર સુવર્ણ, માટી અને કાગળને પણ જોઇએ જ છીએ. આપણી આંખ કોઇપણ વસ્તુ જુએ છે ત્યારે તે વસ્તુના મૂળ આધારરૂપ પરમા-ત્મતત્ત્વને તો જરૂર જુએ છે. તે પ્રમાણે દરેક ઇંદ્રિય જ્યારે

પોતાના વિષયને ગ્રહણ કરે છે ત્યારે તે તે વિષયના અધિષ્ઠાનરૂપ પરમાત્મતત્ત્વને જ ગ્રહણ કરે છે. પરંતુ ઘણા કાળથી અવળું જ્ઞાન ઘૂંટયા કર્યું છે તેથી આપણે આપણા અસલ સ્વરૂપ એ પરમાત્મતત્ત્વને ભૂલી ગયા છીએ, અને તેથી દુ:ખી થઇએ છીએ. માટે એકવાર આપણું સર્વનું જે સત્ય સ્વરૂપ છે તે બરાબર સમજી લેવું, અને પછી તેમાં દૃઢતા લાવવા સતત પ્રયત્ન કરવો."

મેં એકવાર કહ્યું, "ઘણી વાર મનમાં એમ થઇ જાય છે કે ઘર છોડયા વિના માયા નહિ છોડાય, અને પૂર્ણતા પણ નહિ પળાય."

એમણે કહ્યું, "ઘર કોણ છોડશે? તું જંગલમાં નાસી જઇશ તેથી તારા કુટુંબથી તું વિખૂટો પડીશ એ વાત ખરી, પણ સંસાર તો કુટુંબમાં નથી પણ મનમાં છે. જો, આ જગતમાં આટલા મનુષ્યો છે, તેમાંથી કોઇ જન્મે છે ને કોઇ મરે છે, પણ તેથી તને હર્ષ કે શોક થતો નથી. પરંતુ તારા સગાંસંબંધીમાં જ્યારે તેવા પ્રસંગ આવે છે ત્યારે તને હર્ષશોક વગેરે થાય છે. તેનું કારણ શું? કારણ એજ કે તું તારા મનથી અમુકને જ પોતાનાં માની બેઠો છે, તેથી તેમના ઉપરની મમતા તને બાંધી લે છે; તો અમુકને જ પોતાનાં શા માટે માનવા? સારાય જગતના પ્રાણી માત્રને પોતાનાં કુટુંબી ગણી વિશાળ કુટુંબ બનાવ અને દરેક ઉપર સમભાવ રાખ જેથી શાંતિ અને આનંદનો જ અનુભવ રહેશે."*

---

*પરમ પૂજ્ય પંડિત શ્રી લાલનસાહેબ પાસે આ લેખ હું વાંચી ગયો ત્યારે તેમણે આ સ્થળે નીચેનું લખાણ ઉમેરવા સૂચના આપી:—

"કુટુંબ ઉપરની મમતાને વિસ્તારી આખા જગતરૂપ કરી મૂક એટલે બ્રહ્મનું વ્યક્તસ્વરૂપ જણાશે. એ વ્યક્તમાં (જેમ અલંકારમાં સુવર્ણ રહ્યું છે તેમ) અવ્યક્ત બ્રહ્મ પણ જણાઇ રહેશે. સર્વમાં પૂર્ણ પ્રેમરૂપ (તું) થઈ રહે પ્રેમની સામે દ્વેષનો અંશ નથી, જેમ સૂર્યમાં રાત્રી નથી તેમ."

"વળી જંગલમાં જઇશ તો મનમાં ઘર કરી બેઠેલા રાગદ્વેષ તથા ૭ શત્રુઓ એમના એમ બીડાએલા રહી જશે અને તેમની અનુકૂળતાએ બહાર આવી તને સતાવશે, જ્યારે સંસારમાં દરેક પળે તે તારી સામે આવશે તેથી તને તેમનો સામનો કરવાનો અવકાશ મળશે. અહીં તો તને ખબર પડશે કે તેઓ નાબૂદ થયા કે નહિ, અને જંગલમાં કાંઇ કસોટી ન હોવાથી તારા મનની તૈયારીની તને ખબર પડશે નહિ. તેથી મનને મનાવતો જા, તેને તૈયાર કરતો જા, અને સંસારમાંથી આનંદ લૂંટતો જા. સંસારનું સત્ય સ્વરૂપ જાણીશ એટલે મોહને બદલે પ્રેમરૂપ થઇ રહેશે, પછી દુઃખ ક્યાં રહ્યું?"

એક વાર મેં કહ્યું, "મિલની લગભગ બાર કલાકની નોકરીમાં ચિંતનનો સમય ક્યાં મળે?" ચંદુભાઇ કહે, "દિવસના ચોવીસ કલાકમાં શું તું મિલનો જ વિચાર કર્યા કરે છે? ઘરમાં, રસ્તામાં, કે નોકરીમાં પણ જ્યારે જ્યારે મન નવરૂં પડે અને નકામા વિચારો કરવા માંડે ત્યારે ત્યારે સાવધાન રહી તેને ચિંતવનમાં દોરવા પ્રયત્ન કરવો. આમ કરતાં કરતાં તેને ટેવ પડી જશે. આપણે એક કલાકનો યોગ નથી કરવો પણ ચોવીસે કલાકનો યોગ કરવો છે. અનિષ્ટ કાર્યમાં પહેલેથી જ પ્રવૃત્તિ ન કરવી; બાકી દરેક કાર્ય કરતાં પહેલાં અને કર્યા પછી 'કાર્ય કોણે કર્યું અને હું કોણ?' એવો પ્રશ્ન વિચારી જોવો, એટલે અંદરથી જ જવાબ મળશે કે, 'મને શરીરદ્વારા કાર્ય કર્યું અને હું તો સાક્ષી સ્વરૂપ છું.' આમ કરેથી કાર્યમાં અહમ્ નહિ રહે. હાલ અહમ્ સંસારમાં છે તેને ત્યાંથી ખસેડીને આત્મામાં રાખ અને મનને આત્મવિચાર આપ એટલે ચોવીસે કલાક ચિંતવન થયા કરશે."

આવી રીતે ઉપદેશ આપ્યા કરતા. હું નોંધ કરતો તો કહેતા કે, "દુનિયાના પુસ્તકોમાં ઘણું લખાઇ ગયું છે તેથી શું કામ લખે છે? આટઆટલાં પુસ્તકો છે અને તેને મોંઢે કરનાર પંડિતો

પણ છે, છતાં તેઓમાંથી ઘણા પચાવીને અનુભવમાં ઉતારતા નથી તેથી કોરા રહી જાય છે. તું તારી નોટમાં ભરી ન રાખતાં જે સાંભળે તે ઉપર ખૂબ વિચાર કરી અનુભવમાં ઉતારતો જા, અને તેથી દઢતા આવી જશે." છતાં ઉદારતાથી લખવા દેતા અને સુધારી પણ આપતા.

તેઓશ્રી કહેતા, "મોટા ગણાવા પ્રયત્ન ન કરવો. નાના થવામાં જ મજા છે. જો, એકવાર સમુદ્રનું મોજું એક પરપોટાની ક્ષુદ્રતા ઉપર તિરસ્કાર ભરી હાંસી કરવા લાગ્યું. ત્યારે પરપોટો કહે, 'મોજાંભાઇ, હું તો નાનું છું પણ તેમાં ઘણું સુખ છે. હમણાં થોડા જ સમયમાં આ મારો દેહ ફૂટી જશે અને હું જળ ભેગું ભળી જઇશ. મારો છૂટકારો ઘણો સહેલો છે, પરંતુ તમારી તો દયામણી સ્થિતિ છે. તમે તો આવડા મોટા રહ્યા તેથી તમારો પાર એમ જલદી નહિ આવે. તમે તો સામેની ભેખડ સામે સતત અથડાયા કરશો અને બીજાં નાનાં મોજાંનાં રૂપ લેશો, પછી મારા જેવા અનેક પરપોટારૂપ બનશો, અને એ સર્વ એક પછી એક ફૂટશે ત્યાર પછી જ તમારો છૂટકારો થશે.' ચંદુભાઇ કહે, "પરપોટો થવું, મોજું નહિ. નાના થવામાં મજા છે. જો, સાંભળ.

"કોઇ સંત વિરલે જાણીયું, કોઇ નર જવલ્લે જાણીયું,
એ વાતું છે ઝીણીયું રે જી.
ખાંડ વેરાણી રેતમાં, જયમ વીણી લાવે કીડીયું રેજી;-એ વાતું૰
પાણી માંહી દૂધ ભેલાણું, પામી જાશે હંસીયું રે જી;-એ વાતું૰
મોટા કુહાડા કાંઇ ના કાપે, લોઢું કાપે છીણીયું રે જી-એ વાતું૰
માન બડાઇઓ મેલી દેજો, એરે કરણીઓ એવીઓ રે જી;-એ વાતું૰
કહત કબીરા સુનો ભાઇ સાધો, અમરાપુરની વાણીયું રેજી-એ વાતું૰"*

* મહાત્મા કબીરજીના નામે આ લોકગીત કોઈ ભજન બનાવનારે રચ્યું હોય એમ લાગે છે.

ગયા શ્રાવણ માસમાં છેલ્લીવાર ચંદુભાઇ જોધપુર ગયા ત્યારે અમદાવાદ સ્ટેશને હું તેઓશ્રીને મળ્યો. મને પ્રેમથી પાસે બેસાડી કહે કે, "હવે કયાંસુધી મારા ઉપર કે કોઇનાય ઉપર આધાર રાખ્યા કરીશ? હજી કયાં કયાં રખડવું છે? તમે બધા સમજી ગયા છો એ વાત નક્કી છે, તો પછી હવે રોજ નિયમસર ચિંતવન કરીને દૃઢતા મેળવતા રહો. દૃઢતાની જ ખામી છે. જેમ જેમ આત્મામાં દૃઢતા આવતી જશે તેમ તેમ જૂનાં સંસ્કારોનું બળ ઓછું થતું જશે અને આનંદ અનુભવ્યા કરાશે. પ્રયત્ન ચાલુ રાખજો. થોડોક સમય કઠિન લાગશે, પરંતુ પછી રસ્તો સરળ થઇ જશે. કશુંય નવું મેળવવાનું નથી, પણ પોતાનું માની પકડી રહ્યા છો તેને છોડી દેશો એટલે પછી અસલ સ્વરૂપ રહેશે. એ જ આપણું સર્વનું સ્વરૂપ છે. ઘણી વખત કહેલું ફરીને કહું છું તે સાંભળ. આ દેહમાં (મારામાં) જે તત્ત્વ છે તેજ તત્ત્વ તારા દેહમાં, સર્વ દેહમાં અને સર્વત્ર વ્યાપી રહેલું છે, અને એજ સર્વનું સત્ય સ્વરૂપ છે, પછી આ દેહનો મોહ શા માટે રાખવો?"

તે દિવસે ખબર ન પડી કે, 'આત્મસ્વરૂપ, પ્રેમી ચંદુ'* શા માટે આમ કહી રહ્યા હતા?

તેઓશ્રી પ્રેમસ્વરૂપ હતા. જાણ્યા અજાણ્યા સર્વને પહેલા પ્રસંગે જ અપનાવી લેતા. મને, મારી પત્ની તથા બાળકોને પહેલા પ્રસંગથીજ તેમણે તથા પૂજ્યશ્રી ગોદાવરી બહેને પોતાનાં કરી લીધાં હતાં. દરેક પત્રમાં મારી પત્નીને 'પુત્રી' સંબોધી લખતા, અને સાચે જ એવો વાત્સલ્યભાવ એ બંનેના સ્વભાવમાં સહજ હતો.

---

* તેઓશ્રી તેમના પત્રોની શરૂઆત 'આત્મસ્વરૂપ'થી કરતા અંતે છેડે 'પ્રેમી ચંદુ' લખતા.

## સ્વ. ચંદુભાઇનો દરેકને ઉપદેશ

ઘણા માણસો કહે છે કે, અમને ફુરસદ નથી. પણ ભલા, તમે સૂવા તો જાઓ છો ને? માટે ચોવીશ કલાકમાંથી ધ્યાન માટે પણ વખત ગોઠવો.

એક જ વખત (ગમે ત્યાં હો ત્યાંથી આવવું).

એક જ આસન (તે જ જગોએ બેસવું).

એક જ મંત્ર (ૐ રામકૃષ્ણ–એક જ લેવો).

હવે એક જ વખતે એક જ આસને બેસી જે મંત્ર લીધો હોય તે અક્ષર લલાટમાં લખેલો હોય તેમ માની તે પર સ્ફુરતા રાખવી. હળવે હળવે સંકલ્પ વિકલ્પનો વેગ ઓછો થશે. પ્રથમ બે માસ પા કલાક, પછી બે માસ અર્ધો કલાક, પછી પોણો કલાક એમ અભ્યાસ વધારતા જવો. જો દશ વાગે રાત્રે બેસો તો વધારતા વધારતા ત્રણ ચાર કલાક થવાથી તમારા પૂર્વના સંચિત કર્મ બળી દિવ્ય જ્ઞાન, દિવ્ય ચક્ષુ અને દિવ્ય દેહ બની સાક્ષાત્કાર થશે.

### સ્વ૦ ચંદુભાઇ સાથેનો કેટલોક વાર્તાલાપ

માણસ માણસ પ્રત્યેની ફરજ બજાવે એ ધર્મ નહિ પણ નીતિ છે. ધર્મ એટલે તો ઈશ્વરમાં તદાકાર થવું........ધર્મગ્રંથો, સમૂહ પ્રાર્થના, કથા, સમાજસેવા મંડળો, ચર્ચા, ઉપદેશ એ બધાનો હેતુ મનુષ્યની માનસિક અને નૈતિક વૃત્તિઓની સુધારણા માટે છે. પરંતુ ધર્મના યથાર્થ સ્વરૂપનું ભાન કરાવવાનો માર્ગ તો જુદોજ છે: તેનાથી અજ્ઞાનતા અને મોહ માયા દૂર થાય છે.

× × ×

અભ્યાસ અને વૈરાગ્યથી મનોજય થાય છે. અભ્યાસ એટલે મનને હંમેશ પ્રયત્નપૂર્વક પ્રભુ અગર આત્માપર ઠરાવવું, અને વૈરાગ્ય એટલે વિષયી પદાર્થ તરફથી મનને પાછા વાળવું.

'હું કોણ છું.' એમ પૂછ્યા કરો. ૐના માનસિક જપ કરો, આત્માનું ધ્યાન ધરો. બધા વિચાર આપોઆપ નાશ પામશે. એકલા બેસી મનની વૃત્તિને તપાસો. સાક્ષીભાવથી રહો. વૃત્તિને અને પોતાને એકમેક ન કરતા. વાસનાનો નાશ કરો.

થઇ ગયાનો વિચાર ન કરો, ભવિષ્યનો ન કરો, વર્તમાનમાં શુદ્ધ રીતે વર્તી ચાલો.



## પૂજ્ય ચંદુભાઇનો સદુપદેશ—

... ... એમનો સ્વભાવ બાળક જેવો હતો. નાના છોકરાઓ સાથે બેસતા ત્યારે છોકરાઓને એમ લાગતું કે હતું કે પૂ ચંદુભાઇ અમારા જેટલાજ છે. જુવાનો સાથે બેસતા ત્યારે તેમને એમ લાગતું કે અમારા જેટલા જ પૂ. ચંદુભાઈ છે, અને વૃદ્ધો સાથે બેસતા ત્યારે વૃદ્ધોને એમ થતું કે અમારા જેટલાજ પૂ. ચંદુભાઇ છે. સૌ સાથે એવી સુંદર રીતે મળી જતા કે નાના મોટાનો ભેદ-ભાવ રહેતો જ ન હતો. સૌ સાથે બહુ પ્રેમપૂર્વક વર્તતા હતા. પોતે ખાદીધારી હતા. મહાત્મા ગાંધીજીને ઘણું માનનારા હતા. રેંટિયો ફેરવતા હતા. વિલાયત ગયા ત્યારે પુષ્કળ ગરમ કિમતી કપડાં એમની પાસે હતાં તે બધાંજ પડતા મૂકી ખાદીધારી બન્યા હતા રાંદેરની પ્રજાની સારી સેવા કરતા ન્યાતજાતની તથા ગામની સારી સેવા બજાવતા. વિના મૂલ્યે દવા વગેરે આપતા હતા. રાંદેરની એક લાયબ્રેરી તથા કેળવણી મંડળ છે એ એમનીજ મહેનતને લઇ ઊભું થયું છે. એમાં એમણે ગામના લોકોને સમ-જાવી સારા પૈસા એ મંડળમાં ભરાવ્યા છે, તેમજ બહારથી પણ કેટલીક રકમ એમની લાગવગથી આવી છે. આજે રાંદેરને તથા મંડળને એમના અવસાનથી સખત ફટકો પડયો છે. એમના જેવા નિઃસ્પૃહી, નિઃસ્વાર્થી કામ કરનારા મળવા મુશ્કેલ છે.

એમણે જ્ઞાન માર્ગ સમજાવવાની રીત ઉપર બહુ જ કાબૂ મેળવ્યો હતો. કર્મમાર્ગ અને ભક્તિમાર્ગ પણ સમજાવતા, પણ જ્ઞાનમાર્ગ બહુ જ સુંદર અને સરળ રીતે સમજાવતા. યોગવાસિષ્ઠના સિદ્ધાંતો એમને કંઠસ્થ જેવા હતા. એ કહેતા કે, જેમ તમારૂં મન

સ્વપ્નમાં સૃષ્ટિ રચે છે, પહાડ નદી નાળાં સૂર્ય ચંદ્ર તારા વાઘ, સિંહ પશુ પક્ષી નર નારી વગેરે રૂપે મન જ બની જાય છે, મન જ બધા રૂપો ધરી સ્વપ્નસૃષ્ટિરૂપે થઇ જાય છે તેવી જ રીતે આત્મા-પ્રભુ-પોતે જ આખી સૃષ્ટિરૂપે થઇ રહેલ છે. જગત જ ઈશ્વર-રૂપ છે-પ્રભુરૂપ છે-આત્મારૂપ છે, અને આગળ જતાં અનુભવ વધતાં એવું ભાન થશે કે તમે પોતે જ જગતરૂપે છો. હું પોતે જ જગતરૂપે છું હું અને જગતમાં કંઇ ભિન્નતા નથી, હું તે જગત્ અને જગત્ તે જ હું એવું ભાન થશે. જેમ તમારી ચોપડી, તમારૂં ઘર, તમારી મિલકતથી તમે જુદા છો, તેમ તમારો દેહ, તમારૂં મન, તમારી બુદ્ધિથી તમે જુદા છો. તમે એ બધાથી પર છો. તમે તો અસલ આત્મારૂપ છો-આત્મા જ છો. પ્રભુ-આત્મા વિશ્વવ્યાપક છે, ને વિશ્વાતીત એટલે વ્યાપક છતાં એનાથી પર છે, તેમ આત્મા દેહ, મન, બુદ્ધિ, વગેરેથી પર છે, અને તે તમે જ છો. દેહ, મન, બુદ્ધિથી પર થતાં શીખો, સાક્ષીભાવ પર જતાં શીખો. જેમ ક્રિકેટમાં સાક્ષી એટલે જોનાર ક્રિકેટની રમતથી ભિન્ન છે, તેને ક્રિકેટની રમતમાં લેવા દેવા નથી, તેમ તમે (આત્મા) આ દેહ, મન, બુદ્ધિ વગેરેને જોનાર છો ને ભિન્ન છો. તમને આ ભાન હમણાં થતું નહિ હોય તો પુષ્કળ ઓંકારનાં જપ કરો. હૃદય નિર્મળ બનાવો. સવાર-સાંજ હું આ દુનિયાના પદાર્થોથી ભિન્ન છું એવું પહેલા અનુભવો. સતત સાક્ષી ભાવ પર ચાલ્યા જવા કોશિષ કરો. એ થયા બાદ એવો અનુભવ કરો કે હું જ જગતરૂપે-જગતના આત્મારૂપે-પદાર્થોરૂપે છું, હું જ બધા રૂપે થઇ રહ્યો છું. જેમ નાટકમાં એક એક્ટર રાજા બને, રાણી બને, નોકર બને, પ્રધાન બને તેમાં માણસ એકનો એક છતાં જુદા જુદા રૂપ ધારણ કરે છે, તેમ તમે આ સૃષ્ટિમાં જુદા જુદા રૂપ ધારણ કરીને રહ્યા છો એવો અનુભવ કરો. મારાથી

કોઈ ભિન્ન નથી. પહેલાં નિષેધ માર્ગ લો, પછી વિધિ માર્ગ લો. નિષેધ માર્ગ એટલે હું દેહ નથી, મન નથી, બુદ્ધિ નથી, બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય નથી, નર નથી, નારી નથી, જીવ નથી, જંતુ નથી, પણ એ સૌથી પર આત્મા છું ને સૌથી ભિન્ન છું. એમ અનુભવો પછી વિધિ માર્ગપર જાઓ. એટલે જેમ સ્વપ્નમાં તમે પોતે જ સ્વપ્નસૃષ્ટિરૂપે થઈ જાઓ છો, નદીનાળાં-સૂર્ય-ચંદ્ર-નગર-પશુ-પક્ષી વગેરે બની જાઓ છો, તેમ તમે પોતે જ આ સૃષ્ટિરૂપે થઈ રહ્યા છો એમ અનુભવો. રાગદ્વેષ ઈર્ષ્યા, લોભ, લાલચ, ભેદભાવ વગેરેથી રહિત બનો. તમે પોતે જ આત્મા છો, જગતરૂપે છો, સારા બ્રહ્માંડમાં વિલસી રહ્યા છો એવો અનુભવ થશે ત્યારે આનંદની છોળો ઊડશે, આનંદમાં મગ્ન બની જશો, આનંદમય થઈ જશો. જ્યાં હું-તુંના ભેદભાવો ઊડી જશે, સારૂં બ્રહ્માંડ હુંમય બની જશે, પશુ-પક્ષી-જીવ-જંતુ-ઝાડ-પાન-દૂધ-ફળ-ફૂલ-સૂર્ય-ચંદ્ર-આકાશ-નદી-નાળાં-પહાડ-પર્વત--હું મય લાગશે, ત્યારે ખરી આનંદની મઝા-આનંદની લહેર આવશે, જીવન બ્રહ્મમય બની જશે, "ब्रह्मभूत: प्रसन्नात्मा न शोचति न कांक्षति" એવો અનુભવ થશે. Head, Hand and Heart should go hand in hand. Head એટલે જ્ઞાન, Hand=કર્મ, Heart= ભક્તિ બધું સાથે થઈ જશે. જ્યારે ઉપલો અનુભવ થશે ત્યારે નિષ્કામ કર્મ આપોઆપ જઈ જશે, નિષ્કામ સેવા આપોઆપ થઈ જશે. સારા જગતરૂપે જ્યારે હું છું ત્યારે કોણ કોનું કલ્યાણ કરે, કોણ કોનું ભલું કરે ? હું મારૂં પોતાનું જ ભલું કરૂં છું, હું મારૂં પોતાનું જ કલ્યાણ કરૂં છું, હું મારી પોતાની જ સેવા કરૂં છું, એવું ભાન થશે. જેમ આપણા શરીરના એક ભાગને સારો કરીએ તે આપણને પોતાને સારા કરવા જેવું છે, તેમ જગતના કોઈપણ ભાગનું કલ્યાણ કરવું, ભલું કરવું તે પોતાને જ સારૂં કરવા જેવું છે.

જગતનાં પદાર્થો સાથે એકતા અનુભવવી–એકરૂપ માનવા–પોતારૂપ માનવા એ મોટામાં મોટું જ્ઞાન છે એમ કહેતા.

જો તમે ભક્તિમાર્ગે હો તો એવો નિર્ણય કરો:-હંમેશાં પ્રભુનાં ખોળામાં બેસી જવું. માતાનાં સ્તનમાં જેણે દૂધ ઉત્પન્ન કર્યું છે તેને શું ફિકર નથી ? આખા જગતની ફિકર તેને છે. બચ્ચું ધાવતી વખતે પણ માથા મારે છે તેથી મા શું ખીજવાય છે ? નહિ જ. તેમ પ્રભુને સર્વ ફિકર છોડી આનંદમાં રહો. મારૂં અને હું–બધી ફિકર શું કરવા કરો છો ? જગતની વસ્તુમાં આધાર રાખો છો એટલો જ પ્રભુમાં આધાર રાખો તો તમે ક્યારનાં સુખી થઇ ગયા હોત. શું નરસિંહ મહેતાને મદદ નથી મળી ? પ્રહ્લાદ, કુન્તી માતા વગેરેનાં દાખલા જુઓ. ફક્ત શ્રદ્ધા રાખો. શ્રી કૃષ્ણને બોલાવવા પાંડવોમાંથી સૌ ગયા પણ આવ્યા નહિ ત્યારે ભીમે ગદા ફેંકી નીચે માથું ધરી ઊભો રહ્યો, એટલે કૃષ્ણ દોડતા આવ્યા. તેવી જ રીતે પ્રભુમાં પૂર્ણ વિશ્વાસ જોઇએ, એટલે તમારૂં સર્વ કાર્ય થતુંજ ચાલ્યું જશે. હરહંમેશા પ્રભુને યાદ કરો. મનન જેમ બને તેમ થવું જોઇએ. દેહાધ્યાસ ફેંકી દો. શરીરપર આવવું નહિ. સાક્ષીભાવપર ચાલ્યા જાઓ. બધે જ પ્રભુનું–પરમાત્માનું રાજ્ય છે એમ અનુભવો. 'બાલુડાં સૌ પરમ પ્રભુનાં" એ સૂત્ર યાદ રાખી મારૂં તારૂં વીસરી જઇને સૌના દુઃખમાં ભાગ લેજો. સૌ પ્રભુનાં બાળક છે એમ જ યાદ રાખો અને દ્વેષરહિત થઇ જગતમાં રહો. જ્ઞાની હંમેશાં કલ્યાણની દૃષ્ટિથી સર્વ તરફ જુએ છે. સૌને આશીર્વાદ આપતો રહે છે, આપતો ચાલ્યો જાય છે. ભલે એનું કોઇ ભલું બોલે યા ભૂંડું બોલે, સૌનું કલ્યાણ થાઓ એવું એના હૃદયમાં હોય છે. જ્ઞાનીને કંઇ બહારનો દેખાવ અગર શીંગડા હોતા નથી, અગર કંઇ ચિહ્ન હોતું નથી, પણ ફક્ત એનું હૃદય અને મન જુદુ જ હોય છે. હંમેશા મનની વૃત્તિ એને સાક્ષીભાવ પર લઇ જાય છે. એને જે કરવાનું છે તે

મનનું વલણ જ ફેરવવાનું હોય છે. જ્યાં જુઓ ત્યાં પ્રભુ અને પ્રભુ જ છે અથવા હું જ બધે છું. થાળી તે હું, વીંટી તે હું, ઑફિસ તે હું, કલાર્ક તે હું, મેનેજર તે હું, ચોપડી તે હું, પેન્સિલ તે હું, હોલ્ડર હું, મકાન હું, ફરનીચર હું, જે જે ચીજો નજરે પડે અથવા સંભળાય તે સર્વ હું–આવો અનુભવ કરો, પછી જુઓ તમારો આનંદ–તમારી મસ્તી; એ જ નિરતિશય આનંદ. રામ, વસિષ્ઠ જેવા જ્ઞાનીઓ બધે જ બ્રહ્મ જોતાં–અનુભવતાં. સંસારના કચરામાં આમ તેમ કચડાયાં કરતાં આપણું દષ્ટિબિંદુ ફેરવી નાંખી રહેવું; એ વગર બીજો કોઇપણ રસ્તો સુખ મેળવવાનો નથી. બંસરીનો દાખલો લો૦ બંસરીમાં જે અવાજ તે વગાડનારનો અવાજ, તેમ આ જે બોલે છે તે ચૈતન્ય સર્વમાં છે, તેના વડે બધા બોલે છે, સાંભળે છે, વગેરે. બોલનાર પણ તે અને સાંભળનાર પણ તે. તેને સર્વમાં સર્વ ઠેકાણે જોવો, પછી ભિન્નતા કયાં રહેશે? કોના પર ગુસ્સો કરશો? કારણ, કોઇ વાંસળી બોખરી તો કોઇ વાંસળી સારી. તેમ કોઇ સારો તો કોઇ ભલો, પણ વાંસળીનો અવાજ તો વગાડનારનો છે. તેમ સૌમાં વગાડી એ રહેલો છે તો એને જ અનુભવો, એને જ જોઇ લો, એટલે શાન્તિ અને આનંદ. હંમેશાં પ્રભુમાં ચિત્ત રાખવું અને પ્રેમ રાખવો. મીરાંનો પ્રેમ જેવો હતો તેવો પ્રેમ જોઇએ. જગતનાં વિચારો આવે કે ૐ યા કોઇ નામનું રટણ કરવું, રટણ કરતાં ચાલ્યા જવું કે શુભ વિચાર એની મેળે આવે. જગત્ સ્વપ્ન સમાન ગણવું. સગાવહાલાં સ્વાર્થનાં ગણવાં, એટલે એમને તથા જગતને સાચું જ માની ન ચાલવું, કારણ આપણી સાથે કંઇ ચીજ આવે એમ નથી. ત્યાર પછી ભજન "અર્જુનકો જ્ઞાન સમજાવત હૈ," વગેરે, "નારાયણ જીનકે હૃદયમાં વો કર્મ કરે યા ન કરે' વગેરે ગાવું, રામતીર્થ જેવાના સારાં પુસ્તકોનું રોજ વાંચન કરવું, નકામાં ગપાટા મારવા નહિ. કારણ વૃત્તિને મોડા યા વહેલા

ઈશ્વર તરફ લઇ ગયા વગર ચાલવાનું નથી. જલદી જ વળવું સારૂં. સંસારની ચીજ દુઃખ વગર કંઇ આવે એમ નથી. ધન્ય છે સંસારની દૃઢતાને! હજારો લાતો ખાયા કરે છતાં સંસારમાં પાછો જઇ જઇ પડે, પણ નીકળવાની મરજી થાય નહિ! આવી રીતે ઘણી વખત સમજાવતા. વળી "અનુભવ પ્રકાશ" નામનો ગ્રંથ તેઓ ઘણાને વંચાવતા અને વાંચવાનું કહેતા. તે ગ્રંથ ઘણો સરસ છે. જ્ઞાનમાર્ગનું તે પુસ્તકમાં સારૂં કથન છે ને સુન્દર અને સારી રીતે સમજાવ્યું છે, અને તે પુસ્તક ઘણી સરસ રીતે એ સમજાવતા હતા.

એમને એક ભજન ગાવાનો ઘણો શોખ હતો, જેનો આશય એ કે—દુનિઆમાં સૌ સૌની મસ્તીમાં ફરે છે. સૌ સૌનાં શોખ અલગ છે. કોઇને ગાડીમાં આનંદ છે, કોઇને મોટરમાં આનંદ છે, કોઇને રમતમાં આનંદ છે, કોઇને વેપારમાં આનંદ છે, કોઇને ગાયનમાં આનંદ છે, કોઇને સિનેમા નાટકમાં આનંદ છે, કોઇને દુનિયાના મોજશોખમાં આનંદ છે. પોતપોતાનાં શોખમાં આનંદમાં મસ્તીમાં ફરે છે પણ પ્રભુના આનંદમાં—આત્માના આનંદમાં—આત્માની મસ્તીમાં—પોતાની મસ્તીમાં રહેવું એ જ ખરૂં રહેવું છે, બાકી બધી અવિદ્યા—અજ્ઞાન છે એમ હંમેશા સમજાવતા. વ્યવહાર અને પરમાર્થ એ ભેગાં ન કરવા. વ્યવહાર એટલે સૌ પ્રત્યેના ધર્મો—ફરજો. સ્ત્રી પ્રત્યેનો ધર્મ, પુત્ર પ્રત્યેનો ધર્મ, માતા પ્રત્યેનો ધર્મ, પિતા પ્રત્યેનો ધર્મ, મિત્ર પ્રત્યેનો ધર્મ, સગાવહાલાં પ્રત્યેનો ધર્મ, જનતા પ્રત્યેનો ધર્મ—એ બધા બરાબર બજાવાજ રહ્યા. એમાં ઉણપ આવવી જોઇએ નહિ. ધર્મ-ફરજ બરાબર સાચવવી. પરમાર્થ એટલે પરોપકાર નહિ પણ સત્ય વસ્તુનું ભાન હૃદયમાં—મનમાં. એવો ભાવ હમેશાં રહેવો જોઇએ કે, આ જગત પ્રભુમય—બ્રહ્મમય—આત્મમય—હુંમય છે. જેમ જેમ આગળ વધશો તેમ તેમ તમોને અનુભવ થશે કે આ સર્વ પ્રભુમય છે—આત્મમય છે—

આત્મસ્વરૂપ છે, અને આખરે હું સ્વરૂપ છે. આવું સુંદર જ્ઞાન હંમેશાં આપતાં. સમજાવવાની શૈલી બહુ સરસ અને સુંદર હતી. નિરાશાને આશામાં ફેરવી નાંખતા, દુઃખને સુખમાં ફેરવતા, અશાન્તને શાન્ત સુંદર રીતે તેઓ કરતા.

મુમુક્ષુની સ્થિતિ ત્રણ છે.

હું અને તે=(એટલે પ્રભુ)=આમાં પ્રભુ દૂર લાગે છે.

હું અને તું=(એટલે પ્રભુ)=આમાં પ્રભુ પાસે લાગે છે.

હું તે હું=(એકતા)=આમાં એક બની જાય છે.

છેલ્લી સ્થિતિ આત્મસ્થિતિમાં જાય છે, અને એ સ્થિતિમાં મનુષ્યને ગયા વગર છૂટકો નથી. અભેદમાં જશે ત્યારે જ શાન્તિ મળશે, આત્મા બધે જોશે તો જ શાન્તિ મળશે, એમ કહેતા. આવા આવા અનેક ઉપદેશો સુંદર રીતે સરસ રીતે સમજાવતા. એમનો સહવાસ જીવનપલટો-હૃદયપલટો જરૂર કરતો. એવા ઉત્તમ આત્માને મારા અનેકવિધ પ્રણામ.



ॐ

## શ્રી ચંદુભાઈ સાથેની કેટલીક વાતચીતની ટૂંક નોંધ

મન એ મધ્ય ભાગે છે. એની એક બાજુએ શરીર છે, બીજી બાજુએ આત્મા છે. મનને પોતાને આકાર અથવા સ્વરૂપ છે જ નહિ. શરીર સાથે મળી જશે તો મન કહેવાશે; આત્મા-સ્વરૂપ સાથે મળી જશે તો તે આત્મા જ છે. મન જ્યારે સ્વરૂપ ચિંતવન કરે કે, હું કોણ? અને એ પ્રશ્નના જવાબ વખતે જે ભાવમાં તે લીન થઇ જાય છે ત્યારે તે ભાવરૂપ જ છે.

મનને વારંવાર સ્વરૂપ સાથે લીન કરતા રહેવાથી એનું જોર ભાંગી જશે અને એને શરીર સાથે મળી જવાની ટેવ મોળી પડતી જશે...એજ શ્રેષ્ઠ માનસિક વિકાસ છે. મનનું મન રૂપે (એટલે જગતના સંકલ્પ વિકલ્પ રૂપે) મટી જવું એજ મનનો શ્રેષ્ઠ–સર્વ શ્રેષ્ઠ વિકાસ છે.

મનને પાણી સાથે પણ સરખાવી શકાય. બરફ, પાણી અને વરાળ એ ત્રણ એક જ તત્વ ગણાય, છતાં ત્રણેના કામ નોખાં નોખાં છે. એકની જગાએ બીજું કામ ન લાગે. મન એ પાણી જેવું છે. એને (પાણીને) ગરમી લગાડીશું તો વરાળ થઇ જશે. ઠંડી લગાડીશું તો બરફ થઇ જશે. તેમ મનને હું આત્મા છું એવો વિચાર આપીશું તો આત્માકાર થઇ જશે, અને હું શરીર છું એવો ભાવ આપીશું તો શરીરરૂપ થઇ જઇ એના સંબંધોને સત્ય માનશે. મનને કેવું રૂપ આપવું એ વિવેકબુદ્ધિનાજ હાથમાં છે.

જન્મથી જ મનને શરીર સાથે મળી જવાની ટેવ પડી છે, એટલે આત્મા સાથે ભળતાં વાર લાગે છે. આત્મા સાથે મળ-

વાની ટેવ પડવા માંડશે પછી શરીર સાથે ભળતાં દુઃખ થશે. એ જ વૈરાગ્ય છે.

*

પ્રેમ બદલો માંગતો નથી. હું પિતા ઉપર કે ભાઇ ઉપર પ્રેમ કરૂં તો સામો પિતાએ કે ભાઇએ પ્રેમ કરવો જ જોઇએ એવું નથી. આપણને તો પ્રેમ કરવાનો અધિકાર છે–સામા માણસનો પ્રેમ મળે કે નયે મળે.

પણ એક નિયમ છે કે, આપણે કોઇના ઉપર પ્રેમ રાખીએ તો બીજો કોઇ પણ આપણા ઉપર પ્રેમ રાખતો હોય છે. એક યા બીજે હાથે પ્રેમનો બદલો તો આવે જ છે. અધ્યાત્મશાસ્ત્રનો એ નિયમ છે.

પ્રેમમાં સ્પર્ધા નથી. પ્રેમમાં સાટું નથી. પ્રેમમાં ભય નથી.

*

નાનામાં નાની ભૂલને પણ જતી કરવાની નથી. તામસની એ નિશાની છે. નાની ભૂલ જતી કરી કે પછી મોટી ભૂલ તરફ પણ આંખ આડા કાન થશે. પછી નાની ભૂલ તો ભૂલરૂપ જણાશે જ નહિ, ટેવ બંધાઇ જશે. પ્રકૃતિ તે આજ. પ્રકૃતિને બદલવી એ ભારે કામ થઇ પડશે, એટલે શરૂઆત તો નાની ભૂલને જ મૂળમાંથી પકડવી એ છે.

*

લોકો શક્તિપૂજક છે. જ્યાંસુધી શારીરિક, માનસિક કે આધ્યાત્મિક શકિત લોકો જોશે, એનો ઉપયોગ થાય છે એ લોકો જુએ છે, ત્યાં સુધી જ તમારો ભાવ પૂછશે. તમારી નિરુપયોગિતા જોશે એટલે તમને એક ખૂણામાં પડતા મૂકશે. વ્યવહારમાં જોઇ લેવું. લાલાજીને આજે કોણ યાદ કરે છે? દાદાભાઇ નવ-

રોજજી જિંદગીના છેલ્લા વર્ષો વરસોવામાં ગાળતા હતા ત્યારે ખૂબ દયાજનક હાલતમાં હતા. શક્તિ બધી ચાલી ગયલી તે વખતે પાસે બહુ થોડા-નહિ જેવા જ માણસો હતા.

*

મનને કોઇ દિવસ શાંતિ થવાની નથી. મન એટલે જગત્. તું પોતે જ શાંતસ્વરૂપ છે એવું ભાન આવ્યું કે શાંતિ જ છે. એવું ભાન નથી આવ્યું ત્યાંસુધી મનના બધા ધમપછાડા નિષ્ફળ છે. પૂર્ણ અશાંતિ હોય, મન વિહ્વળ થઇ ગયું હોય, ચારેગમ અંધકાર અંધકાર દેખાતો હોય ત્યાં પણ તમે તો જેવા છો તેવા જ અનંત તત્ત્વરૂપ જ છો, એ બધી દોડધામને જાણનાર છો, એ જ તમારૂં વાસ્તવિક સ્વરૂપ છે.

*

હું ન હતો, તમે ન હતા, જગત ન હતું ત્યારે જે તત્ત્વ હતું તેને પરમાત્મા કહો, બ્રહ્મ કહો, ઇશ્વર કહો, ચાહે તે કહો. કંઇક હોય તો જ તેમાંથી કઇક પેદા થાય છે. કશું જ અસ્તિત્વ ન હોય તો કશું પેદા થાય જ નહિ....જેમ એક મહાસાગર હોય, શાંત હોય, ગંભીર હોય, તેમાં મોજું થાય તેમ તમે, હું અને બીજા સર્વ માણસો તે ચૈતન્યરૂપી મહાસાગરના મોજા છીએ, કોઇ મોજું મોટું છે તો કોઇ નાનું છે, પણ છે સૌ મોજાંઓ જ.

ઉત્પત્તિ એટલે કશું નવું નથી થયું, પરંતુ જે હતું તે બહાર આવ્યું. જેમ મહાસાગરમાં મોજું થયું તે નવું નથી થયું. પાણી સિવાય બીજી વસ્તુ નથી આવી. મોજાંનું મટી જવું, હું શાંત જળરૂપ જ છું એવું એને ભાન થઇ જવું તે જ મુક્તિ. સમુદ્રમાં જેમ મોજું છે તેમ ચૈતન્યરૂપી સાગરમાં આપણે છીએ. મોજું એ જીવભાવ છે, સમુદ્ર એ ઇશ્વરભાવ છે, અને પાણી એ બ્રહ્મભાવ છે. એક તત્ત્વના ભાવ છે. મોજું નાનું હોય કે મોટું હોય

તો યે જળ છે–જળ થવાનું નથી. તેમ જીવ એ બ્રહ્મ જ છે–બ્રહ્મરૂપ થવાનું નથી. જે વખતે મોજાંને ભાન થાય છે કે, હું જળ છું તે જ વખતે એ જળરૂપ જ છે. મોજું કહી શકે કે, હું જળ છું અને સમુદ્ર પણ કહી શકે કે, હું જળ છું. મોજું હું સમુદ્ર છું એમ ન કહી શકે, તેમ સમુદ્ર હું મોજું છું એમ ન કહી શકે. છતાં બંને જળ તો છે જ. તેમ ઈશ્વર એ પોતાને જીવ ન કહી શકે. જીવ પોતાને ઈશ્વર ન કહી શકે. છતાં બંને પોતપોતાને બ્રહ્મરૂપ તો કહી શકે. બંને બ્રહ્મરૂપ તો છે જ. જીવ ઈશ્વર ન થઇ શકે–મોજું જેમ સમુદ્ર ન થઇ શકે તેમ–ધારે તોયે ન થઇ શકે. જીવને ઈશ્વર બનાવવાની પ્રવૃત્તિ નકામી છે. જીવ બ્રહ્મરૂપ તો છે જ. એ યાદ નહિ આવવાનું કારણ અજ્ઞાન છે, અવિદ્યા છે. વ્યકિતનું અજ્ઞાન તે અવિદ્યા છે; ઈશ્વરની શકિત તે માયા છે. અવિદ્યામાં પડેલું ચૈતન્યનું પ્રતિબિમ્બ તે જીવભાવ, માયામાં પડેલું ચૈતન્યનું પ્રતિબિમ્બ તે ઈશ્વરભાવ છે. જીવને અવિદ્યા વળગી છે ત્યારે ઈશ્વરને માયા વળગી નથી. ઈશ્વર માયાના સ્વામી છે. જીવમાંથી અવિદ્યા જાય અને ઈશ્વરમાંથી માયા જાય એટલે બંને એક રૂપ જ છે. જ્યાંસુધી જીવભાવ રહેવાનો ત્યાંસુધી ઈશ્વરભાવ પણ રહેવાનો જ.

*

જ્યાંસુધી હું પોતાને પરિમિત, અમુક ઠામમાં જ રહેનારો માનું ત્યાંસુધી બીજો મારાથી મહાન અપરિમિત શકિતવાળો છે એવું માનવું જ પડશે. જ્યાં હું ને ઉડાવી દઉં છું ત્યાં પેલો અપરિમિત શકિતવાળો પણ ખસી જાય છે, અને એ વખતે જે રહેશે તેનું સ્વરૂપ વર્ણવી શકાશે નહિ.

*

દરેક વસ્તુમાં પાંચ ભાવો રહેલા છે. અસ્તિ, ભાતિ, પ્રિય, નામ અને રૂપ. તેમાં અસ્તિ, ભાતિ, પ્રિય પ્રતીત થાય છે ને આનંદ આપે છે. એ સર્વમાં સામાન્ય છે, જ્યારે નામ અને રૂપ નોખાં નોખાં છે. આપણે નામ રૂપ કાઢી લઇશું તો અસ્તિ, ભાતિ, પ્રિય તો સર્વત્ર સર્વમાં છે. એ જ આપણું સર્વનું રૂપ છે.

પોતાના નામ રૂપ અને આખા જગતના નામ રૂપને ફૂંકી મૂકતાં શીખવું, એવી પ્રતીતિ કર્યા કરવી એ જ શ્રેષ્ઠ યોગ છે. એમ કરતા રહેવાથી બાકી અસ્તિ, ભાતિ, પ્રિય રહેશે અને સાચી સ્થિતિ આવી જશે.

મને કોઇ પૂછે કે, 'જગત કેટલું' તો કહું કે, 'સાડાપાંચ ફૂટનું'. આ સાડાપાંચ ફૂટને ભૂલ્યા કે જગત્ આખું ઊડી ગયું. સૌના અનુભવની વાત છે કે, ગાઢ નિદ્રામાં અહંભાવ નથી, દેહભાન નથી હોતું, અને ત્યાં કશું જ દુઃખ નથી. તેમ જાગ્રતમાં પણ સાડાપાંચ ફૂટવાળા દેહમાંથી અહંભાવ કાઢી લઇએ તો દુઃખ શોક ક્યાં રહેશે ? દેહભાવ દૂર થતાં એક એવો અનુભવ થશે કે જેથી તાજગી લાગશે. તાજગી, આનંદ, ઉત્સાહ એ બધા આત્માના સ્વભાવ છે. દેહભાવ કાઢવા માટે 'હું આત્મા છું' એવો ભાવ લાવવાની જરૂર છે. એ ભાવ દૃઢ થયા પછી એ જાતની સ્થિતિ જામી જશે. આ સ્થિતિ તે સુખાવસ્થા, શાંત આનંદની સ્થિતિ.

*

પવિત્ર વૃત્તિથી કરેલું કર્મ તે ધર્મ.

કરવા જેવી બે વસ્તુઓ છે. પોતાથી આખા બ્રહ્માંડને અભિન્ન જુઓ. પોતાને સર્વથી ન્યારો જુઓ. જેમ મળનો ત્યાગ કરી આવ્યા પછી આપણે તેનો વિચાર કરતા નથી કે મળ ક્યાં ગયો, એનું શું થયું, તેમ શરીર, મન વગેરેનો વિચાર જ કરવાનો

નથી. એનો તો આત્યંતિક લય જ કરવાનો છે. એ વિચાર કરવા યોગ્ય નથી. વિચાર કરવા યોગ્ય તો "હું આત્મા–પરબ્રહ્મ છું" એ જ છે. તું બીજો ના થા. બીજો થશે તો દુઃખી થશે.

તું સંકલ્પ વિકલ્પ રહિત એક, શાંત, અદ્વિતીય છે એ વિચાર આવ્યો કે મન અ–મન થયું. તે વખતે મન નથી રહેતું. જે રહે છે તે જ દ્રષ્ટા, સાક્ષી, આત્મા કે પરમાત્મા. એ જ આપણું મૂળ સ્વરૂપ. એમાં જેટલી સ્થિતિ થાય તેટલી કર્યા કરવી.

*

આત્મસ્થ થઇએ ત્યારે તો કારણ અને કાર્ય બંને અદૃશ્ય થાય છે જ. ત્યારે નબળાઇ સબળાઇ કશું જ નથી રહેતું. શરીર ઉપર આવતાં નબળાઇ સબળાઇ આવવાની...પ્રસન્નચિત્તથી વિવેક બુદ્ધિનો વિકાસ થાય છે. પ્રસન્નચિત્ત તો આસક્તિ વગરના કામો કરવાથી, એટલે કામમાત્રમાં અનાસક્ત રહેવાથી થવાય છે અને કામમાં અનાસક્તિ લાવવાનો સરળ રસ્તો આત્મજ્ઞાન છે.

સદા જાગ્રત રહેનાર હંમેશાં આત્મસ્થ રહી શકે છે.

દેહભાવે પોતાને શૂન્ય સમજો. અહંકાર એટલો ગાળી નાંખો કે પોતે શૂન્ય થઇ જવાય. અગર તો પોતાને એટલા મહાન માનો કે દેહદૃષ્ટિ ન રહે. પૂર્ણ અને શૂન્ય બંને પારમાર્થિક દૃષ્ટિયે એક જ છે. જેમ વાસણને દરરોજ સાફ ન કરીએ તો કાટ ચઢે છે તેમ મન દરરોજ આત્મસ્થ ન કરીએ તો મનની આસક્તિ વધતી જાય છે, અને એટલું ચાલવું (પ્રગતિ) લંબાય છે. આસક્તિથી કામો થાય છે માટે જ મનને કાટ લાગે છે. એ કાટ ધોવાની ક્રિયા તે ઉપાસના, યોગ કે ભક્તિ. એ ક્રિયા મૃત્યુ પર્યંત ચાલવી જોઇએ. પ્રત્યેક પળે સાવચેત રહેવાનું છે. અહંભાવ સાપ જેવો છે. કઇ પળે ઘૂસી જશે એ કહેવાય નહિ.

ભક્તિમાર્ગની રીતે ઇંદ્રિયોને વશ કરવાનો સરળ માર્ગ એ છે કે એને પ્રભુપરાયણ કરવી. પ્રભુને અર્પણ કરી ખાઓ, પ્રભુને જુઓ, પ્રભુને સ્પર્શો. સર્વ ઇંદ્રિયોના વ્યવહારોમાં પ્રભુત્વ જુઓ. પ્રયત્નથી આવી ટેવ પડી જશે. પ્રત્યેક કાર્ય પ્રભુનું છે એમ માનો. પ્રભુની ઇચ્છા સાથે એકરૂપ થાઓ. કામ થાય તોયે ઠીક—ન થાય તોયે ઠીક.

*

અહં અને મમ એટલે હું અને મારૂં થયું કે જગત થયું. ઊંઘમાં અહં. મમ નથી એટલે જગત નથી. અહં–હુંપણું કાઢયું કે મમ તો એની મેળે જ નીકળવાનું ... ... આત્મા હું છું. એ ભાવ પકડાવી દીધો કે શરીરનો અહંભાવ મોળો થવા માંડશે, અંતઃકરણ ધીરે ધીરે આત્માકાર થવા માંડશે. આત્માકાર અંતઃ-કરણ એ જ શુદ્ધ અંતઃકરણ. શુદ્ધ અંતઃકરણ, સંકલ્પશૂન્ય શુદ્ધ અંતઃકરણ, કેવળ બ્રહ્મ, અને આત્મા એ બધું એક જ છે. અહં-ભાવને કોઇક ઠેકાણે રોકવો જોઇએ. હું આત્મા છું એમ આત્મામાં અહં થયો કે શરીર ઉપરથી ઊઠયો. અહંભાવ આમ કરતાં કરતાં ગળી જશે.

*

કોઇને પોતાનો પુત્ર અપ્રિય નથી. પુત્રના બધા અવગુણો ઢાંકીને કુરૂપ હોય તોયે માતા એના ઉપર હેત જ કરવાની, તેમ સર્વત્ર ઈશ્વરદર્શન કરનારો માણસ પ્રેમનો પ્રવાહ એટલો વહેવ-ડાવે છે કે એને સમાજની કુરૂપતા કે અવગુણો દેખાતા નથી, અને દેખાય છે તો પ્રેમદર્શનથી એ એના પ્રત્યે ક્ષમાવૃત્તિ રાખે છે. પ્રભુના સૌ બાળકો છે. આપણી ફરજ તો પ્રેમ જ છે.

*

હું પ્રેમસ્વરૂપ છું, સચ્ચિદાનંદ સ્વરૂપ છું એ વિચાર થયો કે મન આત્મમય થઇ જાય છે. હું આત્મમય છું એવું ચિંતવન જ

મનને આત્માકાર બનાવી દેશે, કારણ મનને કશો આકાર જ નથી. જેવું ચિંતવન કરે છે તેવું એ થાય છે. આત્માનો આકાર નથી એટલે એનું ચિંતવન ન થઈ શકે. છતાં એક ભાવ એવો છે કે જે મન વાણીથી પર છતાં અનુભવાય છે. મનનો વ્યવહાર બંધ થવા પછી જે ભાવ શરૂ થાય છે તે આત્મા છે.

*

જ્ઞાની કે અજ્ઞાની બધાને દેહ પૂરતો થોડો અહંભાવ તો રહેવાનો જ. દેહના દુઃખ બંનેને લાગવાના. જ્ઞાની સંકલ્પ વિકલ્પ કરી દુઃખી નથી થતો, ત્યારે અજ્ઞાની વિચારની પરંપરાથી હેરાન થાય છે. કામ કરો પણ આનંદથી એકાગ્રચિત્તે સમતાથી કરો; અર્ધદગ્ધ મનથી અશાંત ચિત્તથી ન કરો. ખૂબ સમતા રાખી કામ કરવાથી આસક્તિ થતી નથી.

*

મન સાથે બાંધછોડ કરવાની વૃત્તિનો ત્યાગ કરો. મનની ચંચલતાને જરા પણ નમતું ન આપો. ચલાવી લેવાની વૃત્તિથીજ મન મસ્તાન બનતું જાય છે. ખોટાં લાડ એને કરાવ્યાં કે પછી કાબૂમાં આવતાં ખૂબ મુશ્કેલી આવશે. દરરોજના કામનો હિસાબ રાખો. ઢીલા ન બનો. દરરોજ રાત્રે ભૂલને શોધીને ફરીને તે ન બને એ માટે દૃઢ નિશ્ચય કરો. સવારે એ નિશ્ચયને તાજો કરો, અને આજે એ ભૂલ ફરીને થવા ન પામે એને માટે દૃઢ નિશ્ચય કરો. કડકાઈથી કામ લેવાથી મન જલદી વળી જાય છે. ભાઈ બાપા કરવાથી એ નથી માનતું.

*

કેટલાક સ્ત્રી પુરૂષો અધ્યાત્મજ્ઞાનમાં આગળ વધે છે તેમ તેમ તેમને ગભરામણ થતી લાગે છે. આમ થાય છે એનું કારણ આગળના વર્ષોમાં સંયમ બળવ્યો નથી હોતો એ છે; યમ નિય-

મમાં શિથિલતા રાખી હોય છે એ છે; અને એ બધાથી અંતઃ-કરણની અશુદ્ધિ થઇ હોય એ છે. આત્મવિચાર વધતા જશે તેમ તેમ આ અશુદ્ધિ ઘટતી જશે. શરૂઆતમાં ગભરામણ જેવું લાગે તો આધ્યાત્મિક વિચારોથી એમ થાય છે એવું સમજવાનું નથી. થોડો ઘણો અધ્યાત્મવિચાર પણ મનને ઉચ્ચગામી કરવામાં સહાયભૂત થાય છે. અધ્યાત્મવિચાર એટલે શરીર, મન, વાણીથી પરની અવસ્થામાં એકરૂપ થઇ જવું. એ વખતે જે સત્ ચિત્ આનંદ સ્વરૂપ અનુભવાય એજ પોતાનું સ્વરૂપ છે.

શત્રુ પોતાનો કબજો સહેલે સુતરે નથી છોડતો. આટલા દિવસો આપણે ઇંદ્રિયોને યથેચ્છ મહાલવા દીધી, મનને પણ જેવા ગમે તેવા વિચારો કરવા દીધા, એટલે ખોટી સ્થિતિ ઊભી થઇ છે. હવે નવેસરથી મનને અને ઇંદ્રિયોને ટેવ પાડવાની છે, એટલે વિષયો અને વિકારો દૂર કરવાના છે, તે મનને અને ઇંદ્રિયોને કેમ ગમશે? તેથી જ ગભરામણ થશે. ચેન ન પડે, પણ એથી ન ગભરાતા પ્રયત્ન જારીજ રાખીએ તો બધું શાંત થવા માંડશે, અને પછી તો ઇંદ્રિયોના ગુલામ બનતાં પણ ગભરામણ થશે, જરા જેટલો પણ બૂરો વિચાર ઘૂસી જતાં ગભરામણ થશે. સારાંશ કે, યમનિયમમાં જરા જેટલો પણ દોષ આવી ગયો તો ગભરા-મણનો પાર નહિ રહે. ધીરે ધીરે આવી સ્થિતિ પણ સમજી જશો અને તે નિયમમાં લાવ્યા પછી સર્વત્ર એક આત્માનું દર્શન અનુભવાશે.

ધ્યાન કે આત્મવિચારમાં બેઠા હોઇએ છીએ ત્યારે સંકલ્પ વિકલ્પનું બળ વધતું જતું લાગે છે; કેમે કરી સંકલ્પો રોકાતા નથી; એકને દબાવો ત્યારે બીજો ઊઠે છે. આમ થાય ત્યારે સંકલ્પવિકલ્પો દબાવવાની જરૂર નથી. દબાવવાથી ઊલટા વધારે જોસમાં ઊઠયા કરશે. હું સંકલ્પવિકલ્પોનો દ્રષ્ટા છું, મારામાં એ ઊઠયા કરે છે, એ વિચાર પણ તે વખતે સહાયભૂત નથી થતો.

તે વખતે વિચારવું કે, સંકલ્પવિકલ્પ મારાથી ભિન્ન નથી. જેમ સચરાચર ભરેલા સમુદ્રમાં મોજાં થાય તો પણ તે કંઇ જળથી ભિન્ન નથી–પછી ભલેને તે ગમે તેટલું મોટું મોજું હોય–તેમ સંકલ્પ વિકલ્પ પણ મુજ ચૈતન્યનો ફુગાવો જ છે, ચૈતન્ય સાગરની એક લહરીજ છે, ભલે ઊઠે. આમ ભાવપૂર્વક થયું કે સંકલ્પ શાંત થવા માંડશે. ઘણીવાર એમ વિચાર્યું એટલે સંકલ્પવિકલ્પનું જોશ શાંત પડવા માંડશે અને ચૈતન્યયુકત શાંતિ–બ્રહ્માનંદની માત્રા વધતી જશે. સારાંશ, સમુદ્રમાં ઊઠેલાં મોજાં જેમ જળથી નોખાં નથી તેમ મારામાં ઊઠેલા સંકલ્પો મારા આત્મસ્વરૂપથી ભિન્ન નથી, એમ વિચાર કરવાથી તરત શાંતિ થશે.



ॐ

## પ્રશ્નોત્તર*

૧ પ્રશ્ન–લોકો તમારી શા માટે વાતો કરે છે?

ઉત્તર–મારી પ્રશંસા કરવાને અને તમને ખુશ કરવાને.

૨ પ્રશ્ન–ભાઇ, તમારી લોકો બહુ વાત કરે છે.

ઉત્તર–મારી વાત કરશે તે સુખી થશે, કારણ દુર્ગુણ સંબંધી વાત કરશે તો તેવા દુર્ગુણ તેમનામાં નહિ આવે, તેથી સાવચેત રહેશે, અને સદ્‌ગુણની વાત કરશે તો સદ્‌ગુણ લેવા તરફ લક્ષ ચોંટશે; અને "મારી" એટલે "પરમાત્મા" ની વાત કરશે તો પરમાત્મ સ્વરૂપ થઇ ખરેખર, જન્મમરણના ફેરામાંથી ટળશે.

૩ પ્રશ્ન–જ્યારે બધા "પરમાત્મા" છે ત્યારે બધું આપણે કેમ જાણતા નથી?

ઉત્તર–પરમાત્મા એ શરીર, મન અને બુદ્ધિથી પર છે, અને તમે તો મનથી વાતો કરો છો એટલે કેમ બને? માટે "પરમાત્મા" ના જેવા સ્વરૂપ ઉપર આવીને (સ્વરૂપમાં સ્થિત થઇને) સવાલ પૂછો તો ઝટ જવાબ મળશે. સર્વજ્ઞ હોય તેને જાણવાની ઇચ્છા હોય? અને જાણવાની ઇચ્છા હોય તો સર્વજ્ઞ શાના? (એ પરમાત્મા નહિ રહ્યા, એ તો મન રહ્યું). આત્મા સર્વજ્ઞ છે તેથી

---

*સને ૧૯૨૧ માં ચંદુભાઈ ચારેક મહિના જોધપુર રહ્યા ત્યારે જીજ્ઞાસુઓએ તેમને અનેક પ્રશ્નો કરેલા, તેમનું સમાધાન ચંદુભાઈએ કરેલું તેની એક ભક્તે કરેલી આ નોંધ છે. અસલ નોંધ હિંદીમાં થયલી છે, જેનું નામ બાબુજી શ્રી. ગુરુપ્રસાદજીએ "શ્રી. ચન્દ્ર અનુભવ પ્રકાશ" રાખ્યું છે. શ્રી. દેવીદાનજી આશ્રમમાં આનું અધ્યયન થતું રહે છે તે ઉપરથી તેની ઉપયોગિતા સુજ્ઞ વાંચક સમજી શકશે. (વૈકુંઠલાલ).

તેને કંઈ જાણવાની ઇચ્છા ન હોય. ઇચ્છા મનને થાય, કારણ મન સર્વજ્ઞ નથી. મન અલ્પજ્ઞ છે એ વાત પણ આત્મા જાણે છે, તેથી પણ આત્માની સર્વજ્ઞતા સિદ્ધ થાય છે. આત્મા જ્ઞાન-સ્વરૂપ છે તેથી તૃપ્ત છે.

ધારો કે વિલાયતમાં અમુક બનાવ બને છે તે આપણું મન અહીં રહીને જાણતું નથી. પરંતુ આત્મા સર્વવ્યાપી છે તેથી વિલાયતમાં પણ છે, અને ત્યાં હોઇને તે ત્યાં બનેલા બનાવ જાણે છે. એ રીતે આપણે અમુક ભાષા નથી જાણતા, એમ કહેવાનો અર્થ એ થયો કે આપણું મન એ ભાષા નથી જાણતું. પરંતુ મનના અજ્ઞાનનું જ્ઞાન આત્મા–સાક્ષી–ને છે, અને મન જ્યારે ભાષા જાણશે ત્યારે પણ એ વાતની આત્માને ખબર હશે જ. સર્વજ્ઞ થવાની ઇચ્છા એ પણ મનનું રૂપ છે, અને તે પરમાત્મ-પ્રાપ્તિમાં દિવાલરૂપ થઇ પડે છે.

૪–પ્ર૦–જ્ઞાનીઓ જગતનું શું કલ્યાણ કરે છે?

ઉ૦–જ્ઞાની થાય એટલે અશુભ વાસના તો કાલાંતરે પણ થતી નથી, અને જે જે શુભ વાસના કરે તે સર્વમય હોવાથી સર્વનું કલ્યાણ કરે છે, કારણ તે એક જ વ્યક્તિમાં બંધાઇ રહેતા નથી.

૫–પ્ર૦–જગતની શરૂઆત ક્યારથી થઇ? એટલે કે જગત ક્યારે, કોણે અને શી રીતે ઉત્પન્ન કર્યું?

ઉ૦–પરમાત્મા કાર્યકારણથી પર છે. જ્યાં કાર્યકારણભાવ ન હોય ત્યાં પ્રશ્ન થઇ કેમ શકે? માટે એ સવાલ નિરર્થક છે. જ્યારથી કારણ પૂછ્યું ત્યારથી જગતની ઉત્પત્તિ થઇ, એટલે અજ્ઞાન એ જ જગતની ઉત્પત્તિ.

માણસ અંધકારમાં ઊભો રહીને પૂછે કે, પ્રકાશ કોને કહેવાય, તો એને એમ જ કહેવું જોઇએ કે, પ્રકાશમાં આવ,

એટલે તરત જ સમજી જશે. એટલે પ્રકાશનો અભાવ એ અંધકારનું કારણ, તેમ જ્ઞાનનો અભાવ એ અજ્ઞાનનું કારણ, અને અજ્ઞાન એ જગતનું કારણ. જેમ પોતાનું (નિદ્રારૂપી) અજ્ઞાન એ સ્વપ્નનું કારણ છે તેમ જાગ્રત અવસ્થા બાબત પણ સમજી લેવું.

૬-પ્ર૦-પરમાત્મા આવડો મોટો છે, જે મન બુદ્ધિથી પર છે, અને તેનાથી જાણી શકાય નહિ તેવો છે તેને ભજવો કઇ રીતે? અથવા તે સંબંધી જ્ઞાન શી રીતે પ્રાપ્ત કરવું?

ઉ૦-કોઇ બ્રહ્મનિષ્ઠ દયાળુ ગુરુ પાસે જઇ તેઓ જે રસ્તો બતાવે તે રસ્તે શ્રદ્ધાપૂર્વક ચાલી જવું, તેમાં બિલકુલ શંકા લાવવી નહિ. ખાલી વાદવિવાદમાં ઊતરશો તો કંઇ વળશે નહિ. તર્ક કરો, પણ કુતર્ક ના કરો.

૭-પ્ર૦-તમે કહો છો કે અનુભવી જ્ઞાની સર્વમય બની જાય ત્યારે તેનું વ્યક્તિત્વપણું નાશ પામી જાય છે, દેહ અભિમાન-મનુષ્યપણું જતું રહે છે. જેનું વ્યક્તિત્વપણું નષ્ટ થયું તે વ્યક્તિરૂપે તો કંઇ ભલું કરી શકે નહિ. આનું શું સમાધાન કરો છો?

ઉ૦-સવાલ એટલો જ રહ્યો કે જ્ઞાનીથી વ્યક્તિરૂપે તો કંઇ ભલું થતું નથી. પણ પહેલો સવાલ એ પૂછું છું કે, વ્યક્તિત્વ એટલે શું? બહારનું સ્થૂલ દેહનું સ્વરૂપ જો તે હોય તો સ્થૂલ દેહ-શરીર, મન, બુદ્ધિ તો વખતોવખત ક્ષણે ક્ષણે બદલાતા રહે છે, એટલે તે વ્યક્તિત્વ કયાં રહ્યું? મનદ્વારા થયલું જ્ઞાન એને વ્યક્તિ કહેશો? તેને પણ તપાસી જુઓ. આજથી દશ દિવસ ઉપર ખાધેલું ભોજન તમને યાદ છે? આ રીતે બધું સમજી લો. એ પરથી સિદ્ધ થશે કે તમારૂં ખરૂં સ્વરૂપ શરીર, મન બુદ્ધિથી પર છે. અને એ પર એટલે તમે પોતે જ છો.

હવે 'ભલું કરવાનો' સવાલ જોઇએ તો જે જે લોકો જગત પર ઉપકાર કરી ગયા છે તે બધા દેહનું ભાન ભૂલીને તદ્રૂપ થયા

હશે ત્યારે જ કરી શકયા છે. અને જ્ઞાનીને તો તદ્રૂપ રહેવાની ટેવ જ પડી ગયલી હોય છે, એટલે સૌથી શ્રેષ્ઠ રીતે તે ભલું કરી શકે છે. માટે ભલું કરવાની જો જિજ્ઞાસા હોય તો તેવું જ્ઞાન પ્રાપ્ત કરો કે જેમાં વ્યક્તિનું અભિમાન ટળી જાય, અને તે માટે વેદાન્ત જ્ઞાન એ જ શ્રેષ્ઠ છે. બાકી તો જીભના બધા પટપટારા છે. અલબત, જેઓને એ સંબંધી વિચાર જ નથી આવતો તેના કરતાં જે ભલું કરવા તરફ વળે તે વધારે સારા છે. ખરૂં વ્યક્તિત્વ આત્મામાં જ છે, કારણ તે કોઇ પણ વખતે કોઇ પણ સ્થળે એકસરખો જ રહે છે.

૮–પ્ર૦–કોઇ પણ માણસ દુઃખની ઇચ્છા કરતો નથી. બધા જ સુખની ઇચ્છા રાખે છે. ત્યારે જગત પર દુઃખ કેમ ?

ઉ૦–દરેક જણ સુખની ઇચ્છા કરે એ સાચું, પરંતુ કાયદો એ છે કે જ્યાં સુખની ઇચ્છા થઇ ત્યાં તેની સાથે દુઃખ લાગેલું જ છે. દા. ત. એકાદ બે વ્યાવહારિક બાબત લઇએ. તમને પૈસામાં સુખ દેખાયું એટલે તમે પૈસાની ઇચ્છા કરી. હવે જરા બારીકીથી તપાસો. પૈસો મેળવવામાં શ્રમ પડયો એટલે દુઃખ સહન કર્યું. પછી સાચવવાનુ દુઃખ, અને પૈસો જતો રહેતાં ખેદ થાય એ પણ દુઃખ.

બીજો દાખલો સ્ત્રીનો લો. સુંદર સ્ત્રીની ઇચ્છા તો કરી, પણ તે સારી સ્ત્રી માટે સારી સારી ચીજો મેળવવા યત્ન કરવા પડશે, તેમ કરતાં પરિશ્રમ પડશે, તે માંદી પડે તો ચિન્તા થવાની, ગુજરી જાય તો દુઃખમાં ડૂબી જશો. એ જ પ્રમાણે પુત્ર વગેરે માટે સમજવું.

કેવલ એક આત્માની એટલે સ્વરૂપની પ્રાપ્તિથી દુઃખ થતું નથી. સારાંશ, આપણા સ્વરૂપની પ્રાપ્તિ સિવાય દરેક ચીજની પ્રાપ્તિમાં દુઃખ છે. પોતે સુખસ્વરૂપ છે એ જ્ઞાન થયું પછી ભૂલે-ચૂકે બહાર બીજું શોધવા જવું એ જ દુઃખ છે.

૯–પ્ર૦–સાક્ષીનું એકવાર ભાન થવા પછી બીજી વખત પ્રયત્ન કરવા છતાં ધ્યાનમાં તે ભાવ ન આવે તો થયેલો અનુભવ જતો રહે છે?

ઉ૦–ધારો કે એકવાર આપણે અમુક માણસને તેના નામ સહિત બરાબર ઓળખીએ છીએ. હવે બીજી વખત તેનું નામ દઇએ ને હાજર ના થાય તોયે તેની છબી-તેનું સ્વરૂપ તો આંખ આગળ ખડું થશે જ. એકવાર પડેલા સંસ્કાર જતા નથી. તે જ પ્રમાણે અનુભવનું સમજવું.

૧૦–પ્ર૦–મરણ સમયે રામનું નામ એકવાર લેવાથી મુક્તિ થાય છે એ સાચું છે?

ઉ૦–આ સવાલના બે ભાગ કરવા. પરિપૂર્ણ જ્ઞાન થયું હોય તેને મરણ સમયે જો એકે વાસના ના રહી હોય તો પોતાના સ્વરૂપનું ભાન હોવાથી આગળના સંસ્કારને લીધે રામ નામથી મુક્તિ થાય એ માની શકાય. નહિ તો સમજવા સિવાયનું રામ નામ છેક ના બોલે તેના કરતાં બોલે એ સારૂં છે, જેથી કદાચ એ માર્ગ ઉપર દોરાય એ બની શકે.

૧૧–પ્ર૦–જગત મિથ્યા એટલે શું?

ઉ૦–અજ્ઞાન કાળમાં જગત સત્યવત્ લાગવું અને જ્ઞાનકાળે અસત્ય ભાસવું એનું નામ મિથ્યાત્વ. જેમ રાત્રિના સમયે દોરડું સાપરૂપ ભાસે છે, પરંતુ પ્રકાશમાં નહિ. એ રીતે આ સંસાર જ્ઞાનીને અસત્-મિથ્યા ભાસે છે.

૧૨–પ્ર૦–જગતનું સ્વરૂપ કેવું છે?

ઉ૦–નામ રૂપ એ જ જગતનું સ્વરૂપ છે. જગતના દરેક પદાર્થમાંથી નામ રૂપ દૂર કરો તો તેનું વાસ્તવિક સ્વરૂપ—અસ્તિ ભાતિ પ્રિય-સત્ ચિત્ આનંદ-દેખાશે. આ દષ્ટિયે (નામ રૂપ દૃષ્ટિથી) જગત મિથ્યા છે. અસ્તિ ભાતિ પ્રિય દષ્ટિવડે સત્ય છે.

૧૩–પ્ર૦–પ્રાણુવાયુ શરીરમાં ચોવીશે કલાક રહે છે ને તે વડે જ હલન ચલનની ક્રિયા થાય છે. ત્યારે પ્રાણ એ આત્મા નહિ?

૧૩–ઉ૦–(૧) યોગીઓ પ્રાણને કબજે કરી શકે છે, એટલે કબજે કરનાર જુદો થયો; અને પ્રાણવાયુ પોતે જ કબજ થઇ ગયો. તેથી પ્રાણવાયુ આત્મા નથી. (૨) શરીર પડે છે તે વેળા પ્રાણવાયુ શરીર છોડી જાય છે, અને આત્મામાં તો જવા આવવાનું હોતું નથી. અને અનુભવજ્ઞાન પછી શરીરનો અધ્યાસ નથી, માટે પ્રાણવાયુનો સવાલ રહેતો નથી. (૩) ત્રણે કાળમાં રહી શકે એવું નામ આત્મા અથવા સત્ય. પ્રાણવાયુ એ વ્યાખ્યાની અંદર આવી શકશે નહિ, કારણ ત્રણે કાળમાં એકસરખો રહેતો નથી. માટે પ્રાણવાયુ આત્મા નથી. (૪) આપણી વ્યાવહારિક ભાષામાં પણ આપણે એમ કહીએ છીએ કે પ્રાણવાયુ મારો, તેથી પ્રાણવાયુ તે 'હું' નહિ એટલે આત્મા નહિ. આત્મા જ્ઞાનસ્વરૂપ છે, અને પ્રાણોને તો જ્ઞાન છે નહિ, તો પ્રાણવાયુ આત્મા શી રીતે હોઇ શકે?

૧૪–પ્ર૦–સંત કોણ? યોગ એટલે શું?

ઉ૦–જે જગતના આઘાતને સહન કરી શકે તે સંત. આપત્તિની કસોટીથી જ મહાન પુરુષની મહત્તાનો જગતને અનુભવ મળે છે. (૨) સુખ દુઃખમાં સમતા રાખવી એને યોગ કહે છે.

૧૫–પ્ર૦–'હું' અને 'મારૂં' શી રીતે જાય?

ઉ૦–એ રીત છે. (૧) શરીરથી માંડીને અંતઃકરણ સુધીના પદાર્થ હું નથી ને મારા નથી. (૨) હું આત્મા–પરમાત્મા છું, અને તેથી આખું બ્રહ્માંડ હું અને મારૂં છે.

૧૬–પ્ર૦–દુઃખ શું છે?

ઉ૦–દુઃખ જેવી કોઇ વસ્તુ નથી, જેમ અંધકાર જેવી વસ્તુ નથી. અંધકારનો અર્થ એ કે પ્રકાશ ઘણો જ કમી. એ જ પ્રમાણે સુખનું કમીપણું એ દુઃખ મનાયું છે.

૧૭–પ્ર૦–શરીર છૂટે છે ત્યારે શું આત્મા ચાલ્યો જાય છે?

ઉ૦–લોક કહે છે કે આત્મા ચાલ્યો ગયો, પરંતુ આ સમજ બરોબર નથી. અનુભવથી જુઓ તો જણાશે કે ગાઢ નિદ્રામાં અંતઃકરણ કામ કરતું નથી. તે વેળા પણ માણસ મર્યો એમ નહિ કહેવાય. યોગીસમાધિ કરીને પ્રાણ વશ કરે છે ત્યારે પ્રાણનો અભાવ હોય છે, તો પણ તે મર્યો નહિ કહેવાય. એનું શબ જોશો ત્યારે જણાશે કે તેમાં પ્રાણ અને અંતઃકરણ રહ્યા નથી. આ પરથી એટલું સિદ્ધ થયું કે પ્રાણવાયુ, અંતઃકરણ અને ઇંદ્રિયોના ચાલ્યા જવાથી મૃત્યુ થયું. આત્મા તો આવતો નથી અને જતો પણ નથી.

૧૮–પ્ર૦–દેહનો અધ્યાસ (સંઘાતમાં અહંપણું) કેવી રીતે છૂટે?

ઉ૦–(૧) વિવેક કરતાં કરતાં હળવે હળવે "હું કોણ છું" અને "કેવો છું" એનો વિચાર કરો. તેને પરિણામે સિદ્ધ એ થશે કે, હું પોતે નિરંજન, નિરાકાર, નિર્વિકલ્પ, નિર્વિકાર, સત્ ચિત્ આનંદ, નિર્ભય, જન્મમરણરહિત છું. આ વિચારને દિવસમાં દશ પંદર વખત બેસી અનુભવો. વખત જતાં જતાં પોતાની મેળે એ દઢ થશે કે, હું પોતે તે જ છું. (૨) શરીરને એક દર્પણમાં બરોબર જુઓ–નગ્ન અવસ્થામાં જુઓ. હવે એ પોતાના શરીરને એક ખૂણામાં શબવત્ પડેલું જુઓ. એ વિચારને વધારે ને વધારે નિરંતર દઢ કરતા જાઓ. એ તમારા શબની પાસે તમારા કુટુંબી વગેરેને પાસે બેસાડીને તેમને કહો કે, આ શરીરની ઉપર તમને મોહ થતો હોય તો લઇ જાઓ. અને તે જ વખતે એ તમારા શબવત્ થયલા શરીરને કહો કે, તને જેમાં મોહ હોય તે તું લઇ લે. એથી સ્પષ્ટ અનુભવ થશે કે, તમારા શરીરની અને તમારા સગાંસંબંધીની કે વૃત્તિઓનું ખેંચતાણ જગતની કોઇપણ વસ્તુઓ ઉપર થશે નહિ. તેમ કરતાં કરતાં તમારા શરીરના સાક્ષી તરીકે રહેવાની ટેવ પડી જશે.

સારાંશ એ કે, આપણે મરી ગયા એટલે આપણા સગાં-સંબંધી ચાલ્યા ગયા. તમે કોઇના ના રહ્યા અને ન કોઇ તમારૂં રહ્યું. સગાંસંબંધી આવ્યા ગયા તો વિચાર કરવો કે, આ સગાં-સંબંધી કોના? આ શબવત્ પડેલા શરીરના છે. મારો તો કોઇ સંબંધી હતો નહિ. હું તો આ શબવત્ પડેલા શરીરનો અને સર્વનો સાક્ષી-દ્રષ્ટા છું.

આવા વિચારની સાથે ૐ નું રટણ કરો. ૐ એટલે સત્ય-સ્વરૂપ અને તે તમે પોતે જ, એનું વિસ્મરણ થવા દેશો નહિ. જેને જ્ઞાનમાર્ગપર જવું હોય જેને પોતાનો સાક્ષાત્કાર કરવો હોય તે ઉપર કહેલી બેમાંથી કોઇપણ એક રીતનું મનન કરે તો નિઃશંક આનંદરૂપ બની રહેશે, અને વ્યવહારમાં રહેવા છતાં સાક્ષી-રૂપે (આસક્તિ રહિત) રહી શકશે.

૧૯-પ્ર૦-હું બ્રહ્મ, ઈશ્વર, જીવ આ ત્રણમાંથી કોણ છું?

ઉ૦-એક સરળ દૃષ્ટાંતથી આ બરાબર સમજાશે. (૧) જલ (૨) સમુદ્ર (૩) તરંગ. બરાબર જોશો તો સ્પષ્ટ સમજાશે કે ત્રણે એક જ છે. જલને બ્રહ્મ સમજો, સમુદ્રને ઈશ્વર સમજો અને તરંગને જીવ સમજો. તરંગ એમ કહી શકે કે, હું જલ છું, પરંતુ પોતે સમુદ્ર છે એમ નહિ કહી શકે. સમુદ્ર કહી શકે કે, હું જલ છું, પરંતુ હું તરંગ છું એમ નહિ કહે. એ એમ કહી શકે કે, તરંગ મારૂં સ્વરૂપ છે. પરંતુ જલ તો કહી શકે કે, હું સમુદ્ર છું તેમ તરંગ પણ છું.

જ્યારે તરંગ યા જીવને પોતાના સ્વરૂપનો અનુભવ થાય છે ત્યારે તે કહી શકે કે, જલ ને સમુદ્રમાં હું જ છું. આવું ભાન થશે ત્યારે એની દૃષ્ટિમાંથી સમુદ્રભાવ અને તરંગભાવનો નાશ થશે. એ સમજશે કે, સમુદ્ર અને તરંગ બંને મારા જલ-સ્વરૂપની દૃષ્ટિએ મિથ્યા છે, કારણ સમુદ્રનું સ્વરૂપ અને તરંગનું સ્વરૂપ નામ રૂપવાળું છે.

૨૦–પ્ર૦–શરીર, મન અને આત્માનો સંબંધ શો છે એ સ્પષ્ટ સમજાવો.

ઉ૦–વરાળ, જલ અને બરફ આ ત્રણનો જેવો સંબંધ છે તે મુજબ આત્મા, મન અને શરીરનો છે. વરાળ આત્મા છે, જલ મન, અને શરીર બરફ છે. જલ અને બરફનો નાશ દેખાય છે, પરંતુ તાત્વિક દૃષ્ટિએ કોઇનો નાશ નથી થયો. પાણીને ગરમી લગાવો તો વરાળ થશે, ઠંડી લગાવો તો બરફ થશે. એટલે પરમાત્માના ચિંતનકાળમાં મન પરમાત્મસ્વરૂપ છે, અને શરીરના ચિંતનકાળમાં શરીર રૂપ થઇ રહે છે; બાકી નથી જલ, નથી બરફ; સઘળે વરાળ છે. જલની જેમ મન મધ્યભાવ બતાવે છે. જડનું ચિંતન કરે ત્યારે જડ જેવું બને અને ચેતનના ચિંતનમાં ચૈતન્ય જેવું થઇ રહે. The element $H_2O$ is equally common in ice, water and vapour. Matter is indestructible, but undergoes a complete change.

૨૧–પ્ર૦–શું અજ્ઞાન દુઃખનો હેતુ છે?

ઉ૦–સુષુપ્તિ અવસ્થામાં મન હોતું નથી, અને નિદ્રારૂપ અજ્ઞાન રહે છે તે સમયે દુઃખ લાગતું નથી. એટલે અજ્ઞાન હોવા છતાં અજ્ઞાન દુઃખનું કારણભૂત નથી, પરંતુ દેહાધ્યાસ અથવા મિથ્યાજ્ઞાન દુઃખનો હેતુ છે. પ્રથમ દેહાધ્યાસ છોડવાનો પ્રયત્ન કરવો જરૂરનો છે.

૨૨–પ્ર૦–દેહાધ્યાસ એ શું છે?

ઉ૦–"હું દેહ છું અને દેહના સંબંધીઓ મારા છે" એવું માનવું એ દેહાધ્યાસ અથવા મિથ્યા જ્ઞાન કહેવાય.

૨૩–પ્ર૦–જડ શું છે? ચૈતન્ય શું છે?

ઉ૦–જડ અને ચૈતન્ય એવા બે જુદા પદાર્થ છે જ નહિ. મુમુક્ષુઓને સમજાવવા સારૂ જડ અને ચેતન એમ બે વિભાગ

જ્ઞાની પુરુષોએ કર્યા. બાકી સામાન્ય ચૈતન્યને જડ કહે છે અને વિશેષ ચૈતન્યને ચૈતન્ય કહે છે. દા. ત. લાકડું બળે નહિ ત્યાં લગી તેમાં અગ્નિનો અભાવ કહેવાય છે. એ જ લાકડું બળવા માંડયું એટલે અગ્નિ કહેવાયું. વાસ્તવિક દષ્ટિયે જુઓ તો અગ્નિ લાકડામાં સામાન્યરૂપે હતો. આ રીતે અંતઃકરણ અને વાયુદ્વારા હાલવું, ચાલવું, બોલવું વગેરે વ્યવહારને ચૈતન્ય કહે છે. આ વગરના સર્વ વ્યવહારને (જેમનામાં આ ક્રિયાઓ નથી દેખાતી તેમને) જડ કહે છે. વાસ્તવિક રીતે જુઓ તો જડ અને ચેતન બંને શુદ્ધ સમાન ચૈતન્યથી ભરેલા છે.

એક બીજો દાખલો લો. ગાય લીલી સૂકી ઘાસ ખાય છે, તેનું દૂધ થાય છે. એ દૂધ મનુષ્ય ખાય છે ને તેનાથી શકિત આવે છે. એ શકિત તો ઘાસથી થઇ. શક્તિ ચૈતન્યની છે યા ચૈતન્ય થકી છે. જડમાં શકિત નથી એવું આપણે કહીએ છીએ, પરંતુ આ દાખલાથી સિદ્ધ થયું કે, ઘાસ જેવી જડ દેખાતી ચીજ શકિત આપે છે તેથી ચૈતન્ય છે. એમાં અંતઃકરણ અને પ્રાણ-વાયુનો અભાવ હોવાથી ચૈતન્ય સ્પષ્ટ દેખાતું નથી. બાકી શુદ્ધ ચૈતન્ય તૃણ આદિ સર્વ પદાર્થમાં એકસરખું છે. ચૈતન્યમાં ભેદ નથી. સ્વભાની માફક ઉપાધિને લીધે તેવું દેખાય છે.

૨૪–પ્ર૦–સંસારરૂપી જળમાં મનરૂપી દૂધ એવું મળી ગયું છે કે સંસારમાંથી મન અલિપ્ત કરાતું નથી. તેને શી રીતે છૂટું કરવું?

ઉ૦–સંસારરૂપી જળમાં મનરૂપી દૂધ મળી ગયું છે તેથી તેમાં વૈરાગ્યરૂપી છાશ નાંખી જમાવશો કે દહીં થશે. આમ સંસાર ખાટો લાગશે. તે પછી દહીંને વિવેકરૂપી ફીરકીથી હલાવો એટલે માખણ થશે. માખણની સ્થિતિએ પહોંચેલું મન સંસાર-રૂપી જળમાં રહેતાં છતાં, જલ ને દૂધની પેઠે એકમેક નહિ થાય, પરંતુ સદાય માખણની જેમ ઉપર તરતું રહેશે.

૨૫-પ્ર૦-દુઃખ ક્યારે જાગે છે?

ઉ૦-તે દાખલાથી સમજી શકાશે. જળથી ભરેલો ઘડો સમુદ્ર નદી કે તળાવમાં ડૂબેલો રહે છે. એ ડૂબેલી હાલતમાં તળાવમાં એક જગોથી બીજી જગોએ લઇ જશો તો જળથી ભરેલા ઘડાનો બોજો નહિ લાગે. પરંતુ જલથી ભરેલા એ ઘડાને જળની બહાર કાઢશો તો ભારી લાગશે. આ પરથી સમજવું કે, જ્યારે દુઃખ લાગે ત્યારે મનરૂપી ઘડો ચૈતન્યરૂપી જળમાંથી બહાર નીકળ્યો છે. આપણા સચ્ચિદાનંદ સ્વરૂપથી આપણે આપણને ભિન્ન માનીએ છીએ ત્યારે જ દુઃખ લાગે છે. તેથી જ્યારે જ્યારે દુઃખ થાય ત્યારે મનરૂપી ઘડાને પરમાત્મારૂપી પાણીની અંદર ડુબાવી દો એટલે દુઃખનો અભાવ થશે.



## મહાત્માશ્રી દેવીદાનજીનું જીવનચરિત્ર*

મહાત્માશ્રી દેવીદાનજી કોઇ અવતારી અંશ હતા, કારણ તેમને આપોઆપ જ પૂર્ણ બ્રહ્મજ્ઞાન થયું હતું અને તેથી જ તેમને કોઇ પાસેથી ગુરુદીક્ષા લેવાની જરૂર ના પડી.

તેમનો જન્મ સંવત ૧૯૧૩ ની શ્રીકૃષ્ણ જન્માષ્ટમીને દિવસે થયો હતો. શૈની ક્ષત્રિય માળી કુટુંબમાં જન્મ્યા. એમને ત્રણ ભાઇ અને એક બહેન હતાં. એ સૌથી નાના. સાત કે આઠ વર્ષની ઉમ્મરે એક ભક્તને પડોશમાં માળા ફેરવતા જોયા, એટલે તેમને પૂછ્યું કે, "માળા ફેરવવાથી શું મળે ?" તેમણે જવાબ વાળ્યો કે, "રામનામની માળા ફેરવવાથી આપણું ધાર્યું પાર પડે." આ આઠ વર્ષની ઉમ્મરથી જ તેમને ઈશ્વરભજનમાં એટલી દૃઢ શ્રદ્ધા થઈ ગઇ કે તેઓ સમય બચાવીને રોજ એક લાખ રામનામનો જપ કરતા, અને માતા તથા ભાઇઓ બહુ કહે તો પણ એમાં વિક્ષેપ આવવા દેતા નહિ. દશ વરસની ઉમ્મરે પોતાની મેળે સમાધિ થવા માંડી, ત્યારથી પ્રભુ ઉપર ખૂબ આસ્થા વધી ગઇ. બાર વર્ષની ઉમ્મરે તેઓ મહારાજાશ્રી જસવંતસિંહજીના પોતાના રસોડામાં કામ કરવા લાગ્યા અને ત્યાં ઘણાં સંકટો વેઠી કામમાં એટલી હોશિયારી બતાવી કે તેમની ૧૫-૧૬ ની ઉમ્મરે દરબારના કોઠારમાં કોઠારીની જગા મળી. ત્યાં પણ એમણે તપશ્ચર્યા છોડી નહતી. તેઓ ભજનનો અભ્યાસ ચાલુ રાખતા અને રાત્રે કોઇ

*આ જીવનચરિત્રનો મોટો ભાગ શ્રી ચંદુભાઇના આત્મવૃત્તાંત અને બાબુજી શ્રી ગુરુપ્રસાદજીએ છપાવેલા વેદકના ગ્રંથ નામે "દેવીદાન અનુભવ પ્રકાશ"માંથી ઉતાર્યો છે. (વૈકુંઠલાલ)

પણ વખતે થોડીક ખીચડી અથવા એક બે વગર ચોપડેલી રોટલી પોતાને હાથે રાંધીને ખાઇ લેતા. આવી જ રીતે તેમણે નિદ્રાપર પણ કાબૂ મેળવ્યો હતો. મારવાડમાં પાણીની તંગી એટલે તેઓ રાત્રે ખભે કાવડ ભેરવી ગામ બહાર જંગલમાં જઇને દૂરના વૃક્ષોની આસપાસ પોતે બાંધેલા માટીના કયારામાં પાણી ભરતા, પક્ષી માટે ઝાડે કૂંડાં લટકાવી તેમાં પાણી અને અનાજ નાંખી આવતા અને સૂક્ષ્મ આત્મવિચારોમાં રાત્રિ વિતાવતા. (આ બધું નોકરીના ટાઇમ બાદ). થોડા દિવસ ટેવ પાડીને તેમણે ભૂખપર પણ વિજય પ્રાપ્ત કર્યો, તે એટલે સુધી કે તેમણે છ માસ સુધી ફકત એક મુઠી બાવળની શીંગો અથવા તો આંધાફાડાના જંગલી પાંદડાં ખાઇને રહ્યા.

મહાત્માશ્રીનો અભ્યાસ ૩–૪ ચોપડીનો હશે. એમને નાનપણથી પરણાવી દીધેલા. એક પુત્રી થયલી. એમનો વૈરાગ્ય વધતો ગયો અને વનવાસની ઇચ્છા થઇ, એ જ અરસામાં તેમની માતાનો સ્વર્ગવાસ થયો એટલે નોકરી છોડી ઘેર આવ્યા. તેમના પિતાજીનો સ્વર્ગવાસ તેમની બાલ્યાવસ્થામાં થયલો. તેમના ભાઇઓના આગ્રહ અને પ્રેમના કારણે તેમને થોડો સમય સંસારમાં વધુ રોકાવું પડયું, એટલે એ સમય દરમ્યાન પરોપકાર વૃત્તિથી પ્રેરાઇને વૈદકશાસ્ત્રનો અભ્યાસ કરવા લાગ્યા. એમાં પણ તેમને ધન્વંતરી જેવી સફળતા પ્રાપ્ત થઇ, અને તેમની દવાથી અનેક રોગીઓને આરામ થયો.

એવામાં દૈવયોગે તેમનાં ધર્મપત્ની આ સંસાર છોડીને ચાલી ગયાં, અને તેમના ભાઇઓએ તેમને બીજી વખત પરણાવવાની પેરવી કરવા માંડી એટલે તમણે તેનો નિષેધ કર્યો, અને સંવત ૧૯૪૪ માં જ્યારે ભયંકર દુષ્કાળ પડયો ત્યારે તેઓ ઘર છોડી ચાંદપોળ દરવાજાની બહાર મંદિરમાં જઇને રહ્યા, અને પોતાની

પાસે જેટલી મિલકત હતી તે બધી ભૂખ્યા અને ગરીબોને અન્ન, જલ આપવામાં વાપરી. આ પ્રમાણે એ વર્ષ વીતાવ્યા પછી મણકર્ણપર ત્રણ વર્ષ નિવાસ કરીને યોગાભ્યાસમાં મચ્યા રહ્યા. એ પછી જંગલમાં જઇને રહ્યા. ત્યાં સ્મશાનભૂમિમાં બાર વર્ષ સુધી કઠણ તપશ્ચર્યા કરી અને સાથે જ યોગક્રિયાઓની પણ સંપૂર્ણ રીતે સાધના કરી. આ દિવસોમાં તેઓ ફક્ત ચાર પાતળી રોટલીઓના સોળ ટૂકડાને પથ્થરની કૂંડીમાં થોડાં પાણીમાં ભીંજાવીને દિવસમાં એકવાર જમી લેતા અને ઉપર એ જ પાણી પીતા. ઓઢવાને એક પાતલી કાળી કામળી રાખતા. આવી રીતે તપશ્ચર્યા કરીને સોળ વર્ષ વીતાવ્યાં. એ સમયે પણ કેટલીય વખત છ છ માસ ફકત જંગલી પાંદડાં, બાવળની શીંગો વગેરે ખાઇને અથવા નિરાહાર રહી રહીને સંકલ્પ પૂરો કર્યો. થોડા જ દિવસોમાં તેઓ દરરોજ વીશ કલાક સમાધિસ્થ રહેવા લાગ્યા. છેલ્લે એમણે મારે કોઇ ચીજ જોઇએ નહિ, સંકલ્પ ઉઠાવવો નહિ અને કોઇને યાદ કરવા નહિ, એની ઉપર દોઢ વરસ સુધી તપ કર્યું. પછી એમને સમજાયું કે સંકલ્પ રોકતો હતો ત્યારે અને નહિ રોકતો હોઉં ત્યારે હું તો જેમનો તેમ એકસરખો રહ્યો છું; સંકલ્પ વગેરેને હું જાણું, મને કોઇ જાણે નહિ.

આ સમય દરમ્યાનની એક હકીકત શ્રી ચંદુભાઇએ અમદાવાદમાં શ્રી રામપ્રસાદ ત્રિ૰ લાખિયાને કહેલી તે અહીં આપું છું.

"પંડિતશ્રી લાલનજીની આજ્ઞા મુજબ ચંદુભાઇ મહાત્માશ્રી દેવીદાનજી પાસે ગયલા. દેવીદાનજી તેમને પોતાની સાથે સાંજના જંગલોમાં ફરવા લઇ જાય, અને જે જે સ્થળોએ સાધના કરેલી ત્યાં ત્યાં તેમને ફેરવેલા. શ્રી દેવીદાનજી તેમને એક એવી ગુફામાં લઈ ગયલા જ્યાં ઝાડપાન પાણીનું નામનિશાન નહિ. ત્યાં દેવીદાનજીએ પોતાના સાધક અવસ્થાના છેલ્લા દિવસો વીતાવેલા. શ્રી દેવીદાનજી તે ગુફામાં રહેતા ત્યારે તેમની બહેન ઘઉંની બે રોટલી અને મગની દાળ તથા પાણીની મટકી મૂકી જતાં. એક વાર એવું બન્યું કે શ્રી

દેવીદાનજી સમાધિમાંથી જાગ્યા ત્યારે ફૂવરું એમનું ખાવાનું ખાઇ ગયું અને પાણીની મટકી ઢોળી નાંખી. ઉનાળાના દિવસ. પાણીની તરસ બહુ લાગેલી. એ સ્થળે નજીકમાં પાણી હોય તેવું સંભવિત નહોતું. શ્રી દેવીદાનજી તે વખતે કાંઇ પણ સંકલ્પ કે ઇચ્છા કરવી નહિ તેવી સ્થિતિમાં રહેવા. એ વખતે એમને વિચાર આવ્યો કે, જો વાદળ હાલમાં ઘેરાય અને વરસાદ પડે તો પાસેનો ખાડો પાણીથી ભરાય ને તે પાણીથી હું મારી તરસ છિપાવું. જેવો તે સંકલ્પ સ્ફુર્યો કે તુરત જ વાદળ ઘેરાયાં ને વરસાદ પડયો, અને તે પાણીથી તેમણે તરસ તો છિપાવી, પરંતુ ને પછી પારાવાર ખેદ કર્યો કે આ દેહ માટે આટલો સંકલ્પ શા માટે કર્યો?"

યોગાભ્યાસ પૂર્ણ કર્યા બાદ મહાત્માશ્રીએ દીન–દુઃખીઓનાં માનસિક તેમ જ શારીરિક કષ્ટો દૂર કરવાં એ પોતાનું કર્તવ્ય માન્યું, અને તેઓ ઉપદેશ અને ઔષધોદ્વારા તેમનું કલ્યાણ કરવા લાગ્યા. એવામાં દરબારના હાથમાં અંગૂઠા ઉપર સફેદ કોઢનો ડાઘ દેખાયો અને તેઓશ્રી મહાત્મા દેવીદાનજી પાસે ઇલાજ માટે આવ્યા. દરબારશ્રીને સારૂં થઇ ગયું એટલે લોકોએ દવા માટે આવવા માંડયું. જંગલમાં મુકામ હતો એટલે સાધારણ માણસોને જવા આવવાની તકલીફ પડતી. પાણીની પણ આપદા, એટલે જોધપુર ચોર્યાસીની સડક ઉપર તાવડીઆની ખાલસા થઇ ગયલી ધર્મશાળામાં દરબારશ્રીએ આગ્રહ કરી મુકામ કરાવ્યો. ત્યાં સંવત ૧૯૬૩ ના માગશર શુદ બીજને દિવસે પધાર્યા અને અંતકાળ સુધી ત્યાં જ રહ્યા. (ફક્ત એક જ વાર તેઓશ્રી મુંબાઇ ગયા હતા). હાલ તે જાત્રાનું સ્થાન જેવું બની રહ્યું છે, અને દેવીદાનજી મહારાજ દેવસ્થાન નામથી ઓળખાય છે. અહીં લાખો દરદીઓને સાધારણ ઇલાજોથી મહાત્માશ્રીએ સારા કર્યા છે. મહારાજા જસવંતસિંહજીનો કંઠમાળનો રોગ ત્રણવાર ઓપરેશન કર્યું છતા ન મટયો તે તેમણે એક માસમાં જડમૂળથી કાઢેલો, અને ફરીથી અંતકાળ સુધી તેમને કંઠમાળ ગાંઠ નીકળી નહોતી.

શ્રી. દેવીદાનજી પરોપકારને જ શ્રેષ્ઠ કાર્ય માનતા અને સર્વમાં એક જ આત્માનો નિવાસ છે એમ માની રાત દિવસ

સત્સંગપ્રેમીઓને સરળ અને ઉપયોગી ઉપદેશ આપતા. એમની પાસે જવામાં કોઇની ભલામણ જોઇતી નહોતી. એમના મોઢામાંથી જે સૂત્રો નીકળે તે સાંભળ્યા કરવા અને તે પ્રમાણે જીવન ગોઠવતા રહેવું જોઇએ. શ્રી દેવીદાનજી કહેતા કે, એમણે કોઇ ગુરુ કર્યા નથી પણ પોતે બધું પ્રેક્ટિસ કર્યા કીધું છે, અને અનુભવ સંભળાવ્યા કરે છે.

મહારાજશ્રી દેવીદાનજી સૂત્રરૂપે જે શિખામણ દેતા તેના ચંદુભાઇએ દાખલા કહેલા તે પૈકી ચાર અહીં આપું છું.

૧–"મહારાજ, શાંતિનો માર્ગ બતાવો" એવું કહેનાર એક સજ્જનને તેમણે કહેલું કે, "મર જાઓ." પેલા ગૃહસ્થ સમજ્યા નહિ ને મૂંઝાઈ ગયા. ચંદુભાઈએ સમજૂતી આપીને કહ્યું કે, મહારાજશ્રીનું કહેવું એ છે કે, વાસના મારી નાંખો–અહમ્ ઉડાવી દો–એટલે શાંતિ શાંતિ.

૨–બીજા એક જણને આ વિષયમાં કહેલું–जैसा निन्दमें सोता है वैस जाग्रतमें सो जा. ભાવાર્થ, સુષુપ્તિ દરમ્યાન જેમ શરીર, મન, બુદ્ધિ, વગેરેમાં અહમ્ છોડીને શાંતિ પામીએ છીએ તેમ જાગૃત અવસ્થામાંયે સર્વમાંનું અહમ્ છોડી દો એટલે શાંતિ પામશો.

"સંકલ્પ" કમી કરો, "સ્મરણ" ભૂલો, જરૂરિયાત ઓછી કરો. આ ત્રણે નિદ્રામાં ભુલાય છે તેમ જાગૃતમાં ભૂલો એટલે શાંતિ વળશે. દૃષ્ટાંત–મારે માતા–પિતા, ભાઈ બાંધુ, શત્રુ મિત્ર નથી; તેમ મન નથી તેથી સુખ દુઃખ નથી, અને હું શાંત સ્વરૂપ છું; મારી શાંતિમાં કોઇ ખલેલ પાડી શકે નહિ. આ મુજબ વિચારીને વર્તો.

૩–याद मत कर–બીજી વસ્તુને યાદ કરવામાં તમે તમારી જાતને ભૂલો છો, એટલું જ નહિ પણ તે તે મનુષ્ય યા વસ્તુને ખોટી મહત્તા આપો છો. એટલો સમય પણ શા સારૂ બગાડવો?

૪–દેવીદાનજી મહારાજની રજા લીધા પછી ચંદુભાઇ એકવાર હરદ્વાર વગેરે સ્થળો જોઇને રાંદેર પાછા ફરનાર હતા. તે વેળા દેવીદાનજીએ હસીને કહ્યું–(તે અહીં ગુજરાતીમાં આપું છું)–"જોજે, મનમાં જેટલું ઘૂસાડીશ તેટલું બહાર કાઢવું પડશે." મહારાજશ્રી એવું કહેવા માંગતા હતા કે, જેમ મળ કાઢે શરીર સ્વસ્થ લાગે છે તેમ, આ સંસારનો

મેલ (બહારનાં વળગણો, સુંદર લાગતાં દૃશ્યો વગેરેનો પાસ) જ્યાંસુધી મનની બહાર કાઢશો નહિ—તે મનમાં રહેશે ત્યાંસુધી શાંતિ નહિ મળે. તેથી મનને વિહ્વળ કરે, સંકલ્પવિકલ્પ કરાવે, આ મારી પાસે હોય તો કેવું સારું, ઇત્યાદિ વિચારો ઇચ્છાઓ કરાવે તેવી વસ્તુઓથી, તેવા પ્રસંગોથી, તેવા સ્થાનોથી દૂર રહેવું.

શ્રી દેવીદાનજીની ઉપદેશ દેવાની રીતનો એક સુંદર દાખલો ચંદુભાઇએ શ્રી રામપ્રસાદ લાખિયાને કહેલો તે અહીં આપું છું.

"એક દિવસ શ્રી દેવીદાનજી ચંદુભાઇને નદીના કિનારે લઇ ગયા અને રેતીમાં બંને જણ બેઠા. દેવીદાનજીએ પૂછ્યું, બચ્ચા, શું શીખવા આવ્યો છું? લે, બેસ. બતાવ, ચંદુ ક્યાં છે? આ હાથ તે ચંદુ છે? પગ તે ચંદુ છે? આંખો તે ચંદુ છે? એમ તું તારા દરેક અવયવને પૂછ કે, તું ચંદુ છે? આ શરીર ચંદુ છે? ત્યારે ચંદુ કોણ તે તું શોધી કાઢ એટલે તું સર્વ શીખ્યો.'

"ચંદુભાઇ કહે છે, જેમ જેમ મહારાજશ્રી સવાલ પૂછે તેમ તેમ તેનો જવાબ આપતો અને હું મારા દેહનું ભાન ભૂલતો, અને ત્યાં મને સહજ સમાધિ થઇ હતી. તે વેળા દેવીદાનજીએ "હું" દેહથી જુદો છું એવું જ્ઞાન આપેલું.

"શ્રી દેવીદાનજીએ પોતાની સાધક અવસ્થામાં યોગની ક્રિયાઓ કરવામાં સાધના કરવામાં વખત ગાળેલો. અનિદ્રા, સૂકા પાન ઉપર રહીને મહિનાઓ ગાળેલા. સંકલ્પવિકલ્પ વગરની સ્થિતિ, ઈત્યાદિ બાબતમાં છેવટે તેમણે ચંદુભાઈને કહેલું કે, "બચ્ચા, મેં સબકા હિસાબ કર ચૂકા. વો જો મેંને કહા તેજ બાત હે. "મેં કોણ હું?" યેહી બાત કા ખોજ કર. વો મિલ ગયા તો સબકુછ મિલ ગયા."

* * *

મહાત્માશ્રી દેવીદાનજીની પાસે જવા સારૂ ચંદુભાઇ પોતાના સ્નેહીઓને કહેતા, અને કોઇ કોઇ વાર તો તેમને પોતાની સાથે લઇ જતા. એવા એક શ્રી કલ્યાણજી જયકૃષ્ણ ભટ્ટ, જેઓ શ્રી ચંદુભાઇના મામાસસરા થાય, તેમણે મહાત્માશ્રીની મુલાકાત વેળાનો અહેવાલ લખી મોકલ્યો છે તે અહીં ઉતારૂં છું.

......બાર સ્કવેર ફૂટની આગલથી ખુલ્લી અને ત્રણ બાજુ દીવાલવાળી એક ઓરડી હતી, જેમાં બારીક રેતી પાથરેલી હતી, તેમાં સવારના બાર

વાગતા સુધી બધા આવનાર ભક્તોને બેસવાનું હતું. મહારાજશ્રી પોતે એક પથરો દિવાલ સાથે મૂકેલો તેની ઉપર આસનિયું પાથરી સામે બેસતા. દીવાલ ઉપર લખ્યું હતું કે, "અખૂટ ભંડાર હૈ". મહારાજશ્રીની પાસે આવનાર દરેક ભાવિક ગૃહસ્થને રેતી ઉપર બેસવાનું, અને તે ઓરડીમાં મોટા તુલસીના મણકાની ૨૦ થી ૨૫ ફૂટ લાંબી એક માળા રાખેલી, તે દરેક જણ હાથમાં લઇ એક એક મણકો હાથમાંથી પસાર કરે અને મહાત્માજીનો ઉપદેશ શ્રવણ કરે. શ્રી ચંદુભાઇ વગેરેની સાથે હું મહાત્માશ્રીને મળવા એ ઓરડીમાં ગયો અને તેમને પગે લાગ્યો. મહાત્માજીના પ્રથમ દર્શન મને તે દિવસે થયા અને મને ઘણો જ આનંદ થયો. મહાત્માજીએ મને પૂછ્યું, "ક્યું મામુજી, આ ગયે ?" (ચંદુભાઈનો હું મામાજી એટલે મહાત્માજી પણ મને મામુજી કહેતા.) મેં કહ્યું, "હા મહારાજ, આપની કૃપાથી આવી ગયો છું." બાદ મહાત્માજીએ મને સવાલ કર્યો, "મામુજી કુછ આરામ લેતે હો ?" ચંદુલાલજીના સમાગમમાં ઘણો વખત રહેવાથી મહાત્માજીનું કહેવું હું સમજી ગયો, અને મેં કહ્યું, "મહારાજશ્રી, આરામ તો બરાબર ન લે શકતા હું." મહારાજશ્રીએ કહ્યું, નીંદમેં તો સબ કોઇ આરામ લેતે હૈં, પણ જાગ્રતમેં થોડા થોડા આરામ લેનેકા શીખ જાઓ." પછી અડધોએક કલાક અમો બધાએ પેલી માળા ફેરવી, અને મહાત્માજીનો ઉપદેશ શ્રવણ કરી ત્યાંથી ઊઠયા. મહારાજશ્રી પાસે દરરોજ કંઇ ને કંઇ ઇચ્છાથી અથવા બીમાર હાલતમાં દવા લેવા માટે ઘણા લોક આવતા. બીમાર લોકોને દવા આપતા અને કંઇ બીજી ઇચ્છાવાળાને "પ્રભુ પર વિશ્વાસ રાખો, તુમારી ઇચ્છા પૂર્ણ હો જાયગી" એમ કહેતા.

મહારાજશ્રી પોતે રોજ ઘઉની બે ત્રણ રોટલી અને મગની દાળ એક વખત બપોરે લેતા. રાતના થોડું દૂધ લેતા. જમ્યા પછી બપોરનો વખત આશ્રમમાં જવાના દરવાજા ઉપર એક બંગલી જેવો માલ છે તેમાં ગાળતા, અને રાતનો આરામ પણ ત્યાં જ લેતા હતા.

......મારા પાછા જવાના સમયે મહારાજશ્રીને પગે લાગી તેમના પગ આગળ મેં પાંચ રૂપિયાની નોટ મૂકી. મહારાજશ્રી બોલ્યા, "એ કયા કરતે હો ? આપ તો બ્રમ્મન હો. વળી મહેમાન હો, તો આપકી પાસ મેં એ પૈસા કેસા લે શકું ?" એમ કહી પાંચ રૂપિયાની નોટ ઉપર કંકુનો ચાંલ્લો કરી મને તે નોટ પાછી આપી, જે હજી સુધી મેં મારી પાસે રાખી મૂકી છે. ત્યાર પછી મહારાજશ્રીએ ઉપદેશ આપવો શરૂ કર્યો. "દેખો ભાઈ, દરેક મનુષ્ય મોહને વશ હોકર 'એ સગા હૈ—એ પારકા હૈ, એ મેરા હૈ—એ તેરા હૈ, એસા ભેદ રખતે હૈ, એ મિથ્યા હૈ." તે પછી દેહ અને આત્માની

ભિન્નતા બતાવી, દેહની અનિત્યતા અને પૃથક્તા, તથા આત્માની નિત્યતા અને એકતા બતાવી દરેક મનુષ્ય કર્તવ્યકર્મનો અધિકારી છે-તેના પરિણામનો (ફળનો) નથી. એવો નિશ્ચય કરી દરેક મનુષ્યે કર્તવ્યપરાયણ રહેવું જોઇએ, એવી રીતે એક કલાક સુધી પ્રવચન કર્યું.

* * *

ભાદરવા સુદ પાંચમ, સંવત ૧૯૮૯ની રાત્રે મહાત્માશ્રી બ્રહ્મમાં લીન થઇ ગયા. તેમના અંતકાળ બાબત બાબુજી શ્રી ગુરુપ્રસાદજીએ મને લખી મોકલ્યું છે તે ઉપરથી મહારાજશ્રીની સિદ્ધાવસ્થા-બ્રહ્મસ્થિતિ સમજાશે. દેહ પડયો તેના ચાર કલાક પહેલાં સાંજે છ વાગે ડો૦ નિરંજનનાથજી જેઓ તેમના પરમ પ્રેમી ભકત હતા ને રોજ સારવાર સારૂ આવતા, તેમણે કહ્યું કે, હમણાં દવા આપવાની જરૂર દેખાતી નથી, સવારે આપીશું. મહારાજશ્રીના કાને સાંભળવું કમી થતું હતું તેથી ડોકટર સાહેબ કહી ગયા કે, હું હમણાં થોડીવાર બહાર જઇ આવું છું; તમો હવે એમને ॐ ના ઉચ્ચાર સંભળાવો. અમે બે ત્રણ જણા મળી ॐ જોરથી બોલવા લાગ્યા. બે ત્રણ મિનિટ પછી મહારાજશ્રીએ હાથનો ઇસારો કરીને અમને રોકયા અને કહ્યું કે, "હવે હું અક્ષરોની પર ગયો છું, શા માટે અક્ષરોમાં આણો છો?"* આટલું બોલીને મહાત્માશ્રી ધ્યાનમગ્ન થઇ ગયા. અમે સૌ ચુપચાપ થઇ ગયા. રાત્રે દશ વાગે તેઓશ્રી પલંગ પર સૂતા હતા ત્યારે હું તેમની પાસે બેઠો હતો. મારી સામું તેમણે એકવાર જોયું અને તે પછી જોતજોતામાં આંખો ઊંચી ચઢાવી દીધી. એમને પલંગની નીચે લેતા લેતામાં તેઓ શાંત બ્રહ્મલીન થઇ ગયા.

---

* (દેવીદાનજી મહારાજના અંતકાળે ચંદુભાઈ બે દિવસ મોડા પડયા. આ બાબતમાં ચંદુભાઇએ મહારાજશ્રીના બોલેલા શબ્દો મને કહેલા તે આ-"ॐ ને હું જાણું છું, ॐ મને જાણતો નથી." આનો ભાવાર્થ એ કે, ॐ શબ્દરૂપે છે, પરંતુ હું-આત્મા અરૂપ છું.)

## મહાત્મા શ્રી દેવીદાનજીનો ઉપદેશ*

ૐ

આ સંસારમાં શાન્તિ પ્રાપ્ત કરવી એ જ મનુષ્ય જન્મની સફલતા છે. શાન્તિ મેળવવાને માટે મોટા મોટા રાજા મહારાજા, ઋષિ મુનિઓ આ સંસાર ત્યાગીને વનવાસમાં વસ્યા હતા, અને વિવિધ પ્રકારની સાધનાઓ કરી કષ્ટ વેઠ્યું હતું. જ્ઞાન વિના શાન્તિ પ્રાપ્ત કરવી એ ઘણું મુશ્કેલ છે. આપણે સંસારની વાસનાના ફંદામાં પડીને અને વિવિધ કલ્પનાઓ કરીને બધોય સમય ગુમાવીએ છીએ, અને શાન્તિનો કોઇ સરળ માર્ગ ન સૂઝવાથી ઘણા દુઃખી થઇએ છીએ.

શ્રીમાન શ્રી દેવીદાન મહારાજ એક બ્રહ્મનિષ્ઠ મહાપુરુષ હતા. તેમણે આ માર્ગમાં પચાશ વર્ષથી પણ વધુ સમય વ્યતીત કર્યો હતો, અને અનેક પ્રકારના સંકટો સહીને યોગ, તપ, સંયમ અને નિયમની ક્રિયાઓને પૂર્ણ રીતે સાધીને તે દ્વારા પોતાની જાતને એ મહાન પદ પર લાવ્યા હતા. આ મહાન યોગીએ ઉપાસના સારૂ જે થોડી સરખી સરળ રીતો બતાવી છે તે અહીં આપીએ છીએ, જેના શ્રવણ, મનન અને નિદિધ્યાસન વડે મનુષ્ય જીવ સહેલથી શાન્તિ પ્રાપ્ત કરી શકે અને આ સંસારસાગરમાંથી કષ્ટ ઉઠાવ્યા વગર મુક્ત થઇ જાય.

દિવસ અને રાત મળીને ચોવીસ કલાક હોય છે. એમાંથી બાર કલાક ધંધા રોજગારમાં પસાર થાય, કે જેવડે કુટુંબના

* લેખક-બાબુજી શ્રી ગુરુપ્રસાદજી.

ગુજરાન માટે દ્રવ્યોપાર્જન થઇ શકે; ચાર કલાક ખાવા પીવામાં અને આરામમાં પસાર થાય; ૭ કલાક નિરાંતની નિદ્રા લઇએ; હવે બે કલાક જે બાકી રહ્યા એમાં આપણે આપણા બધાયે વિચારો, વાસનાઓ અને સ્મૃતિ માત્રને દૂર કરવાને પ્રયત્ન કરવો જોઇએ. કારણ કે મન ઘણું જ ચંચળ છે અને અભ્યાસથી જ રોકી શકાય છે. જો તે વખતે મન જ્યાં ત્યાં ભટકવા માંડે તો તેને તેમ કરતાં રોકવું જોઇએ. શરૂઆતમાં એક એક કે અર્ધી અર્ધી મિનિટ સુધી રોકવાની ટેવ પાડવી જોઇએ. તેને સમજાવવું જોઇએ કે, "તું કેમ જ્યાં ત્યાં ભટકે છે? આખરે તો તારે અહીં જ પાછા ફરવું પડશે. જ્યારે તું નિદ્રામાં હતું ત્યારે તને કેટલું સુખ હતું? તે વખતે તારામાં દુઃખનો અંશ માત્ર ન હતો, અને તેથી તને સુખના અનુભવની જરૂર પણ ન હતી. ઊંઘ આવવાથી સંસારનાં સઘળાં દુઃખ દૂર થઇ જાય છે; એટલે સુધી કે વીંછી કરડયો હોય તો તેની વેદનાની પણ ખબર નથી પડતી. હવે તું જાગ્રત થયો કે તરત જ જાણવા માંગે છે કે, આ વખતે કેટલા વાગ્યા અને કેટલી રાત બાકી છે. આટલો સમય તું કયાં હતો કે જ્યાં જવાથી તારૂં સઘળું દુઃખ નાશ પામ્યું હતું? કયે સ્થળે ગયો હતો? ભલે એ વખતે તો તું ત્યાં ભૂલથી અજ્ઞાનપણે ગયો હતો. હવે જાગ્રત રહીને તે સ્થળે જવાનો પ્રયત્ન કર." આ બે કલાકમાં જીવ, બ્રહ્મ, ઈશ્વર, નારાયણ આદિ કોઇને યાદ ન કરવા. ફકત મનને સમજાવવું જોઇએ કે, તારૂં શરીર સૂતેલું છે. બે જ કલાક રાત બાકી છે. આ સમયે બીજું કાંઇ કાર્ય નહિ થઇ શકે, તો પછી નાહક શા માટે ભટકે છે? ભટકવાને અને ચિંતા કરવાને તને બાર કલાક આપી દીધા છે. એમાં સંસારી વાતોનો વિચાર કર્યા કર. હમણાં તો જરા શાન્તિ રાખી વિચાર કર. બધા કહે છે કે પરમાત્મા સર્વ સ્થળે છે, તો હું કયાં છું? હું પણ એમાં જ

છું. જ્યારે હું ન હતો ત્યારે પરમાત્મા તો હતો જ. એમાંથી જ ઉદ્‌ભવ્યો, છતાં પણ મેં મારી જાતને જુદી ગણી અને વિચાર્યું કે પરમાત્મા અને હું જુદા છીએ; અને તેથી જ આપણને અનેક પ્રકારના કષ્ટ વેઠવાં પડે છે. આ (જુદાઇના) વિચારને દૂર કરવો એ જ આપણું કર્તવ્ય છે. પરમાત્મા સર્વ સ્થળે છે અને આપણે તો એક જ સ્થળે છીએ. મોટી વસ્તુમાં નાનીનો સમાવેશ થાય છે. પરમાત્મા તો અનંતકાળથી છે. કેવળ આપણે જ આ સમય–આ જિંદગી પૂરતા છીએ. આગળ જતાં આપણે નાશ પામીશું અને અનંતમાં મળી જઇશું.

"હું એક છું, અનેક થઇ જાઉં."* પરમાત્માના આ વિચાર-માંથી જ સંસારની ઉત્પત્તિ થઇ છે. એટલે હું પણ એમાંથી જ ઉદ્‌ભવ્યો છું, અર્થાત્, તે જ છું. જો આ નિશ્ચય દૃઢ થઇ જાય તો પછી યાદ જ કોને કરવાનો રહ્યો? ઊલટું, યાદ કરવું એટલે એનાથી જુદા થવું. જેવી રીતે કોઇ માણસ પોતાની પાસે જ બેઠેલાને જોરથી બૂમ પાડીને બોલાવે તો તે વખતે તે એમ જ કહેશે કે, કેવો મૂર્ખ છે? હું તો એની પાસે જ બેઠો છું. અને એ મને બૂમ પાડે છે! એવી જ રીતે હું પરમાત્મા રૂપ છું, એવો દૃઢ નિશ્ચય કરીને સ્મૃતિ માત્રને વિસ્મૃતિમાં પલટાવીને એક એક કે અર્ધી અર્ધી મિનિટ મનને રોકવાનો પ્રયત્ન કરવો જોઇએ. એવી રીતે સો બસો વખત કરવાથી સો મિનિટ થઇ જશે અને રોજની દોઢ કલાકની ટેવ પડી જશે.

આ જ ટેવ આગળ જતાં ચોવીસે કલાક ચિત્તને પ્રસન્ન રાખશે અને મનને શાન્તિ આપશે. અંત સમયે જ્યારે સઘળી ઇંદ્રિયો શિથિલ થઇ જશે, જીભ બંધ થઇ જશે, અને કફના વધારાથી શ્વાસ ખડખડ કરતો ચાલતો હશે તે વખતે આ ટેવની

---

*एकोऽहम् बहु स्याम ॥

મદદથી આપણે એવે સ્થળે પહોંચીશું કે જ્યાં આપણને કોઇ જાતનું દુઃખ નહિ પડે, અને આપણું શરીર છૂટતાં જ પરમાત્મામાં લીન થઇ જઇશું. જેવી રીતે કોઇ માણસ પાણીમાં તરતાં શીખે તો એને પંદર દિવસ કે મહિનામાં તરતાં આવડી જાય. તે પછી જો તે વર્ષો સુધી ન પણ તરે અને અકસ્માત્ કોઇ નદીમાં પડી જાય તો પ્રથમની ટેવના બળે એનાથી નદી પાર જવાય. પરંતુ જો તેને તરતાં જ આવડતું નહિ હોય તો એ તરત જ ડૂબી જશે. એવી જ રીતે મન રોકવાની પહેલાંની ટેવ–પૂર્વ અભ્યાસ સમય પર કામ લાગે છે. એવો અભ્યાસી આ સંસારસાગરમાં વિના કષ્ટે પાર ઊતરી જાય છે, અને પરબ્રહ્મની જ્યોતિમાં એની જ્યોતિ મળી જાય છે. એ જન્મમરણના ફેરામાંથી બચી જાય છે.

એટલા માટે ઓછામાં ઓછા એક કલાક સુધી તો ઉપર સૂચવ્યા પ્રમાણે સર્વ સંકલ્પો અથવા તો યાદ માત્રને ભૂલવાની ટેવ અવશ્ય પાડવી જોઇએ, અને એક કલાક આપણા સ્વરૂપ ચિંતનમાં વિતાવવો જોઇએ. તે સારૂ આ પ્રમાણે કરવું. પ્રત્યેક મનુષ્ય જીવે સ્વસ્થ થઇને વિચારવું કે નિદ્રા વખતે આ શરીર તો સૂતેલું પડ્યું હોય છે. આંખ, કાન, નાક, મોં વગેરે બંધ હોય છે. તોપણ તું–( મન ) સાક્ષી–આત્મા વિના આંખે જુએ છે, નાક વિના સૂંઘે છે, અને કાન વિના સાંભળે છે; જીભ વિના બોલે પણ છે. તને બીક નથી લાગતી. તું આનંદમાં રહે છે. બીક બીજાની હોય છે, પરંતુ બીજો તો છે જ નહિ. જ્યાં ત્યાં સર્વત્ર તું પોતે જ છે. ઊંઘની આજ અવસ્થા મરણ સમયે પણ હશે. ત્યારે પણ આંખ, નાક, કાન વગેરે બંધ થઇ જશે, ત્યારે તને એનાથી (મરણથી) શું દુઃખ થઇ શકશે. જે અવસ્થા નિદ્રાધીન સ્થિતિમાં વીતે છે તેવી જ મરણ સમયે પણ હશે. જેવી રીતે નિદ્રામાં મનુષ્યો ખૂબ આનંદમાં હોય છે, એવી જ

રીતે મૃત્યુ સમયે પણ થાય છે. તું મનમાં જરા પણ બીક ન રાખ કે હું મરી જઈશ. સત્ય તો એ છે કે તું એ વખતે આ સંસારના દુઃખમાંથી છૂટશે. તારે ક્યાંય જવાનું નથી કે આવવાનું નથી. તારે જન્મ મરણ પણ નથી. તું તો આ શરીર મેળવીને તને પોતાને ભૂલી ગયો છે, અને શરીરને જ હું-પોતે માની બેઠો છે, તેથી જ દુઃખી થાય છે. તું તો શરીરમાં સાક્ષીરૂપ છે. તારી જ સત્તાથી સર્વ ઇંદ્રિયો પોતપોતાનું કામ કરે છે, તું જ તેમને ચલાવે છે, તું જ તેમની સર્વ હિલચાલ જાણે છે, પરંતુ તેનાથી જુદો છે. તેઓ તને ઓળખતી નથી. તું તો આનંદ સ્વરૂપ છે. આ સંસાર તારામાંથી જ ઉત્પન્ન થાય છે, અને ઊંઘનું ઝોકું આવતાં જ તારામાં લીન થઇ જઇ નાશ પામે છે. તું આ બંને અવસ્થાનો જાણકાર, સાક્ષી, આત્મા, સ્વયં પ્રકાશમાન, અખંડાનંદ, નિરાકાર, નિર્વિકાર, નિરંજન, સત્ ચિત આનંદ, નિર્ભય, અજર, અમર, સર્વવ્યાપક, સર્વ શકિતમાન્ અને સર્વજ્ઞ છે. જન્મ મરણ કેવળ ઇચ્છાવડે જ થાય છે. ઇચ્છા મનમાં ઉત્પન્ન થાય છે, મનથી જ આ સંસાર રચાયો છે. મનથી જ સુખદુઃખ થાય છે. તું તેનાથી ભિન્ન છે.

જેવી રીતે તમારો પુત્ર ક્યાંક પરદેશમાં હોય અને કોઇ ખોટું લખે કે તેનું મૃત્યુ થયું, તો એ સાંભળતાં જ તમને દુઃખ લાગશે. પરંતુ જો છોકરો મરી ગયો હોય અને કોઇ લખે કે તે આનંદમાં છે, તો મનને દુઃખ નહિ થાય. તેથી જ આ સંસારને મનોમય કહ્યો છે. મનમાં જે ઇચ્છા થાય તે મનુષ્યને ભોગવવી પડે છે. દરેક માણસના મનમાં હજારો ઇચ્છાઓ ઉત્પન્ન થયા કરે છે, તેમાંથી કેટલીક તો પૂર્ણ થાય છે, જ્યારે કેટલીક અપૂર્ણ રહી જાય છે. જેમ કે મનમાં ઇચ્છા થાય કે મને હજાર રૂપિયા મળી જાય તો હું બહુ સુખી થઇ જાઉં. એ ઇચ્છા પૂરી થતાં પહેલાં જ બીજી ઇચ્છા જાગે કે, મને દશ રૂપિયાની તો બહુ જ

જરૂર છે. હવે જુઓ કે હજાર રૂપિયાની ઇચ્છા તો ચાલુ જ છે એટલામાં વચમાં જ દશ રૂપિયાની ઇચ્છા ઉત્પન્ન થઇ, અને તે તીવ્ર થઇ ગઇ. મને દૃઢ નિશ્ચય કર્યો કે દશ રૂપિયા તો મેળવવા જ જોઇએ. ક્યાંકથી દશ રૂપિયા મળી ગયા તો માની લો કે એ ઇચ્છા પૂર્ણ થઇ. એવી રીતે મનુષ્યમાત્રની ઇચ્છાઓમાંથી કેટલીક પૂર્ણ થઇ જાય છે અને કેટલીક બાકી રહી જાય છે.

મનુષ્યની જે ઇચ્છાઓ બાકી રહી જાય છે તે બધી ટોળે વળીને મનુષ્યના અંતકાળે તેની સન્મુખ આવે છે, અને તેમના ભોગવટા માટે મનુષ્યને પહેલું રૂપ છોડ્યા પછી બીજા રૂપમાં જન્મ લેવો પડે છે, બીજો દેહ ધારણ કરવો પડે છે. જ્યાં સુધી એને જ્ઞાન પ્રાપ્ત ન થાય ત્યાં સુધી એ જન્મ મરણના ફેરામાં પડ્યા કરે છે, પરંતુ સુભાગ્યે એને બ્રહ્મનિષ્ઠ ગુરુથી જ્ઞાન પ્રાપ્ત થઇ જાય તો એ વિચારે છે કે, પરમાત્મા સર્વ વ્યાપક છે તો હું પણ પરમાત્મામાં જ છું; તો પછી ઇચ્છા શું કામ કરૂં અને કઇ વસ્તુની કરૂં ? આવા વિચારથી એની ઇચ્છાઓ બંધ થઇ જાય છે ત્યારે તે સ્થિતિમાં તે પોતે જ શાંત થઇને બ્રહ્માથી માંડીને એક જંતુમાંયે સર્વત્ર પોતાના જ આત્માને જોતો થાય છે, અને જીવનમુક્ત થઇ જન્મ મરણના ફેરામાંથી છૂટી જાય છે.

વસ્તુતઃ, બ્રહ્મજ્ઞાની તો જન્મ મરણના ફેરાને-આવાગમનને પણ માનતા નથી, કારણ કે તેઓ સમજે છે-અર્થાત, અનુભવથી જુએ છે કે, જેવી રીતે સમુદ્રમાંથી મોજાં જન્મે છે તેમનું સ્વરૂપ જળ જ છે અને મોજાં તો દેખાવના જ હોય છે, એવી રીતે પરમાત્મામાં હું, તમે અને આખોય સંસાર મિથ્યા દેખાવ પૂરતા જ છીએ; આપણે પરમાત્મા જ છીએ, એના સિવાય બીજા કોઇ નથી. ઉપર લખ્યા પ્રમાણે વિચારવાથી શાંતિ પ્રાપ્ત થાય છે અને એનો અભ્યાસ કરનાર સદા આનંદમાં રહે છે.

———